ભારતીય વિદ્યા સંશોધન ગ્રંથમાળા—૨૦

શામળ ગ્રંથાવલિ-૨

શામળ ભટ કૃત

# વેતાલપચીસી

(સિંહાસનબત્રીશી, વાર્તા ૩૨મી)

ભૂમિકા, કોશ, અનેક હસ્તપ્રતોને આધારે સંપાદિત મૂળપાઠ તથા વિવિધ પાઠાંતરો સાથે

સંપાદક

અંબાલાલ સ. પટેલ, એમ એ.



ભારતીય વિદ્યા ભવન

મુંબઈ

# આમુખ

ભારતીય વિદ્યા ભવનની સંશોધન ગ્રંથમાળાના વીશમા પુસ્તક તરીકે આ 'વેતાલપચીસી' પ્રકાશિત થાય છે. સંશોધન ગ્રંથમાળાનાં અત્યાર સુધીનાં પ્રકાશનોમાં વિષયનું તેમ જ ભાષાનું સારા પ્રમાણમાં વૈવિધ્ય રહ્યું છે. આમાં સંસ્કૃતમાં દર્શન અને અલંકારના વિષયની ('વેદવાદદ્વાત્રિંશિકા', 'ભગવદ્ગીતા ભારતીયદર્શનાનિ ચ', 'અર્થવાદાદિવિચાર', 'રસરત્નપ્રદીપિકા'), મહાભારત, પુરાણ ને કાવ્યનાટકના વિષયની ('જ્ઞાનદીપિકા', 'પુરાણિક વર્ડ્ઝ ઓવ વિઝ્ડમ', 'ચંદ્રલેખાસટ્ટક', 'શતકત્રયી', 'અન્યોક્ત્યષ્ટક સંગ્રહ', 'કૌમુદીમહોત્સવ'), એક પાલિની ('વિસુદ્ધિમગ્ગ'), તથા કેટલીક ગુજરાતી ભાષાશાસ્ત્રની ('ગુજરાતી સ્વરવ્યંજન પ્રક્રિયા', 'વાગ્વ્યાપાર') અને મધ્યકાલીન સાહિત્યની ('ભરતેશ્વર બાહુબલિરાસ', ભાલણકૃત 'કાદંબરી', શામળકૃત 'મદનમોહના', 'સિંહાસન બત્રીશી') રચનાઓનો સમાવેશ કરી શકાયો છે.

આમાંની ઘણીખરી કૃતિઓ આપણા પ્રાચીન સાહિત્ય અને સંસ્કૃતિના અધ્યયનમાં ઉચ્ચ અભ્યાસની કક્ષાએ સારી રીતે ઉપયોગી નીવડી છે એ ભવન માટે સંતોષનો વિષય છે.

પંદરમી સદીના રાજા પૃથ્વીચન્દ્રના મહાનિબન્ધ ધર્મતત્ત્વકલાનિધિનો વ્યવહારપ્રકાશ ભાગ ૧ પ્રસ્તુત સંશોધન ગ્રન્થમાળાના પુસ્તક ૨૧ તરીકે આ સાથે જ પ્રસિદ્ધ થાય છે. તે ગ્રન્થ સંસ્કૃતમાં છે અને ધર્મશાસ્ત્રના વિશે છે.

મધ્યકાલીન ગુજરાતી સાહિત્યની બીજી કેટલીક કૃતિઓ તેમ જ અન્ય વિદ્વત્તાપૂર્ણ ગ્રંથો યથાક્રમે પ્રસ્તુત ગ્રંથમાળામાં પ્રકટ કરવા માટે તૈયાર થઈ રહ્યા છે.

જયંતકૃષ્ણ હ. દવે
સન્માન્ય નિયામક, ભારતીય વિદ્યા ભવન

# પ્રાક્કથન

મહારાજા સર પ્રતાપસિંહ ગાયકવાડે ૧૯૪૮ માં ભારતીય વિદ્યા ભવનને કરેલા અનુદાનને પરિણામે પ્રાચીન ગુજરાતી સાહિત્યની જે પ્રશિષ્ટ કૃતિઓનું સંપાદન કરાવવામાં આવ્યું હતું, તેમાંથી આ પહેલાં શામળ ભટની 'સિંહાસન બત્રીશી'ની ૧૮ થી ૨૨ વાર્તા આ જ ગ્રંથમાળામાં ૧૯૬૦ માં પ્રગટ કરવામાં આવી હતી. તે પછી આ 'સિંહાસનબત્રીશી'ની ૩૨મી વાર્તા—'વેતાલપચીસી'ની પચ્ચીસ કથાઓ પ્રગટ કરવામાં આવે છે. શામળની 'વેતાલપચીસી' આમ તો આ પહેલાં ઘણી વાર મુદ્રિત થયેલી છે. પણ અનેક પ્રતોને આધારે તૈયાર કરેલો તેનો વિશ્વસ્ત મૂળપાઠ રજૂ કરવાનો આ પહેલો જ પ્રયાસ છે.

સદ્ગત સાક્ષરવર્ય રામનારાયણ પાઠકના સામાન્ય સંપાદકત્વ નીચે ભારતીય વિદ્યા ભવને શામળ ગ્રંથાવલિના સંપાદનકાર્યની યોજના હાથ ધરેલી. તે અનુસાર શ્રી. અંબાલાલ પટેલે પ્રસ્તુત કૃતિ સંપાદિત કરી છે. મૂળપાઠ, પાઠાંતરો તથા પ્રાસ્તાવિકનો પહેલો ખંડ ('સંપાદનમાં ઉપયુક્ત સાધનસામગ્રી') તેમણે તૈયાર કરેલાં છે. પ્રાસ્તાવિકનો બાકીનો ભાગ ("'વેતાલપચીસી'ની પૂર્વપરંપરા" અને "'કથાસરિત્સાગર'ની 'વેતાલપંચવિંશતિકા'નો સાર") તથા શબ્દકોશ મેં ઉમેરેલા છે.

સંપાદન માટે હસ્તપ્રતો સુલભ કરી આપી તેમનો ઉપયોગ કરવા દેવા બદલ અમે નીચેની સંસ્થાઓના અને તેમના સંચાલકોના આભારી છીએ:

ફાર્બસ ગુજરાતી સભા, મુંબઈ; ભાંડારકર પ્રાચ્ય વિદ્યા સંશોધન મંદિર, પૂના; ગુજરાત વિદ્યા સભા, અમદાવાદ.

અહીં એ પણ ઉલ્લેખ કરવો જોઈએ કે ભવનના કુલપતિ શ્રી. કનૈયાલાલ મુનશીનો પ્રાચીન સાહિત્યોદ્ધાર અને સંશોધનમાં જે ઊંડો ને સતત રસ રહ્યો છે, તેણે શામળ ગ્રંથાવલિની યોજનાના પ્રધાન પ્રેરક ને પોષક બળ તરીકે કામ કર્યું છે.

ગ્રંથાવલિના આગામી ગ્રંથો તરીકે 'નંદબત્રીશી', 'સુડાબહોતરી' અને 'સિંહાસનબત્રીશી'ની ૧૯ થી ૩૧ સુધીની વાર્તાઓ યથાવકાશ પ્રગટ કરવાની યોજના છે.

હરિવલ્લભ ચુ. ભાયાણી

## અનુક્રમ

## પ્રાસ્તાવિક

### સંપાદનમાં ઉપયુક્ત સાધનસામગ્રી

ગુજરાતી હસ્તપ્રતોની સંકલિત યાદીમા શામળની મડાપચીશી કે વૈતાલપચીશીની હસ્તપ્રતો (આખી કે ત્રુટક), શિલાછાપ પ્રતો કે અર્વાચીન પ્રતિલિપિઓ આ પ્રમાણે નોધાયેલી છે द. ૩૦૫, ૩૧૭, ૮૮૭ व, ૫૧૯ (લીથો), ૫૨૦–૨૧ (લીથો), फा ૧૧૯ ख, ૩૨૯, व. ૮૭૭, ૭૫૩૬, डे. को. ૧૬૬, इ. ૧૩૦ (લીથો), ब ૬૪ (નકલ). આમાથી પ્રસ્તુત સંપાદનને માટે નીચેની સામગ્રી ઉપયોગમા લઈ શકાઈ છે.

પ્રત ક. આ સંકલિત યાદીની फा. ૧૧૯ ख પ્રત છે. એ ફાર્બસ ગુજરાતી સભા હસ્તપ્રત સંગ્રહની છે. સિંહાસનબત્રીશીની બીજી વાર્તાઓની જેમ પ્રસ્તુત વાર્તા માટે પણ આ પ્રતને આધારભૂત ગણી છે. પ્રત સંવત ૧૮૪૬ ના આષાઢ સુદિ ૨ ને વાર બુધે શ્રી મીઠાજી શિષ્ય જીવણજીએ લખી છે.

**આરંભ:** શ્રી ગણેશાય નમઃ અથ વાર્તા મડાપચીસીની પુતલી ઈંદ્રાણીની લખ્યતે ॥

**અંત:** ઇતિશ્રી સિંહાસનબત્રીસિ વિક્રમચરિત્રે વાર્તા વૈતાલપચિસી કથા પચવીસમી સમાપ્ત ॥ ઈતિ વાર્તા બત્રીસે સમાપ્ત॥ સંવત્ ૧૮૪૬ ના આષાઢ શુદિ ૨ વાર બુધે લખીત આસાઢાદિ લેખક પાઠકયો શુભં ભવતુ ॥ કલ્યાણમસ્તુ ॥ શ્રી ॥

**લેખનની વિશિષ્ટતા:** (૧) વીખ્યાત, સરસ્વતિ, (૨) તેહને, શાની, કહે મહેર, (૩) કારજ્ય, ગુજરાત્ય, (૪) પામીઈ, નારીઈ, (૫) શાહાસ્ત્ર.

બધી બાબતમા આને આધારભૂત પ્રત ગણી છે અને ચોક્કસ કારણોએ કોઈ સ્થળે આનો પાઠ ભ્રષ્ટ કે નિકૃષ્ટ લાગ્યો ત્યા જ અન્ય પ્રતનો સારો લાગતો પાઠ સ્વીકાર્યો છે.

પ્રત ખ. આ ડેક્કન કોલેજ (પૂના)ની નં. ૧૬૬ ની પ્રત છે

**આરંભ:** શ્રી ગણેશાય નમઃ

**અંત:** પ. જીનવિજય લપિકૃતં ॥ ચેના વિવેકવિજય વાચાનાર્થે ॥ કલ્યાણમસ્તુ ॥ ઇતિ શ્રી સિંહાસનબત્રીસી વિષે વૈતાલપચીસી બત્રીસમી વાર્તા સમાપ્ત ॥ ગ્રંથાગ્રંથ ૨૦૦૫૦૦ સમાપ્ત.

પ્રત ગ. આ ગુજરાત વિદ્યા સભાના કવીશ્વર દલપતરામ હસ્તપ્રત-સંગ્રહની દ ૩૦૫ નામની પ્રત છે. ૧થી ૪૧ કડીનો સમાવેશ કરતાં આરંભના ચાર પાનાં નથી. ત્યાર પછી પ્રત સળંગ છે.

**લેખનની વિશિષ્ટતા :** (૧) નિર–નીર, (૨) રાંમો, ધાંન, ખાંન, દાંન; (૩) પનરસેહ, શાહાસ્ત્ર, તેહ, વેહેચિ, મોહટમ; (૪) નવ્ય, બુદ્ધસાગરતું, જ્યુગત્યે, ભોગવજ્યો; (૫) લહુ, (= લહ્યું), કહુ (= કહ્યું).

પ્રત ઘ. આ ગુજરાત વિદ્યા સભાની દ. ૮૮૭ વ નંબરની તૂટક પ્રત છે. પહેલી વાર્તામાં ૩૯, ૩–૪થી ૨૩૨ સુધીનો અંશ નથી. તે જ પ્રમાણે ચોથી વાર્તાની ૧૫૦,૩ થી લઇને સાતમી વાર્તાની ૬૦મી કડી સુધીનો અંશ અને ૨૦મી વાર્તાની ૩૫મી કડીથી અંત સુધીનો અંશ પણ નથી.

**આરંભ :** શ્રી ગણેશાય નમઃ ।। શ્રી સરસ્વતિ નમઃ ।। અથ વાર્તા વૈતાલ પચિશિની લિખ્યતે.

**લેખનની વિશિષ્ટતા :** (૧) સરસ્વતિ, કરિ–કરી, શિવજિ, ધાંણિ, હીતકારિ, થકિ–થકી, પુન્ન, સુખદેયણ; (૨) વાંણી, નાંમ, રામ, પાંમ્યો, પુરાંણ; (૩) શ્રીપત્ય, નરપત્ય, ગુજરાત્ય, જોત્ય, વાંણ્ય; (૪) બ્યાશ, સારદા, સેનિ; (૫) તેહેવિ, કાહર (= કાયર), કાઠીયુ (= કાઢયુ); (૬) વિક્ષાત, પ્રગણ્યાં, ન્યાલિ.

પ્રત ચ. આ શિલાછાપ પ્રત ગુજરાત વિદ્યા સભાની ૫૨૦ નંબરની પ્રત છે.

**મુખપૃષ્ઠ :** મડાપચીશીની વારતા—દોહરા ચોપાઈ સાથે—શામલભટ કવીની કીધેલી—બાપુ હરશેઠ દેવલેકરના છાપખાનામાં છાપી છે. મુંબઈ મધે, બાર-કોટમાં, ઠેકાણુ હનુમાન ગલી મધે–શકે ૧૭૭૩–શા. ૧૯૦૮, સને ૧૮૫૧.

પાનાં ૨૬૯–૨૭૬ (એટલે કે ૨૪મી વાર્તા ૯,૧ થી ૨૫મી વાર્તા ૫૦, ૧–૨ સુધીનો અંશ) તથા ૨૯૩ થી પછીના (એટલે કે ૨૫મી વાર્તાની ૧૮૪,૧–૨ પછીનો અંશ) ખૂટે છે.

**લેખનની વિશિષ્ટતા :** (૧) પંડીત, વીસ્ણુ, નીરાશ; (૨) ગણેશાએ, શુખદાએણી, ક્રુવાઆ, ગુણલાએક, ઓલખાવા, દાઙ, પુછા, ચુકો; (૩) શંહાર, શરસ્વંતી, શુખ; (૪) નૌશિતમ; (૫) વંચાએ.

પ્રત જ. આ ફાર્બસ ગુજરાતી સભાની ૩૨૯ નંબરની પ્રત છે. પ્રથમ આઠ પત્ર (એટલે કે આરંભની ૯૦ કડી જેટલો અંશ) નથી. પત્ર ૨૨ અને ૨૩ આગળ પાછળ મુકાયાં છે. ૨૧૧ પછીનાં પત્ર (એટલે કે ૨૫મી વાર્તાની ૧૯૦મી કડી પછીનો અંશ) નથી.

*

# વેતાલપચીસીની પૂર્વપરંપરા

સંસ્કૃતમા વેતાલપંચવિશતિની પાંચેક પાઠપરંપરાઓ જાણીતી છે.[1] તેમા ક્ષેમેંદ્રની બૃહત્કથામંજરી[2] (૧૧મી શતાબ્દીનું બીજુ ચરણ)ના એક ભાગ (૯,૨,૧૯–૧૨૨૧) રૂપે તથા સોમદેવના કથાસરિત્સાગર[3] (૧૦૬૩–૧૦૮૨)ના એક ભાગ (તરંગ ૭૫–૯૯) રૂપે રજૂ થયેલ કાશ્મીરી પરંપરા, શિવદાસની[4] પરંપરા (૧૪૮૭ પહેલા), તેના રૂપાંતર જેવી વલ્લભદાસની[5]

૧. વેતાલપંચવિંશતિની કથાપરંપરાને લગતા તુલનાત્મક અને વિવેચનાત્મક અધ્યયન માટેના પ્રમુખ સાધનો આ પ્રમાણે છે
વિન્તર્નિત્સ, ગશિખ્તે દેર ઇન્દિશેન લિતેરાતુર, ૩ (૧૯૨૨), ૩૩૦–૩૩૫, જર્ગેન્સેન (Jörgensen), આઇન બાઈત્રાગ ત્સુર કેન્તનીસ દેસ વેતાગી (જર્નલ ઓવ દ જર્મન ઓરિએન્ટલ સોસાયટી, ZDMG, ૭૫, ૧૯૨૧, ૨૧૩-૨૩૬), કીથ, એ હિસ્ટરી ઓવ સંસ્કૃત લિટરેચર, લંડન,૧૯૨૮, (પુનર્મુદ્રણ ૧૯૫૩), પ્રસ્તાવના પૃ ૧૧-૧૨, ૨૮૮-૯૦. દે, હિસ્ટરી ઓવ સંસ્કૃત લિટરેચર, કલકત્તા, ૧૯૪૭, ૪૨૧ ૪૨૩, પેન્ઝર, ઓશન ઓવ સ્ટોરી, લંડન, ૧૯૨૪-૨૮, ૬, એમેનો, જંભલદત્તાઝ વર્ઝન ઓવ દ વેતાલ પંચવિંશતિ, કનેક્ટિકટ, ૧૯૩૪. પ્રાદેશિક રૂપાંતરોની સંદર્ભસૂચિ માટે ટીપ ૧૦ જુઓ.

૨. સંપાદક, શિવદત્ત અને પરબ, નિર્ણયસાગર પ્રેસ, મુંબઈ ૧૯૦૧, ક્ષેમેંદ્ર ને સોમદેવની પરંપરાની તુલના માટે, જુઓ એમેનો, ક્ષેમેન્દ્ર એઝ કવિ, જર્નલ ઓવ દ અમેરિકન ઓરિએન્ટલ સોસાયટી, ૫૩,૧૯૩૩, ૧૨૪–૧૪૩.

૩. સંપાદક, દુર્ગાપ્રસાદ અને પરબ, નિર્ણય સાગર પ્રેસ, મુંબઈ ૧૮૮૯, બ્રોકહાઉસ, લાઇપ્સિશ, ૧૮૪૩, ૧૮૬૨, ૧૮૬૬. આગ્લ અનુવાદ, ટોનીકૃત ઓશન ઓવ સ્ટોરી, બિબ્લિઓથેમ ઇન્ડિકા, કલકત્તા, ૧૮૮૦–૮૭, ટિપ્પણ વગેરે સાથે પુનર્મુદ્રણ, પેન્ઝરકૃત, લંડન, ૧૯૨૪–૨૮

૪. સંપાદક, ઊલે (Uhle), લાઇપ્ઝીશ, ૧૮૮૪, તેણે જ ૧૪૮૭ વાળી પ્રતનો પાઠ ૧૯૧૪માં પ્રકાશિત કર્યો, શિવદાસની વે પં.ના વિવેચન માટે જુઓ હેર્તેલ, શિવદાસસ વેતાલપંચવિંશતિકા, આઇનલેર્ગ ટેસ્ત ગાબે, ૧૪૭, કથા ૧૦મી, ૨૧મી, ૨૨મી, ૨૩મી ને ૨૪મીના યુરોપીય ભાષાગત અનુવાદ વગેરે માટે જુઓ એમેનો, ટિ. ૧મા નિર્દિષ્ટ ગ્રંથ, ભૂમિકા, પૃ. ૨૩

૫. એમેનો, ટિ. ૧મા નિર્દિષ્ટ ગ્રંથ, ભૂમિકા પૃ. ૯.

પરંપરા, ક્ષેમેંદ્રના પદ્યપાઠ પરથી ગદ્ય રૂપાંતર[6] અને જંભલદત્તની[7] પરંપરા (૧૬મી શતાબ્દી પહેલાં)—એટલાનો સમાવેશ થાય છે. મુખ્યત્વે તો કાશ્મીરી (કા.), શિવદાસીય (શિ.) ને જંભલદત્તીય (જં.) એમ ત્રણ પરંપરા ગણાય. સોમદેવીય (સો.) અને ક્ષેમેન્દ્રીય (ક્ષે.) પરંપરામાં વસ્તુ એકનું એક છે. ક્ષે. ટૂંકી, ગૌણ વીગતો ટાળતી અને અડવી છે. વલ્લદાસીય પરંપરા પાઠની દૃષ્ટિએ શિ. થી કોઈ મહત્ત્વનો ફરક નથી દાખવતી. જં. ગદ્યમા છે, જ્યારે શિ. પદ્યમિશ્રત ગદ્યમા છે. જં. નાં સ્થળનામો ને વ્યક્તિનામો સો. ને ક્ષે. નાં નામોને ઘણાં જ મળતાં આવે છે, જ્યારે શિ. એ ત્રણેથી આ બાબતમાં સારી રીતે જુદી પડે છે. આ પરથી સુચિત થાય છે કે જં. ને શિ. કરતાં જં. ને કા. એકબીજાની વધુ નિકટ છે. પણ બીજે પક્ષે, કથાગત વીગતોની બાબતમાં જં. ત્રણેથી જુદી પડે છે. જ્યાં મળતાપણું છે ત્યાં કેટલીક બાબતોમાં કા. સાથે છે, તો બીજી બાબતોમાં શિ. સાથે છે. આમ ત્રણે પરંપરાઓના આંતરસંબંધનું સ્વરૂપ હજી અસ્પષ્ટ રહે છે. સોમદેવ અને ક્ષેમેન્દ્રના રૂપાંતરોમાં મળતી હોવા છતાં વૈતાલપંચવિંશતિની કથાઓ મૂળ ગુણાઢ્યકૃત બૃહત્કથાના એક ભાગ તરીકે નહીં, પણ સ્વતંત્ર કથાગુચ્છ હોવાનું વિદ્વાનો માને છે.[8]

શિ. અને કા. માં પૂર્વપીઠિકા ઉપરાંત માત્ર ૨૪ કથાઓ છે અને એથી સમગ્ર વાર્તાનો ઉપસંહાર એ ૨૫ મી કથા તરીકે છે. પણ જં. માં પૂર્વપીઠિકા અને ઉપસંહાર ઉપરાંત ૨૫ કથાઓ છે. જં. ની ૨૧ મી, ૨૨ મી, ૨૩ મી કથાઓ બીજી કોઈ સંસ્કૃત પરંપરામા નથી મળતી. જં. માં મૂળે ૨૫ ને બદલે ૨૭ કથા હોવાનુ એમેનો માને છે. નેપાળી પાઠપરંપરામાં બૃહત્કથાની ૧૭ મી ને ૧૮ મી (શિ. ની ૧૬ મી ને ૧૭ મી) નથી. બંગાળી પાઠપરંપરામા એ બે કથા છે, પણ નેપાળી પાઠપરંપરામા છે તે બૃહત્કથાની ૧૨ મી ને ૧૪ મી (શિ. ની ૧૧ મી ને ૧૩ મી) નથી. આ ઉપરથી મૂળમાં ૨૭ કથા હોવાનું અનુમાન કરેલુ છે.

---

૬. ઊલેના શિવદાસના ૧૮૮૪ ના સંપાદનમાં પ્રકાશિત.

૭. સંપાદક, પં. જિબાનંદ વિદ્યાસાગર, કલકત્તા, ૧૮૭૩; સમીક્ષિત સંપાદન, એમેનો, ટિ. ૧ માં નિર્દિષ્ટ.

૮. કીથ, એ હિસ્ટરી ઑવ સંસ્કૃત લિટરેચર, ૧૯૫૩, પૃ. ૨૬૮; દે, હિસ્ટરી ઑવ સંસ્કૃત લિટરેચર, ૧૯૪૭, પૃ. ૪૨૧.

મો., ક્ષે., શિ. ને જ. મા મળતી કથાઓનો તુલનાદર્શક કોઠો નીચે પ્રમાણે છે.

| સોમદેવ પૂર્વપીઠિકા | ક્ષેમેન્દ્ર પૂર્વપીઠિકા | શિવદાસ પૂર્વપીઠિકા | જંભલદત્ત પૂર્વપીઠિકા |
|---|---|---|---|
| ૧ | ૧ | ૧ | ૧ |
| ૨ | ૨ | ૨ | ૨ |
| ૩ | ૩ | ૩ | ૩ |
| ૪ | ૪ | ૪ | ૪ |
| ૫ | ૬ | ૫ | ૬ |
| ૬ | ૭ | ૬ | ૭ (ને), ૮(બ) |
| ૭ | ૮ | ૮ | ૮ (ને), ૭(બ) |
| ૮ | ૫ | ૨૩ | ૫ |
| • ૯ | ૯ | ૭ | ૮ |
| ૧૦ | ૧૦ | ૯ | ૧૦ |
| ૧૧ | ૧૧ | ૧૦ | ૧૧ |
| ૧૨ | ૧૨ | ૧૧ | ૧૨(ને),×(બ) |
| ૧૩ | ૧૩ | ૧૨ | ૧૩(ને), ૧૨(બ) |
| ૧૪ | ૧૪ | ૧૩ | ૧૫(ને),×(બ) |
| ૧૫ | ૧૫ | ૧૪ | ૧૪(ને.), ૧૩(બ) |
| ૧૬ | ૧૬ | ૧૫ | ૨૪ |
| ૧૭ | ૧૭ | ૧૬ | ×(ને), ૧૪(બ) |
| ૧૮ | ૧૮ | ૧૭ | ×(ને), ૧૫(બ.) |
| ૧૯ | ૧૯ | ૧૮ | ૧૬ |
| ૨૦ | ૨૦ | ૧૯ | ૧૭ |
| ૨૧ | ૨૧ | ૨૦ | ૧૮ |
| ૨૨ | ૨૨ | ૨૧ | ૧૯ |
| ૨૩ | ૨૩ | ૨૨ | ૨૦ |
| ૨૪ | ૨૪ | ૨૪ | ૨૫ |
| ઉપસંહાર | ઉપસંહાર | ઉપસંહાર | ઉપસંહાર |

જં.ની ૨૧મી, ૨૨મી ને ૨૩મી કથા સો. ક્ષે. ને શિ.મા નથી આમા શિ.નો સબંધ વિશિષ્ટપણે ગુજરાત સાથે હોવાનું જણાય છે તેની ભાષા ઉપરના પ્રાચીન ગુજરાતીના પ્રભાવને આધારે હેર્તેલ આ નિર્ણય પર આવેલ છે[૯] તેણે એમ પણ દર્શાવ્યુ છે કે શિવદાસના મૂળ આધાર તરીકે કોઈ પદ્યાત્મક રૂપાતર હોવુ જોઈએ

૯. હેર્તેલ, શિવદાસસ વેતાલપંચવિંશતિકા, આઈતમેર્ગ ફેસ્ટગાબે પૃ ૧૩૫ અને પછીના—કીથ, એજન, પ્રસ્તાવના પૃ ૧૧–૧૨ ઉપર નિર્દિષ્ટ

જં.ની સમાનતા અમુક અંશે કા. સાથે હોવાનું ઉપર સૂચવ્યું છે. જંભલદત્તના વ્યક્તિત્વ, સમય કે સ્થળ વિશે આપણે સાવ અંધારામાં છીએ. પણ તેની કૃતિમાં બે સ્થળે આવતા દ્વિરટિકા (૧૨,૭;૧૨,૨૦) શબ્દ ઉપરથી કાઈક અનુમાન કરી શકાય તેમ છે. બંને સંદર્ભમાં 'દ્વિરટિકા' કાપીને, લટકતા શબને વૃક્ષ પરથી નીચે પાડ્યાની વાત છે. એમેનો 'સખત ફટકો મારીને' એવા અર્થની કામચલાઉ અટકળ કરે છે, પણ પોતેજ તેનાથી અસંતુષ્ટ છે. હકીકતે આ 'દ્વિરટિકા' એ ગુજરાતી 'દોરડી', પ્રાચીન રૂપ 'દોરડિયા'નું સંસ્કૃતીકરણજ છે! આ વાત લક્ષમાં લેતાં જંભલદત્તની કૃતિ ઉપર પણ જૂની ગુજરાતીનો પ્રભાવ માનવો પડશે—પછી એ તેની આધારભૂત કૃતિનું પરિણામ હોય, કે સ્વતંત્ર રીતે આવેલો હોય. શિવદાસની કૃતિ ઉપરના આવા પ્રભાવની વાત ઉપર કરીજ છે.

વેતાલપંચવિંશતિની અત્યંત લોકપ્રિયતાને કારણે ઘણી પ્રાદેશિક ભાષાઓમાં પ્રાચીન સમયથીજ તેનાં રૂપાંતર થતાં આવ્યાં છે. વ્રજ, હિન્દી, નેવારી, ગુજરાતી, બંગાળી, મરાઠી, તામિલ, તેલુગુ, કન્નડ વગેરેનાં રૂપાંતરો તથા તેમાંથી કેટલાકના અંગ્રેજી અનુવાદો પ્રસિદ્ધ થયેલાં છે, અને તેમને આધારે એ કથાઓએ અર્વાચીન યુરોપીય લોકકથાસાહિત્યમાં પ્રવેશ કર્યો છે. સંસ્કૃત કથાઓ પ્રાચીન ફારસીઅરબી સાહિત્યમા પ્રવેશીને તેમાંથી પણ યુરોપીય સાહિત્યમાં પ્રચલિત બનેલી.[૧૦]

પ્રાદેશિક પરંપરાની વિચારણા કરતાં પશ્ચિમના વિદ્વાનોના લક્ષમાં પ્રાચીન ગુજરાતી કૃતિઓ નથી આવી લાગતી. પ્રાચીન ગુજરાતીમાં જ્ઞાનચંદ્ર (૧૫૩૭), અજ્ઞાતકર્તૃક ગદ્યાત્મક (૧૬મી શતાબ્દી?), દેવશીલ (૧૫૬૩), હેમાણંદ (૧૫૯૦), સિંહપ્રમોદ (૧૫૪૬ કે ૧૬૧૬?), હાજી (૧૭મી. શતાબ્દી?), શામળ (૧૭૪૪), વગેરેની વેતાલપંચવિંશતિ ને લગતી કૃતિઓ મળે છે.

---

૧૦. વિસ્તૃત ને વીગતી માહિતી માટે જુઓ, ગ્રિઅર્સન, ધી મોડર્ન વર્નાક્યુલર લિટરેચર ઓવ હિન્દુસ્તાન, ૧૮૫૫, પૃ. ૯૭, ૧૬૬–૬૭; ઓસ્તર્લે (Oesterley), બૈતાલ પચીસી, બિબ્લિઓથેક ઓરિએન્તાલિશેર મેર્ખેન ઉન્ત એર્ત્સેલુન્ગેન ૧, ૧૮૭૩; ટીપ ૩મા નિર્દિષ્ટ પેન્ઝરનો ગ્રંથ, ખંડ ૬, પૃ. ૨૨૫ અને પછીનાં.

*

# કથાસરિત્સાગરની વેતાલપંચવિંશતિકાનો સાર

**કથાપીઠ :** ગોદાવરીતટે પ્રતિષ્ઠાન દેશ. વિક્રમસેનનો પુત્ર ત્રિવિક્રમસેન રાજ્ય કરે. દસ વરસથી દરરોજ એક ભિક્ષુ તેને ફળ આપી જાય. રાજા તે ભંડારીના હાથમા સોંપે. એક વાર રક્ષક પાસેથી નાસી છૂટીને રાજ્યસભામા આવેલા વાનરના બચ્ચાને રાજાએ ભિક્ષુએ આણેલું ફળ આપ્યુ. અંદરથી મૂલ્યવાન રત્ન પડ્યું. ભંડારી પાસે તપાસ કરાવી, તો આગળના બધા ફળો સડી જઈ અંદરથી રત્નો નીકળેલા. તેમનો ભંડારમા ઢગ. વળતે દિવસે કારણ પૂછતા ભિક્ષુએ ખુલાસો કર્યો : મંત્રસાધનામા તારા જેવા વીરની સહાયતા માગુ છુ. રાજાએ વચન આપ્યુ. કાળીચૌદશની રાતે સ્મશાનના વડ પાસે રાજા ભિક્ષુને મળ્યો. તેના કહેવાથી દક્ષિણ દિશામા ઠીકઠીક દૂરના શીશમના ઝાડ પર લટકતા એક શબને લાવવા તે ઊપડ્યો. ઝાડ પર ચડી દોરી કાપી શબ રાજાએ નીચે નાખ્યુ. તે કણસવા લાગ્યુ. જીવ હોવાની શંકાથી રાજાએ શરીર તપાસ્યુ. તે ખડખડ હસ્યુ. અંદર વેતાળ ભરાયો છે જાણી રાજા બોલ્યો. હસે છે શું ? ચાલ. તેવુ જ શબ્દ ઊડીને શીશમ પરથી ફરી લટકવા લાગ્યુ. રાજાએ ફરી નીચે નાખ્યુ. પછી મૂંગોમૂંગો તેને ખભે ઊંચકીને ઊપડ્યો. શબમા ભરાયેલો વેતાળ બોલ્યો. વાટ ખુટાડવા વાર્તા કહું છુ, સાંભળ.

**કથા પહેલી (સાંકેતિક ભાષા, ડાકણનુ આળ) :** મંત્રીપુત્ર સાથે શિકારે નીકળેલા રાજકુમારે વનમા સરોવરકાંઠે સખીઓ સાથે સ્નાન કરવા આવેલી એક સુંદરી જોઈ. પરસ્પર અનુરાગ. રમતને બહાને સુંદરીએ સંકેત કર્યા. કર્ણ ઉપર ઉત્પલ મૂક્યુ. પછી દાંત સાફ કર્યા. મસ્તક ઉપર પદ્મ રાખ્યુ. હાથ હૃદય પર. પછી ચાલી ગઈ. રાજકુમાર પાછો ફર્યો. મંત્રીપુત્રે સંકેત સમજાવ્યા. કર્ણોત્પલ રાજાના નગરમા હાથીદાંતના ઘાટો ઘડનાર મણિયારની પુત્રી નામે પદ્માવતી તારા પર આસક્ત. શિકારનિમિત્તે બંને નીકળ્યા. પદ્માવતીના પડોશમા વૃદ્ધાને ત્યા ઊતર્યા. સંદેશો લઈને આવેલી વૃદ્ધાને ગાલે પદ્માવતીએ કપૂરવાળા હાથે થપાટ મારી. દસ આંગળાના ચિહ્ન. મંત્રીપુત્રનો ખુલાસો : અજવાળી દસ રાત વાટ જુઓ. તે પ્રમાણે ફરીથી ગયેલી વૃદ્ધાને પદ્માવતીએ છાતી પર અળતાવાળી ત્રણ આંગળીનો પ્રહાર કર્યો. ખુલાસો : રજસ્વલા હોવાથી ત્રણ રાત પછીનો વાયદો. તે પ્રમાણે ત્રીજી વાર મોકલેલી વૃદ્ધાનું સ્વાગત. હાથી ગાંડો થયાનો બહાર કોલાહલ એ નિમિત્તે વૃદ્ધાને પાછલી બારીએથી બાજોઠ પર બેસારી બગીચામા ઉતારી,

ને ત્યાંથી ઝાડ ચડી દિવાલ ઓળંગીને જવા કહ્યું. આ રસ્તે રાતે આવવાનો સંકેત. પછી એ રીતે રોજ પદ્માવતીને કુમાર મળતો. સંકેતો ઉકેલનાર મંત્રીપુત્ર છે જાણીને તેના વશમાંથી રાજકુમારને છોડાવવા અનુરાગાતિશયથી પદ્માવતીએ મંત્રીપુત્રને વિષનાખ્યું પકવાન્ન મોકલ્યું. કૂતરાને નાખી મંત્રીપુત્રે રાજકુમારની ખાતરી કરાવી. શિક્ષા કરવાની ને ઉપાડી જવાની બાજી ગોઠવી: મંત્રીપુત્રના શીખવ્યા પ્રમાણે કુમાર પદ્માવતીને મદિરા પાઈ, પીઠે ધગધગતું ત્રિશૂળ ચાંપી, ઘરેણાં લઈને ચાલ્યો આવ્યો. ચેનાવેશે ઘરેણાંમાંથી મોતીની માળા વેચતા કુમારને રક્ષકોએ પકડ્યો. તેના ગુરુ સિદ્ધવેશી મંત્રીપુત્ર પાસે શ્મશાનમાં લાવ્યા. તેણે ખુલાસો કર્યો રાત્રે કોઈ જોગણીઓનું ટોળું આવેલું. તેમાંની એક પાપિણી જોગણીએ રાજપુત્રનું હૃદય ચીરી ભૈરવને ભોગ ધર્યો. (એ અરસામાં કર્ણોત્પલ રાજાનો પુત્ર એકાએક મૃત્યુ પામેલો) પછી તે મારી જપમાળા આંચકવા આવી મેં તેની પીઠ પર મંત્રેલું ત્રિશૂળ માર્યું અને તેની મોતીની માળા લઈ લીધી તે વેચવા ચેલો ગયેલો. તપાસ કરતાં પદ્માવતીની પીઠ પર ત્રિશૂળ રાજાએ તેને રાજપુત્રની ઘાતક ડાકણ ગણી સિદ્ધના કહેવાથી દેશવટો દીધો. મંત્રીપુત્રનું કાવતરૂં સમજી તેણે આપઘાત ન કર્યો. બંને મિત્રો વેશપલટો કરી, ઘોડેસવાર થઈ, પદ્માવતીને લઈને સ્વદેશ ગયા. પદ્માવતીને વની પશુઓએ ફાડી ખાધી હશે માની તેનો બાપ શોકથી મરી ગયો. મા સતી થઈ. વેતાલનો રાજાને પ્રશ્ન માબાપની હત્યાનું પાપ કોને લાગ્યું— રાજકુમારને, મંત્રીપુત્રને કે પદ્માવતીને? જાણવા છતાં તું ન કહે તો તારૂં મસ્તક શતધા વિદીર્ણ થઈ જશે. રાજાનો ઉત્તર પાપ કર્ણોત્પલ રાજાને લાગે. મંત્રીપુત્ર સેવાસક્ત હતો, રાજકુમાર ને પદ્માવતી કામાસક્ત હતાં. રાજાએ હકીકતની ખાતરી કર્યા વિના શિક્ષા કરી માટે તે દોષિત. રાજાના ઉત્તર સાથે જ વેતાળસહિત શબ માયાથી ક્યાંક ઊડી ગયું.

વળતે દિવસે ફરી ત્રિવિક્રમસેન શીશમના ઝાડેથી શબ ઉતારી ખભે નાખીને ઊપડ્યો ને ફરી અંદરના વેતાળે વાર્તા કહેવી શરૂ કરી (આ રીતે દરરોજ ચોવીસ દિવસ સુધી વેતાળે પ્રશ્નગર્ભ વાર્તા કહી ને રાજાનો ઉત્તર મળતાં શબ ઊડી જતું, ને વળતે દિવસે રાજા ફરી તેને લઈને સિદ્ધ પાસે આવવા ઊપડતો. એમ વેતાળે ચોવીસ કથા કહી)

**કથા બીજી (ત્રણ વર, એક કન્યા):** બ્રાહ્મણપુત્રી મંદારવતી. ત્રણ બ્રાહ્મણપુત્રો તેના પર આસક્ત. દાહજ્વરથી મંદારવતીનું મૃત્યુ. પ્રેમીઓ

અગ્નિસસ્કાર કર્યો. એક ત્યા મઢી બાધી ભસ્મની શય્યા કરી, ભિક્ષાચર્યાથી રહ્યો. બીજો તેના ફૂલ લઇ ભાગીરથી ગયો. ત્રીજો તપસ્વી થઈ દેશેદેશ ભમતો વક્રોલક ગામમા બ્રાહ્મણનો અતિથિ થઈ ભોજન લેવા બેઠો. ત્યા બાળક રડવા લાગ્યુ. છાનું ન રહ્યુ. બ્રિન્હાઈને માતાએ સળગતા અગ્નિમા નાખ્યુ. બળી ગયુ. ડવાઈ ગયેલો અતિથિ "બ્રહ્મરાક્ષસનુ ઘર" કહી, જમ્યા વિના ઊભો થઇ ગયો. બ્રાહ્મણે પઠિતસિદ્ધ મૃતસજીવની મત્ર પુસ્તિકા લાવીને વાચ્યો. મત્રેની ધૂળ ભસ્મ ઉપર છાટી બાળક સજીવન થયુ. સતુષ્ટ થઈ તાપસ જમ્યો. રાત્રે રોડલે મૂકેલી પુસ્તિકા ઉઠાવીને તાપસ ઊપડી ગયો મદાગવતીને બાળી હતી ત્યા આવ્યો. ગગા ગયો હતો તે પણ આવ્યો. મઢી વાળાને મઢી ઉઠાવી લેવા કહ્યુ. મત્ર વાચ્યો મત્રેની ધૂળ ભસ્મ ઉપર છાટી મદાગવતી સજીવન થઈ. ત્રણે વચ્ચે કલહ થયો. વેતાળનો પ્રશ્ન : મદાગવતી ત્રણમાથી કોને મળે ? રાજાનો ઉત્તર 'ભસ્મશય્યા કરીને રહેનારને તે તેનો પતિ. અસ્થિ ગગામા નાખનાર પુત્ર થયો, જિવાડનાર પિતા.

**કથા ત્રીજી (કોણ દુષ્ટ, પુરુષ કે સ્ત્રી?) :** પોતપોતાના પાલક રાજકુમાર ને રાજકુમારીનો વિવાહ થતા, એકજ પાજરામા રાખેલા શુક ને પુરુષદ્વેષિણી સારિકા વચ્ચે, શુકને તરછોડવાને કારણે, વિવાદ થયો 'પુરુષ દુષ્ટ કે સ્ત્રી દુષ્ટ?' નિર્ણાયક રાજકુમાર પાસે, હારે તે દાસ કે પત્ની થાય એ શરતે બને એ એક એક કથા કહી

**પુરુષદુષ્ટતા ઉપર સારિકાની કથા**—પિતાના મૃત્યુ પછી દ્યૂત વગેરેમા સર્વસ્વ હારીને પરદેશ ગયેલા વણિક્પુત્રને ત્યાના એક શેઠે કુલીન સમજી એમની એક કન્યા પરણાવી ઘણું દ્રવ્ય આપ્યુ પત્ની ને ઘરડી દાસી સાથે સ્વદેશ પાછો ફરતો વણિક્પુત્ર, ચોરની બીક દેખાડી ઘરેણા લઈ, પત્ની ને દાસીને જગલમા ખાડામા નાખીને નાસી ગયો. દાસી મરી ગઈ પત્ની જેમ તેમ કરી બચી ઝાડિયામાથી નીકળી ઘેર આવીને તેણે બનાવટી વાત કહી ચોરે લૂટી ખાડામા નાખી દીધા, પોતે માત્ર બચી, પ્રવાસીઓએ કાઢી પતિને બાધીને ચોર લઇ ગયા પેલો વણિક્પુત્ર બધુ ધન જુગારમા હારી જઇ ફરી સસરાપાસેથી મેળવવાની આશાએ સાસરે આવ્યો દૂરથી આવતો જોઈ, પત્ની તેને જઇ મળી પોતે પિતાને બનાવટી વાત કહી ને તેને કેમ બચાવી લીધો છે તેની વાત કરી, તેની બીક દૂર કરી. થોડા દિવસ પછી ખોળામા સૂતેલી પત્નીને મારી નાખી, ઘરેણા લઈને વણિક્પુત્ર ફરી નાસી ગયો પુરુષો આવા દુષ્ટ ને કૃતઘ્ન

**સ્ત્રીદુષ્ટતા ઉપર શુકની કથા**—કોટિપતિ વણિકની પુત્રી પીયરવાસમા પરપુરુષમા આસક્ત બની રોજ મોજ કરતી. પતિ આવ્યો તે રાતે તેની માગણી છતા તેને ન સેવ્યો. ઊંઘવાનો ઢોગ કર્યો. પતિ પીને ઊંઘી ગયો. એક ચોર ખાતર પાડીને ઘરમા પેઠો. વણિકપુત્રી ઘરેણા પહેરી જારને મળવા ઊપડી. નિરાશ ચોર તેની પાછળ પાછળ. સંકેતસ્થાને આગળથી આવેલા જારને ચોર ધારી રક્ષકોએ ઝાડ પર ફાસીએ લટકાવી દીધેલો. તેની દશાથી વિલાપ કરતી વણિકપુત્રી શબને ઉતારીને પુષ્પશણગાર સજાવી ભેટીને ચૂમવા ગઈ ત્યા શબમા ભરાયેલા વેતાળે તેનુ નાક કરડી ખાધુ. ચીસ પાડી ભયભીત થઈ તે પાછી ફરી. કૌતુકથી ચોર તેની પાછળપાછળ. ઘરે આવી બૂમરાણ કરી વણિકપુત્રીએ પતિ ઉપર નાક કાપવાનો આરોપ મૂકયો. ડઘાઈને તે કશું બોલી ન શક્યો. બાધીને સવારે તેને રાજા પાસે લઈ ગયા. તેનો બચાવ ન સાભળતા રાજાએ વધ કરવાની આજ્ઞા કરી ડિંડિમઘોષ સાથે વધ્યભૂમિ તરફ તેને લઈ જતા હતા ત્યારે રાજપુરુષોને અને પછી રાજાને ચોરે પતિની નિર્દોષતા જણાવી. પુરાવા તરીકે શબના મોમા નાકનો ટુકડો હોવાનું જણાવ્યુ. પતિ છૂટ્યો. વણિકપુત્રીને નાકકાન કાપીને દેશવટો. ચોરને નગરાધ્યક્ષનુ પદ. શુકે આટલી વાત કહી, ત્યા તેનો શાપમોક્ષ થયો. ચિત્રરથ ગાધર્વ તરીકે તે સ્વર્ગે ગયો. વિવાદનો નિર્ણય ન થયો. વેતાળનો પ્રશ્ન : કોણ દુષ્ટ, પુરુષ કે સ્ત્રી ? રાજાનો ઉત્તર : સ્ત્રી. પુરુષો ક્યાક, ક્વચિત દુરાચારી, સ્ત્રીઓ સર્વત્ર, સર્વદા એવી.

**કથા ચોથી ( સેવકનું સ્વાર્પણ )**: માળવાનો બ્રાહ્મણ વીરવર શોભાવતીના શૂદ્રક રાજાની રાત દિવસ ચોકી કરે. રોજના પાચસો દીનારનું વેતન. મોટો ભાગ દાનપૂજામા ખર્ચે. ઘનઘોર મધરાતે સ્ત્રીનો રુદનસ્વર. રાજાએ તેને તપાસે મોકલ્યો. પાછળ ગુપ્ત રીતે રાજા ગયો. રડતી સ્ત્રી રાજ્યલક્ષ્મી હતી. ત્રણ દિવસ પછી રાજાનુ મૃત્યુ, અને કુલદેવી ચડિકાને પુત્રનું બલિદાન આપતા રાજા બચે એટલુ રાજ્યલક્ષ્મી પાસેથી જાણીને વીરવરે તરત જ પોતાના પુત્રને ચડિકા આગળ વધેર્યો. આથી તેની પુત્રીનું હૃદય ફાટી ગયુ. પત્ની સંતાનો સાથે ચિતામા બળી વીરવરે પણ પોતાનું મસ્તક છેદી ભોગ ધર્યો. આ સૌનો સાક્ષી રાજા પોતાનો ભોગ ધરવા ગયો. ચડિકાએ સૌને સજીવન કર્યા. રાજા સતાઈ ગયો. વીરવર ફરી પહેરો ભરવા પહોચી ગયો. 'કોઈક રાક્ષસી રડતી હતી ને ક્યાક નાસી ગઈ' એમ વીરવરે રાજાને ભળતી વાત કરી. મૂગા આત્મસમર્પણથી પ્રસન્ન રાજાએ વીરવરને લાટ ને કર્ણાટક દેશ આપ્યા. વેતાળનો પ્રશ્ન : વીરવર, પુત્ર, પુત્રી,

પત્ની ને રાજા એમાં સૌથી મોટો વીર કોણ? જવાબ : ઉત્તર : રાજા, કેમકે બીજાઓએ તો માત્ર પોતાની ફરજ અદા કરી હતી.

**કથા પાંચમી (કોણ ચડે : શૂર, જ્ઞાની કે વિજ્ઞાની?)** અમાત્યપુત્રીની પ્રતિજ્ઞા, 'વરું તો જ્ઞાનીને, શૂરને કે વિજ્ઞાનીને'. (૧) દક્ષિણમાં રાજકાજે ગયેલા પિતાએ, સ્વનિર્મિત આકાશગામી રથમાં બેસાડીને ઇંદ્રલોક બતાવી આપનાર વિજ્ઞાનીને, (૨) ભાઈએ શસ્ત્રનિપુણ શૂરને, (૩) માતાએ ત્રિકાળજ્ઞાનીને, સાતમે દિવસે કન્યા પરણાવવાનો પરસ્પરથી અજાણ્યે કોલ આપ્યો. વિવાહદિને ત્રણે જણ આવ્યા. તે વેળા કન્યા એકાએક ગુમ થઈ. 'ધૂમશિખ રાક્ષસે હરી જઈને તેને વિંધ્યના જંગલમાં પોતાને ત્યાં રાખી છે' એમ જ્ઞાનીએ જણાવ્યું. વિજ્ઞાની શસ્ત્રભરેલો રથ નિર્માણ કરી સૌને રાક્ષસને આવાસે લઈ ગયો. શૂરે રાક્ષસને માર્યો. કન્યા સાથે સૌ પાછા ફર્યા. કન્યા અંગે વિવાદ થયો. વેતાળનો પ્રશ્ન : કન્યા ત્રણમાંથી કોણે મળે? રાજાનો ઉત્તર : શૂરને. તેણે જીવને જોખમે તે મેળવી. બીજા બે ગણક ને તક્ષકને સ્થાને.

**કથા છઠ્ઠી (માથાંની અદલાબદલી)** : દેવીપૂજાના ઉત્સવ માટે તેડવા આવેલા સાળાની સાથે ધોબી પત્નીને લઈને સસરાને ગામ ગયો. પાદરના ગૌરીમંદિરમાં (જ્યાંની વાર્ષિક યાત્રામાં ધોબીને પત્નીલાભ થયેલો) તે પગે લાગવા ગયો. દેવીને ધરવાનું પાસે કશું ન હોવાથી બીજાં બે જણ બહાર ઊભાં રહ્યાં. દર્શન કરતાં ધોબીનો પોતાનો ભોગ આપીને દેવીને પ્રસન્ન કરવાની મતિ ઊપજી. ઘંટાની સાંકળે વાળ બાંધી, દેવીના ખડ્ગથી માથું વધેર્યું. સાળો તપાસે આવ્યો. મૂઢ બની જઈ તેણે પણ પોતાનો શિરચ્છેદ કર્યો. પત્ની તપાસે આવી. દુઃખથી મૂર્ચ્છિત થઈ દેવીસ્તુતિ કરી, આવતે ભવે એના એ ભાઈ ને પતિ માગી, તે વૃક્ષડાળે વેલથી ફાંસો ખાવા જાય છે, ત્યાં તેના અસાધારણ મનોબળથી પ્રસન્ન દેવીની આકાશવાણી થઈ : માથાં ધડ સાથે જોડી દઈશ એટલે બંને જણ સજીવન થશે. સ્ત્રીએ ઉતાવળ ને ગભરાટમાં પતિના ધડને ભાઈનું, ને ભાઈના ધડને પતિનું માથું લગાડયું. બંને સજીવન. દેવીને પ્રણામ કરીને ત્રણે નીકળ્યાં. માથાંની બદલી થઈ ગયાનો સ્ત્રીને ખ્યાલ જતા તે ઉદ્વિગ્ન થઈ. વેતાળનો પ્રશ્ન : બેમાંથી હવે કોને સ્ત્રીનો પતિ ગણવો? રાજાનો ઉત્તર : જેનું માથું મૂળ પતિનું હોય તેને, કેમ કે અંગોમાં ઉત્તમ અંગ તે શિર.

**કથા સાતમી (પાતાળનગરની પદ્મણી)** : શિકારે ભૂલા પડી ગયેલા ને ભૂખ્યાતરસ્યા તામ્રલિપ્તિના રાજાની સાથે રહેલા એક માત્ર

સેવક સત્ત્વશીલે સેવાસહાયતા કરી : પાણી લાવીને પાયું, બે આમળાં ધોઈને ખાવા આપ્યાં ને સહીસલામત રાજધાનીમા પાછો લાવ્યો. દમ વગરથી એકનિષ્ઠ રાજસેવા કરતા હોવાનું જાણી રાજાએ તેને ગામગરાસ આપ્યો. એકવાર સત્ત્વશીલ રાજા માટે સિંહલદ્વીપની રાજકુમારીનું માગું કરવા વહાણમા ઊપડ્યો મધદરિયે એક આશ્ચર્ય : ઉપર ધ્વજવાળો એક સુવર્ણદંડ દેખાયો. તોફાનમા વહાણ તેને વળગી ગયું દંડ પાણીની અંદર સમાવા લાગ્યો ઉઘાડી તલવારે સત્ત્વશીલ ધ્વજની પાછળ પાણીમાં કૂદી પડ્યો. વહાણ નષ્ટ થયું. સત્ત્વશીલ જળ નીચેની સુવર્ણનગરીમા આવી પડ્યો. કાત્યાયનની દેવીના મંદિરમા દેવીના પ્રભામંડળ પાછળથી સખીઓ સાથે એક સુંદરી નીસરી. દેવીપૂજા કરીને પાછી ત્યા જ સમાઈ જતી તેની પાછળ સત્ત્વશીલ પણ ગયો. બીજી નગરીમાં મહેલમાં આવી લાગ્યો મણિપલંગ પર સુંદરી પાસે બેઠો સખીઓએ સ્વાગત કર્યું. સ્નાન માટે તેને દેખાડેલી ઉદ્યાનવાપીમા નહાવા પડ્યો ડૂબકી મારીને ડોકું બહાર કાઢ્યું, તો સત્ત્વશીલ તામ્રલિપ્તિના રાજોદ્યાનની વાવમા નીકળ્યો. બહાર નીકળી તે ઉન્મત્તની જેમ ભમવા લાગ્યો. રાજાએ વૃત્તાંત જાણ્યો. સત્ત્વશીલના ઉપકારનો બદલો વાળવા રાજા પોતે તે જ રીતે સમુદ્રનગરીના દેવીમંદિરમા પહોંચ્યો. આતિથ્ય માટે પહેલા સખીઓએ, ને પછી પૂજ્ય ગણીને સુંદરીએ પોતે તેને નોતર્યો. મિત્ર જેવી વિડંબના ન કરવાનું વચન લઈને રાજા મહેલે ગયો. સુંદરીએ આત્મકથા કહી વિષ્ણુએ મારેલા દૈત્ય કાલનેમિની પોતે પુત્રી હતી. બે પાતાલનગરીની સ્વામિની હતી. ત્યા જરા ને મૃત્યુ ન હતા, સર્વ ઇચ્છા પૂરી થતી રાજાને તેણે પિતાને સ્થાને માન્યા. રાજાએ સુંદરીને સત્ત્વશીલને આપીને કહ્યું, 'તારા, બે આમળામાથી એકનું ઋણ મેં ફેડ્યું. હજી બીજાનું ફેડવું બાકી.' રાજાને અપરાજિત ખડ્ગ અને જરામૃત્યુહર ફળ ભેટ આપ્યું. વાવમા ડૂબી રાજા પોતાના મહેલમા નીકળ્યો. સત્ત્વશીલ રાજ્ય કરતો પાતાલનગરીમા રહ્યો. વેતાળનો પ્રશ્ન : રાજા અને સત્ત્વશીલ એ બેમા સત્ત્વાધિક કોણ? ત્રિવિક્રમસેનનો ઉત્તર . સત્ત્વશીલ તે બાબુને જોખમે પણ સમુદ્રમા કૂદ્યો. રાજા તો જાણતો હતો ને કૂદ્યો. રાજાએ દૈત્યકન્યા આપી દીધી, કેમકે તે પુત્રીને સ્થાને હોઈ પોતા માટે અગ્રાહ્ય હતી.

**કથા આઠમી (કોણ ચડે : ભોજનચંગ, નારીચંગ કે શય્યાચંગ?)** : બ્રાહ્મણે યજ્ઞ આદર્યો. તે માટે જોઈતો કાચબો સમુદ્રમાથી લઈ આવવા ત્રણ પુત્રોને મોકલ્યા. કાચબો કોણ ઊંચકીને લઈ જાય એ અંગે ત્રણે વચ્ચે વાદવિવાદ. મોટો ભોજનચંગ હતો, વચલો નારીચંગ, નાનો

શય્યાચંગ. સૌથી વધુ પટુના કોની તેનો ન્યાય કરાવવા રાજા પાસે ગયા. રાજાએ કસોટી યોજી. મોટા ભોજનચંગને ઉત્તમ, સુગંધી ભાતનું ભોજન પીરસ્યું. પણ તેને તેમાંથી બળતા શબની વાસ આવી. તપાસમાં જણાયું કે તેને પીરસેલાં ભોજનના ચોખા સ્મશાન પાસેના ખેતરમાં નીપજેલા. પછી વચલા નારીચંગની સેવામાં સોળે શણગાર સજેલી એક ઉત્તમ ગણિકાને મોકલી. પણ તેમાંથી તેને બકરીની વાસ આવી. તપાસમાં જણાયું કે મા ને ધાત્રી મરી જતાં ગણિકા બચપણમા બકરીના દૂધ પર ઊછરેલી. છેવટે નાના શય્યાચંગને ઉપરાઉપર સાત તળાઈ ગોઠવીને સુવાડ્યો. થોડીક જ વારે તે પડખું દબાવતો પીડાથી જાગ્યો. પડખામાં વાળની છાપ પડી ગયેલી. તપાસમાં સૌથી નીચેની તળાઈ ને પલંગની વચ્ચે એક વાળ રહેલો જણાયો. રાજાએ ત્રણેને ભેટથી સન્માન્યા. વેતાળનો પ્રશ્ન : ત્રણમાં કોણ વધુ પટુ ? રાજાનો ઉત્તર : શય્યાચંગ. તેમણે કોઈને કેમ કે બીજા બેની બાબતમાં તો એવી શંકા પણ કરાય કે પૂછીને માહીતી મેળવી લીધી હોય.

**કથા નવમી (ચાર કલાવંતોમાં કયો વર ચડે ?):** અપૂર્વ વિદ્યાનીને વરવા ઇચ્છતી રાજકન્યાના હાથની માગણી કરવા ચાર જણ આવ્યા. પહેલો વણકર, રોજના પાંચ ઉત્તમ વસ્ત્ર વણી શકતો: રોજનું એક-એક દેવને, બ્રાહ્મણને, પોતાને, ભાવિ પત્નીને અને ખરચીને માટે આપતો. બીજો વૈશ્ય, પશુપક્ષીની ભાષા જાણતો. ત્રીજો ક્ષત્રિય, ખડ્ગવિદ્યામાં અપ્રતિમ. ચોથો બ્રાહ્મણ, મૃતસંજીવની વિદ્યા જાણતો. વેતાળનો પ્રશ્ન : ચારમાથી કોણ રાજકન્યાને વરવા યોગ્ય ? રાજાનો ઉત્તર : સમાન અને સ્વકર્મરત એવો ક્ષત્રિય. કેમ કે શદ્રને ક્ષત્રિયકન્યા ન અપાય; વૈશ્યને પણ ન અપાય ને તેનું ભાષાજ્ઞાન શા ઉપયોગનું ? બ્રાહ્મણ પણ સ્વકર્મચ્યુત— ઐંદ્રજાલિક જેવો હોઈ તેને ન અપાય.

**કથા દસમી (સૌથી ઉદાર કોણ—પતિ, ચોર કે પ્રેમી ?):** વણિકપુત્રી મદનસેનાની સગાઈ સમુદ્રદત્ત સાથે થયેલી. ભાઈના મિત્ર ધર્મદત્ત એકાંતમા પ્રેમયાચના કરી. તેનું પ્રાણસંકટ ટાળવા, બળાત્કારના ભયે અને પિતાનું કન્યાદાનનું ફળ ન વણસે તે માટે મદનસેનાએ પરણ્યા પછીની પહેલી રાતે ધર્મદત્ત પાસે જવાના શપથ લીધા. લગ્ન પછીની પહેલી રાતે શપથ ને અભયવચનપૂર્વક પતિને પોતાના વચનની વાત કરી. લાચાર પતિએ તેને અન્યાસક્ત માની જવા દીધી. માર્ગમા ચોર મળ્યો. બોગેચ્છુ ચોરે ઘરેણાં સોતી મદનસેનાને જવા દેવાની ના કહી. પરિસ્થિતિ સમજાવી, પાછા ફરવાનું

વચન આપીને તે છૂટી. ધર્મદત્ત પાસે પહોચી. વચનપાલનથી પ્રસન્ન ધર્મદત્તે પરસ્ત્રીનો સ્પર્શ પાપ ગણી મદનસેનાને તરત પાછા ઘરે જવા કહ્યુ. પાછી ફરતા ચોર પાસે આવી. ધર્મદત્તે જવા દીધી તેથી અને બોલ્યુ પાળ્યુ તેથી તેણે પણ જવા દીધી ઘેર આવી પતિને બન્યુ તે કહ્યુ. તેણે તેને સ્વીકારી. વેતાળનો પ્રશ્ન ત્રણમા વધુ કોણ ઉદાર? રાજાનો ઉત્તર ચોર અન્યાસક્ત માનીને પતિએ જવા દીધી. પતિ ફરિયાદ કરે તો રાજદંડ મળવાની બીકે ધર્મદત્તે જવા દીધી. સજાની કે પાપકર્મની બીક વિના, આભૂષણયુક્ત સ્ત્રીરત્નને જવા દેનાર ચોર સાચો ઉદાર.

**કથા અગિયારમી (સૌથી કોમળ કોણ?):** રાજાની ત્રણ કોમળ રાણી એકના કાન પરનુ કમળ રમતમા પોતાના સાથળ પર પડતા, ઘા પડ્યો ને મૂર્છા પામી બીજીના ખુલ્લા અંગ પર ચંદ્રના કિરણ પડતા ફરફોલા થયા. ત્રીજીએ સાંબેલાનો અવાજ સાભળ્યો ને તેના હાથમા છાલા પડ્યા. વેતાળનો પ્રશ્ન ત્રણમા કોણ વધુ સુકુમાર? રાજાનો ઉત્તર. ત્રીજી. કેમ કે સાંબેલાના સ્પર્શ વિના માત્ર શબ્દથી જ તે ઘાયલ થઈ.

**કથા બારમી (પાતાળની વિદ્યાધરી ને રાજભક્ત મંત્રી):** અંગદેશનો રાજા મહામંત્રીને કારભાર સોંપી ભોગાસક્ત રહેતો. રાજાને વ્યસનમા નાખી પોતે રાજ્ય ભોગવે છે એવો મંત્રી પરત્વે લોકાપવાદ. તેમાથી છૂટવા તે તીર્થયાત્રાએ નીકળ્યો. પૌડ્રદેશમા શિવાલયમા એક સાર્થવાહનો પરિચય થયો. વળતે દિવસે તેના વહાણમા સુવર્ણદ્વીપ ગયો પાછા ફરતા સમુદ્ર વચ્ચે મંત્રીએ સુવર્ણનું કલ્પવૃક્ષ જોયુ. ઉપર પલંગમા રહી અદ્ભુત સુંદરીએ વીણા સાથે ગીત ગાયુ. પછી કલ્પવૃક્ષ જળમા સમાઈ ગયુ. વહાણવટીઓએ એ દૃશ્ય દર વખતે દેખાતુ હોવાનુ જણાવ્યુ. પછી ક્રમે કરીને સ્વદેશ પાછા ફરેના મંત્રીએ રાજાને કલ્પવૃક્ષવાળી વાત કરી. મંત્રીને રાજ્ય સોંપી, તાપસવેશે રાજા દિવ્ય કન્યા મેળવવા નીકળી પડ્યો. માર્ગમા મળેના મુનિએ કહ્યુ તે વહાણમા સુવર્ણદ્વીપ તરફ ઊપડ્યો. રસ્તામા કલ્પવૃક્ષવાળી કન્યા જોઈ ગીત સાભળ્યુ. સમુદ્રને નમી રાજાએ ડૂબી જતા કલ્પવૃક્ષની પાછળ ઝંપલાવ્યુ તેની પાછળ કૂદવા જતા વણિકને આકાશવાણીએ વાર્યો. તે આગળ વધ્યો જળ નીચે રાજાએ રત્નસુવર્ણનિર્મિત, સમૃદ્ધ, પણ નિર્જન દેવતાઈ નગરી દીઠી મણિમયપ્રાસાદમા પેલી સુંદરીને જોઈ.

સુંદરીએ પોતાનો પરિચય આપ્યો : વિદ્યાધરરાજ મૃગાંકસેનની પુત્રી હું મૃગાંકવતી. પિતા અકારણ છોડીને ક્યાક ચાલ્યા ગયા. ચંદ્રકલ્પવૃક્ષ

ઉપર ચડી ભવિતવ્યતાનુ ગીત ગાતી સમુદ્ર ઉપર ડોલતુ હુ બન્નેના ગાંધર્વ વિધિથી લગ્ન એક શરત કર આઠમ ચૌદશે તેને જતી હોય ત્યા વગરપૂછ્યે જવા દેવી એમ ચાદશે તે જતા કહેતી ગઈ સ્ફટિક ગૃહમા ન જતો ત્યાની વાવમા પડતા પાછો પૃથ્વી પર પહોચીશ રાજા ગુપ્ત રીતે મૃગાકવતી પાછળ ગયો એ રાક્ષસ તેને ગળી ગયો જોઈને રાજાએ રાક્ષસનો શિરચ્છેદ કર્યો મૃગાકવતી અક્ષત જીવતી નીકળી તેણે ખુલાસો કર્યો એક ચૌદશે ગૌરીપૂજન કરીને પાછા ફરતા મોડુ થયુ તેથી મારા વિના ન જમતા ક્ષુધાપીડિત પિતાએ દર આઠમચૌદશે રાક્ષસથી ગળાઈને જીવતા નીકળવાનો, તેની તરત જ વિસ્મૃતિ થવાનો અને અગદેશના રાજાને હાથે છૂટકારો થવાનો શાપ આપ્યો ને તે નિષધપર્વત પર ચાલ્યા ગયા

શાપાતે વિદ્યાધરીપણું પાછુ મળ્યુ તેથી મૃગાકવતીએ ચાલ્યા જવાની રજા માગી રાજાએ સાત દિવસ રોકી રાખી સાતમે દિવસે રાજા યુક્તિથી તેને વળગીને પેલી વાવમા પડીને પોતાના મહેલની ઉદ્યાનવાપીમા નીકળ્યો વિસ્મિત મત્રીને થયુ જેના ભાગ્યમા જે લખ્યુ હોય તે તેને મળે સાત દિવસ પૂરા થયા તેથી વિદ્યાધરીએ જવાની ઈચ્છા કરી પણ ઊડી ન શકી શાપમુક્ત થયા છતા રાજા સાથે રહી તેથી તેની વિદ્યા ને દિવ્યગતિ નષ્ટ થયા હતા પોતાને વિદ્યાધરી સિદ્ધ થઈ જાણીને રાજાનો હરખ ન માયો મહોત્સવ કર્યો તે જોઈને મત્રી ઘરે ગયો ને રાત્રે પથારીમા જ હૃદય ફાટી જતા તેનુ મૃત્યુ થયું વૈતાળનો પ્રશ્ન મત્રીના મૃત્યુનુ શુ કારણ–વિદ્યાધરી ન મળવાનો શોક કે રાજા પાછા ફરતા હાથમાનું રાજ્ય ગયુ તેનુ દુ ખ? ત્રિવિક્રમસેનનો ઉત્તર એમાથી એકે કારણ નહી પણ કષ્ટ વેઠ્યા છતા પરિણામે તો સ્ત્રીઓમા આસક્ત રાજાના હાથમા ઊલટી વિદ્યાધરી આવી પડી, તો રાજ્યનુ શું થશે' એવી ચિંતાના કારણે રાજ્યભક્ત મત્રીનુ હૃદય ફાટી ગયુ

**કથા તેરમી (અકસ્માત હત્યાનો અપરાધી કોણ?).** અગાશીમા સૂતેલી પત્નીને આકાશગામી વિદ્યાધર ઉપાડી ગયો તેની શોધમા બ્રાહ્મણ તીર્થયાત્રા કરતો હતો ઉનાળામા રખડીને થાકેલો ને ભૂખ્યો તરસ્યો એક ગામમા બ્રહ્મભોજન થતુ હતુ ત્યા પહોચ્યો ગૃહિણીએ ખીર ભરેલુ પાત્ર આપીને કહ્યુ 'અહી જગા સાકડી છે, તો વાવકાઠે જઈને ખાઓ' તે પ્રમાણે વાવકાઠે વડ નીચે ખીરપાત્ર મૂકી બ્રાહ્મણ વાવમા હાથપગ ધોવા ગયો ઝાડ પર બાજપક્ષી સર્પ પકડીને બેઠેલો, તે સર્પના મુખમાથી ઝેરી લાળ ખીર પાત્રમા પડી બ્રાહ્મણે આવીને ખીર ખાધી વિષવેગ પ્રસર્યો લથડતો ભોજન

આપનારને બાગણુ આવીને પડ્યો, ને 'તને બ્રહ્મહત્યા' કહીને મરી ગયો. કાપેના ગૃહસ્થે પોતાની પત્નીને કાઢી મૂકી. તે તીર્થયાત્રાએ નીકળી પડી 'બ્રહ્મહત્યાનુ પાપ કોને' તેનો ધર્મરાજા પાસે વિવાદ થયો, પણ નિર્ણય ન થઈ શક્યો. વેતાળનો પ્રશ્ન કોને શિર બ્રહ્મહત્યા? રાજાનો ઉત્તર અવશ તે પરાધીન સાપને, પોતાનું ભક્ષ્ય ખાતા બાજપક્ષીને, કે શુદ્ધ ભાવે ભોજન દેનાર દંપતીને શિર દોષ ન ઢોળી શકાય. દોષ તો તેને શિર જે આમાંથી એકે જણને દોષ દે.

**કથા ચૌદમી (હાસ્ય અને રુદન):** કેમે ન પકડાતા ચોરને રાજા રાતે ગુપ્તવેશે પકડવા નીકળ્યો. કોઈ શંકાસ્પદ પુરુષને જોયો તેને રાજાએ પોતે ચોર હોવાનુ કહ્યું. સમાન ને મિત્ર કહી ચોર પરોણાગત માટે જંગલમાં ભોંયરામા રહેલા પોતાના ઘેર રાજાને લઈ ગયો. દાસીએ રાજાને ચેતવ્યો કે ચોર તારો ઘાત કરશે. રાજા છાનોમાનો ચાલ્યો ગયો સેના લઈને આવ્યો. ભેખડુ ઘેર્યું. દ્વંદ્વયુદ્ધમા ચોરને નિશસ્ત્ર કરી, બાહુયુદ્ધમા જોયે પાડી જીવતો પકડ્યો. શૂળીની શિક્ષા કરી, ડિંડિમઘોષ સાથે વધ્યભૂમિ તરફ લઈ જવાતા તેને જોઈને પુરુષદ્વેષિણી વણિક્પુત્રીએ તેને વરવાની હઠ લીધી પુત્રીના પ્રાણ બચાવવા પિતાએ પોતાના સર્વસ્વના બદલામા ચોરને છોડવા રાજાને પ્રાર્થના કરી. રાજા ન માન્યો. ચોરની પાછળ મરવા વણિક્પુત્રી શિબિકાએ ચડીને ગઈ. શૂળીએ ચડેલા ચોરે મરતા પહેલા વણિક્પુત્રીને આવેલી જોઈ ને તેનો વૃત્તાંત જાણ્યો. ઘડીક આંસુ સારીને તરત ચોર હસ્યો. ને તેણે શૂળી ઉપર પ્રાણ છોડ્યો કલેવરને નીચે ઉતારી વણિક્પુત્રી તેની સાથે ચિતા ઉપર ચઢી. તેની સત્ત્વશીલતાથી પ્રસન્ન શંકર પાસે તેણે અપુત્ર પિતાને સો પુત્ર આપવાનુ અને પછી પતિને સજીવન, ધાર્મિક ને રાજમાન્ય થવાનું વરદાન મેળવ્યું જીવતા થયેલા ચોરને રાજાએ સેનાપતિ નીમ્યો. વેતાલનો પ્રશ્ન શૂળી પર ચોર અંતકાળે કેમ રડ્યો ને હસ્યો? રાજાનો ઉત્તર અકારણબંધુ વણિકનો બદલો કેમ વાળીશ તે વિચારે તે રડ્યો, રાજામહારાજાને ઠુકરાવીને મોતના મોઢામા રહેલા ચોરમા અનુરક્ત થવાના સ્ત્રીચરિત્રની વિચિત્રતા ઉપર તે હસ્યો.

**કથા પંદરમી (બે પરિણિતમાંથી સાચો પતિ કોણ?):** ઉદ્યાનમા ઉત્સવમા જોયેલી અને ગાંડા હાથીની ઝપટમાંથી બચાવેલી રાજપુત્રી શશિપ્રભાને મેળવવા મનઃસ્વામી પોતાના ગુરુ, સિદ્ધ ને ધૂર્તરાજ મૂળદેવ પાસે ગયો. મૂળદેવે મોમા મૂકવાની યોગગુટિકા વડે પોતે વૃદ્ધ બ્રાહ્મણ બની,

મનઃસ્વામીને કન્યા બનાવી તેને રાજા પાસે એવે બહાને મૂકી કે ક્યાંક ખોવાઈ ગયેલા પુત્રને શોધીને લાવું ત્યાંસુધી આ પુત્રવધૂને રાખો. રાજાએ તેને રાજપુત્રી સાથે રાખી. શશિપ્રભાએ ઉદ્યાનવાળો પ્રસંગ ને પોતે વિરહથી પીડાતી હોવાની વાત કરી. મનઃસ્વામીએ ગુટિકા કાઢી લઈને મૂળરૂપ ધર્યું. ગાંધર્વ-વિવાહ. ગુટિકા રોજ રાત્રે મોંમાંથી કાઢી લેતો.

રાજપુત્રીની મામાની દીકરી મૃગાંકદત્તાના લગ્નમાં તેનો વર મંત્રીપુત્ર સ્રીરૂપધારી મનઃસ્વામીને પરણવાની હઠ લઈ બેઠો. પ્રાણસંકટ જાણી રાજાએ તેને મનઃસ્વામી સાથે પરણાવ્યો: મનઃસ્વામીએ મંત્રીપુત્ર ૭ માસ તીર્થયાત્રા કરીને આવે પછી શય્યાભાગિની બનવાની શરત કરી. મંત્રીપુત્ર યાત્રાએ ગયો. એકવાર મૃગાંકદત્તાને ઊંઘ નહોતી આવતી, ત્યારે મનઃસ્વામીએ વાર્તા કહી: સૂર્યવંશી ઈલરાજ ગૌરીશાપે સ્ત્રી બન્યો; બુધ તેના પ્રેમમાં પડ્યો; તેમનો પુત્ર તે પુરુરવા; દેવતા, મંત્ર કે ઔષધના પ્રભાવે પુરુષની સ્ત્રી કે સ્ત્રીનો પુરુષ થઈ શકે. આ સાંભળી મૃગાંકદત્તાએ મદનબાધા અનુભવી. મનઃસ્વામીએ પુરુષરૂપ ધર્યું. બંને પ્રેમસુખ ભોગવવા લાગ્યાં. મંત્રીપુત્ર પાછો ફરવાનો થતાં બંને ક્યાંક નાસી ગયાં. મૂલદેવે બન્યું તે જાણ્યું. પોતાના મિત્ર શશીને પુત્રનું રૂપ આપી રાજા પાસે આવી પુત્રવધૂની માગણી કરી. અસહાય રાજાએ બદલામાં પોતાની પુત્રી શશિપ્રભાને શશી સાથે પરણાવી. પછી મનઃસ્વામી અને શશી વચ્ચે શશિપ્રભા માટે વિવાદ થયો. વેતાળનો પ્રશ્ન : શશિપ્રભા પર કોનો હક? રાજાનો ઉત્તર : શશીનો. કેમ કે તે તેને વિધિપૂર્વક પરણ્યો. મનઃસ્વામી ચોરીથી પરણેલો. ચોરનો પરધન પર અધિકાર ન હોય.

**કથા સોળમી (જીમૂતવાહન):** દાનવીર, દયાળુ, પિતૃભક્ત, બોધિસત્ત્વના અંશાવતાર એવા વિદ્યાધરરાજકુમાર જીમૂતવાહને વંશપરંપરાગત કલ્પવૃક્ષને લોકોનું દારિદ્ર્ય દૂર કરવા મોકલી દીધું. તેની કીર્તિની ઈર્ષ્યાથી પિતરાઈઓનો રાજ્ય પડાવી લેવાનો ઈરાદો જાણી, રક્તપાત અટકાવવા જીમૂતવાહન રાજ્યત્યાગ કરી માતાપિતા સાથે મલયપર્વત પર આશ્રમ બાંધીને રહ્યો. એકવાર પોતાના મિત્ર સિદ્ધકુમાર મિત્રાવસુની બહેન મલયવતીને ગૌરીમંદિરમાં જોઈ. પરસ્પર પ્રત્યે અનુરાગ. વિરહપીડિત મલયવતીને ફાંસો ખાતાં આકાશવાણીએ અટકાવી ને કહ્યું: 'વિદ્યાધર ચક્રવર્તી જીમૂતવાહન તારો પતિ થશે.' ત્યાં જીમૂતવાહન પણ આવ્યો ને મલયવતી બચી. મિત્રાવસુના કહેવાથી મલયવતીને જીમૂતવાહન જોડે પરણાવી: એકવાર વનમાં ભમતાં જીમૂતવાહને હાડકાંનો ઢગ જોયો. મિત્રાવસુએ ખુલાસો કર્યો: પોતાની માતાને

નાગમાતા કદ્રૂએ દાસી બનાવેલી તેનુ વેર લેવા ગરુડ પાતાળમા ગમે ત્યારે જઈને નાગોનો કચ્ચરઘાણુ કાઢતો. છેવટે નાગરાજ વાસુકિએ દરરોજ એક નાગનો ભક્ષ્ય દક્ષિણ સમુદ્રને કાંઠે ગરુડ માટે મોકલવાની શરત સ્વીકારી. એ રીતે ગરુડે ખાધેલા નાગોના હાડકાંનો ત્યા ઢગ થયો.

જીમૂતવાહનનું હૃદય દ્રવ્યુ. તે ત્યા રોકાયો. તે દિવસે શંખચૂડ નાગનો વારો હતો. વિલાપ કરતી તેની માતા તેને વળાવવા સાથે આવી. શંખચૂડને બદલે પોતે ભક્ષ્ય થવાની જીમૂતવાહનની તત્પરતા. એવા પાપના ભાગી થવાની બંનેની ના. માતા પાછી ફરી. શંખચૂડ ગોકર્ણના મંદિરે અંતિમ દર્શન કરવા ગયો. ત્યાં ગરુડ આવતો જણાયો. વધ્યશિલા પર જઈ ઊભેલા જીમૂતવાહનને ચાંચનો પ્રહાર કરી, પકડીને ગરુડ ઝાડ પર જઈ બેઠો. જીમૂતવાહનનો નીચે પડી ગયેલો ને લોહીમા તણાઈ આવેલો ચૂડામણિ મલયવતીએ જોયો. સાસુસસરા સાથે તે શોધમા નીકળી. શંખચૂડ પણ લોહી જોઈ જીમૂતવાહનને બચાવવા ગરુડની શોધમા દોડયો. જીમૂતવાહનને પરાર્થે પ્રાણત્યાગમા આનંદ બતાવતો જોઈને ગરુડને શંકા ગઈ કે આ નાગ નથી. ત્યા શંખચૂડ આવી પહોંચ્યો હલ્લો, તેં પકડયો તેને છોડ, નાગ તો હુ છુ, મને ખા. એટલામા અર્ધા ખાધેના જીમૂતવાહનના પ્રાણ ઊડી ગયા. મલયવતીએ દેવીને સંબોધીને ભવિષ્યવાણીની યાદ આપી. દેવીએ અમૃત છાંટી જીમૂતવાહનને સજીવન કર્યો, ને વિદ્યાધરચક્રવર્તી સ્થાપ્યો. ગરુડ પાસેથી નાગભક્ષણ બંધ કરવાનુ ને મારેલા નાગો સજીવન કરવાનુ વરદાન મેળવ્યુ. વિદ્યાધરોએ હિમાલય લઈ જઈ જીમૂતવાહનનો રાજ્યાભિષેક કર્યો. વેતાળનો પ્રશ્ન કોણ વધુ સત્ત્વશીલ, જીમૂતવાહન કે શંખચૂડ? રાજાનો ઉત્તર: શંખચૂડ. જીમૂતવાહનની પરોપકારિતા જન્મજન્માતરથી સિદ્ધ હતી શંખચૂડે સ્વેચ્છાએ બદલીમા ગયેલાને ગરુડના પંજામાથી બચાવવા ખાસ શ્રમ લીધો ને પોતાની જાતનો ભોગ ધર્યો.

**કથા સત્તરમી (ધર્મિષ્ઠ રાજા ને સ્વામીભક્ત સેનાપતિ):** રાજકાજની ઉપેક્ષાના ભયે, 'રૂપાળી શેઠપુત્રી ઉન્માદિની કુલક્ષણી છે' એમ કન્યાપરીક્ષા માટે મોકલેલા બ્રાહ્મણોએ રાજાને ખોટેખોટુ જણાવ્યુ. રાજાએ કહેણુ ન સ્વીકાર્યું, એટલે શેઠે પુત્રીને સેનાપતિ વેરે પરણાવી. વસંતોત્સવમા રાજાની સવારી નીકળતા, અપમાનિત ઉન્માદિની જાણી જોઈને ઝરૂખામાથી રાજાની નજરે પડી. રાજા કામવશ. તપાસમા બ્રાહ્મણોનું કપટ જણાઈ આવતા રાજાએ તેમને દેશનિકાલ કર્યા. ઉન્માદિનીને સત્તાથી આચકી લેવાની મિત્રોની

સનાહ ધર્મિષ્ઠ રાજાએ નકારી સેનાપતિએ રાજાને આપી દેવાની, ત્યાગ કરવાની, દાસપત્ની પર માલિકના હક્કની, વાત કરી પણ રાજાએ એવો કોઈ અધર્મ કરવાની ના કહી નગરલોકોની પ્રાર્થનાનો પણ અનાદર કર્યો. અંતે મદનજ્વરથી ક્ષીણ થઈ રાજા મૃત્યુ પામ્યો. રાજભક્ત સેનાપતિએ આથી અગ્નિપ્રવેશ કર્યો. વેતાળનો પ્રશ્ન: કોણ વધુ સત્ત્વશીલ, રાજા કે પ્રધાન? ત્રિવિક્રમસેનનો ઉત્તર: સેનાપતિનો તો પ્રાણત્યાગથી પણ સેવા કરવાનો ધર્મ. પણ રાજાઓ સર્વત્ર સત્તામદમા મર્યાદાભંગ કરતા હોવા છતા, આ રાજાએ ધર્મ્ય વર્તન કર્યું, માટે તે સત્ત્વાધિક.

**કથા અઢારમી (માયાવી સૃષ્ટિ):** બ્રાહ્મણપુત્ર ચંદ્રસ્વામી દ્યૂતમા પહેરેલા વસ્ત્રો ને ઉપરાતનુ ધન પણ હાર્યો. તે ન આપી શકવાથી તેને લેણદારોએ લાકડીમાર માર્યો. ત્રણ દિવસ ઢોંગ કરી શબવત પડ્યો રહ્યો. થાકીને દ્યૂતકારો તેને ઉઠાવીને વનમા નાખી આવ્યા. ત્યાથી ઊઠીને એક શૂન્ય શિવાલયમા ગયેલા ચંદ્રસ્વામીનુ ત્યા રહેલા યોગીએ સ્વાગત કર્યું. બ્રાહ્મણને ભિક્ષાન્ન ન ખપે તેથી યોગીએ ચંદ્રસ્વામી માટે વિદ્યાબળે ભોગવિલાસ ભરી સુવર્ણનગરી ને સુંદરીનુ નિર્માણ કર્યું. રાતભર ભોગવિલાસ માણીને ચંદ્રસ્વામી સવારે જાગ્યો, તો બધી માયા અલોપ થયેલી. આ રીતે દર રાત્રે માયાનિર્મિત ભોગો તે ભોગવતો. એકવાર તેણે આ વિદ્યા પોતાને શીખવવા યોગીને વીનવ્યો. યોગીએ સમજાવ્યો: જળ નીચે રહી વિદ્યા સાધતા નવા જન્મ, ઘરસંસાર, લગ્ન, સંતાનો વગેરેનો ભ્રમ થાય, તેના મોહમા આ સૃષ્ટિ ભૂલી જવાય, ગુરુ જગાડવાનુ કરે ત્યારે અગ્નિપ્રવેશ કરતા ડર લાગે, ને તો વિદ્યા સિદ્ધ ન થાય ને ગુરુની વિદ્યા પણ નષ્ટ થાય, માટે વિદ્યા શીખવાનો આગ્રહ રહેવા દે. ચંદ્રસ્વામી ન માન્યો. ગુરુએ મંત્ર શીખવ્યો.

જળ નીચે રહી જપના ઉપર્યુક્ત માયાવી સૃષ્ટિનો તેને ભ્રમ થયો. ગુરુએ પ્રબોધિની વિદ્યાથી તેની વિસ્મૃતિ દૂર કરી, ત્યારે અગ્નિપ્રવેશ કરતા તેનું મન માયાસૃષ્ટિના પત્ની ને માતપિતાના આક્રંદથી અને સાથે બળવાની તેમની તૈયારીથી ઢીલુ પડ્યુ તેને દ્વિધા થઇ આ સૃષ્ટિ ખરી કે પહેલાની ખરી? પણ અંતે તેણે અગ્નિપ્રવેશ કર્યો. અગ્નિ શીતળ લાગ્યો. માયા સમેટાઈ ગઈ ને તે નદીકાંઠે આવ્યો. અનુભવની ગુરુને વાત કરી તેમા અગ્નિની શીતળતાની વાતથી ગુરુને શંકા પડી કે સાધનામા કશી ભૂલ થઈ હોય. વિદ્યાનું સ્મરણ કરતા ચંદ્રસ્વામીને કે ગુરુને તે સિદ્ધ ન થઈ. બંનેની ગઈ. વેતાળનો પ્રશ્ન: કહ્યા પ્રમાણે કર્યું છતા વિદ્યા કેમ ગઈ? રાજાનો ઉત્તર:

અગ્નિપ્રવેશ કરતાં ચંદ્રસ્વામીને શંકા ને વિકલ્પ થયા તેથી તેની, અને અપાત્રે વિદ્યા દાન કર્યું તેથી ગુરુની, વિદ્યા ગઈ.

**કથા ઓગણીશમી (એક પિંડ, ત્રણ હાથ):** પતિના મરણ અને સગાના ભયથી પુત્રી ધનવતીને લઈને રાત્રે નગર છોડી જતી વાણિયણ. શૂળીએ લટકતા ને થોડુંક જીવિત શેષ રહેલું છે તેવા ચોરે હજાર સોનૈયાના બદલામા છોકરી પોતાની સાથે પરણાવવા તેને વીનવી—જેથી કરીને તેને ક્ષેત્રજ પુત્ર થતા પોતે સ્વર્ગે જાય. ધનલોભે માતાએ ચોરના હાથમા કન્યાદાનનુ પાણી મૂક્યુ ચોરે વડ પાસેથી સોનૈયા ખોદીને લેવાનુ, ઉત્તરક્રિયા કરવાનુ ને વક્રોલક નગરમા જઈને રહેવાનુ કહીને પ્રાણ છોડ્યા. એ પ્રમાણે વક્રોલકમા રહેતી ધનવતીએ એક વાર રસ્તેથી જતા સ્વરૂપવાન યુવાન બ્રાહ્મણપુત્ર મન.સ્વામીને મૃત પતિના કહ્યા પ્રમાણે, પુત્રપ્રાપ્તિના આશયથી બોલાવી મંગાવ્યો. મન.સ્વામી પોતે પાચ સો શુલ્ક લેતી પ્રધાનગણિકામાં આસક્ત હતો. પાસે પૈસા ન હતા. પાચસો લેવાની શરતે તેણે ધનવતી સાથે રાત ગાળી. અને પરિણામે ધનવતીને થયેલા પુત્રને, શંકરે સ્વપ્નમાં આવીને કહ્યા પ્રમાણે, એક હજાર સૌનૈયા સાથે રાજદ્વારે મૂકી આવ્યા. અપુત્ર રાજાને પણ સ્વપ્ન આવેલુ. સવારે દ્વાર પાસે પુત્ર જોયો. મહોત્સવ કરાવ્યો. પુત્ર યુવાન થતા રાજ્યાભિષેક કરી રાજા વારાણસી ગયો, ને તપથી દેહ તજ્યો. તેને નિમિત્તે પુત્ર તીર્થયાત્રા કરતો ગયા તીર્થ આવ્યો. શ્રાદ્ધ સરાવી પિતાને અર્થે તે પિંડ આપવા માંડ્યો, ત્યા તો તે લેવા અંતરિક્ષમાથી જુદા જુદા ત્રણ હાથ પ્રગટ્યા ! તે મુંઝાયો' 'ક્યા હાથમા પિંડ મૂકું ?' બ્રાહ્મણોએ કહ્યુ : હાથમા ઠોકેલા ખીલા પરથી એક હાથ ચોરનો, પવિત્રીવાળો બીજો હાથ બ્રાહ્મણનો ને રાજ્યી લક્ષણવાળો ત્રીજો હાથ રાજાનો છે. વેતાળનો પ્રશ્ન : પુત્રે પિંડ ક્યા હાથમા દેવો ? ત્રિવિક્રમસેનનો ઉત્તર : ચોરના હાથમા. એ તેનો કાયદેસરનો પિતા, ને રાજકુમાર તેનો ક્ષેત્રજ પુત્ર. પાચ સો લઈને મનઃસ્વામી તેનો જનક થયો, ને હજાર લઈને રાજા તેનો પાલક થયો ખરો પિતા ચોર.

**કથા વીશમી (વધેરાતા બાળકના હાસ્યનો મર્મ):** મૃગયા રમતા વનમા ભૂલો પડેલો રાજા મુનિકન્યા જોઈને આસક્ત થયો. કણ્વ પાસે માગણી કરી. પરણ્યો. તેને સાથે લઈ પાછા ફરતા પીપળા નીચે પ્રેમક્રીડામા રાત ગાળી. સવાર થતા એ પીપળો જેનું સ્થાનક હતુ તે બ્રહ્મરાક્ષસ આવ્યો ને સ્થાનક પાસે રહ્યા બદલ બંનેને ખાઈ જવા તૈયાર થયો. સાત વરસનો છોકરો સ્વેચ્છાએ બલિ થાય, માબાપ તેના હાથપગ પકડી રાખે ને રાજા તેને

વધેરૂ–એવો ભેગ સાત દિવસમા હાજર કરવાની શરતે રાક્ષસે બનેને જવા દીધા. રાજ્યમા આવી રાજાએ મત્રીને વાત કરી. મત્રીએ સાત વર્ષના બાળક જેવડી સુવર્ણરત્નમય મૂર્તિ કરવી ને તે તથા સો ગામના બદલામા ઉપરની શરતે ભોગ થવા તયાર હોય તેવા સાત વરસના છોકરાને માગતી ઘોષણા કરાવી એક શાની બ્રાહ્મણ બાળક માબાપને જેમ તેમ સમજાવી લઇ ભોગ થવા તૈયાર થયો. તેને લઈને સૌ બ્રહ્મરાક્ષસના સ્થાનકે આવ્યા હોમ કર્યો બ્રહ્મરાક્ષસ પ્રગટ થયો પુત્રનો બલિ આપવા માબાપે હાથપગ ઝાલ્યા રાજાએ તેને વધેરવા ખડ્ગ ખેચ્યુ એ જ ક્ષણે પુત્ર સૌના દેખતા હસ્યો વેતાળનો પ્રશ્ન વધેરાતો બાળક કેમ હસ્યો? રાજાનો ઉત્તર બાળકના પહેલા રક્ષક માબાપ, પછી આર્તત્રાણ કરનાર રાજા ને પછી દૈવત એ ત્રણે અને રક્ષણને બદલે નશ્વર શરીરની વાસનાથી ભક્ષક બનેલા જોઈને એ વિચિત્રતા પર શાની બાળકને હસવુ આવ્યુ.

**કથા એકવીશમી (કોનો અતિમોહ સૌથી ચડે?):** ધરજમાઇ રહેતો વણિક મણિવર્મા પોતાની પત્ની અનગમજરી ઉપર ખૂબ મુગ્ધ પણ પત્નીને તે અપ્રિય હતો તે પિતાને મળવા ગયો ત્યારે એકવાર પુરોહિતપુત્રને જોઈને તેના પર આસક્ત થયેલી અનગમજરી ઉદ્યાનમા ચડિકામદિર પાસે ઝાડ પર ફાસો ખાવા જતી હતી, ત્યા આવી પહોચેલી સખીએ પુરોહિતપુત્રને લઈ આવવાનુ વચન આપીને વારી સખીએ વિરહપીડિત પુરોહિતપુત્ર સાથે અગાઉથી નક્કી કર્યુ તે પ્રમાણે તે રાત્રે ઉદ્યાનમા આવ્યો. તેને આવતો જોઈને અનગમજરી દોડીને તેને ભેટી પડી હર્ષાતિરેકમા તેનો શ્વાસ રૂંધાઈ ગયો ને પ્રાણ ઊડી ગયા. આ જોઈ શોકાતિરેકથી પુરોહિતપુત્રનું હૃદય ફાટી ગયુ સવારે સૌ સ્વજનો ત્યા એકઠા થયા તે જ વેળા પરદેશથી મણિવર્મા પણ આવી પહોચ્યો પત્નીને તેણે મરેલી જોઇ તે તેના જાર સાથે મરેલી હતી, તોયે મણિવર્માનો જીવ પણ ઊડી ગયો ગણોના કહેવાથી ચડિકાએ ભક્તના શોકને દૂર કરવા ત્રણેને સજીવન કર્યા. શાન્તકામ બની તેઓ પોતપોતાને ઘરે ગયા. વેતાળનો પ્રશ્ન. ત્રણેમા સૌથી વધુ કોનો મોહ? રાજાનો ઉત્તર મણિવર્માનો. બીજા બે અન્યોન્ય અનુરાગી ને પરિપક્વ કામ વાળા હોઈ તેમનો પ્રાણત્યાગ સમજી શકાય પત્નીને અન્યાસક્ત જાણ્યા છતા કોપકાળે રાગમૂઢતાથી પ્રાણ ત્યજનાર મણિવર્મા અતિમૂઢ

**કથા બાવીશમી (સિંહના ઉત્પાદક ચાર અબૂઝ વિદ્યાવતો):** પિતાવિહોણા ચાર બ્રાહ્મણપુત્રો, મોસાળ રહી ભણતા ત્યાના અપમાનોથી

ત્રાસી મોટાએ ફાંસો ખાવા નિષ્ફળ પ્રયાસ કર્યો. તીર્થે દેહ પાડવા વિચાર્યું. છેવટે દારિદ્ર દૂર કરવા કાંઈક કસબ શીખવા ચારે અલગઅલગ દિશામા ગયા. કસબ શીખીને યથાસમય સંકેત કરેલા સ્થળે ચારે મળ્યા. એકજણ કોઈ પણ પ્રાણીના હાડકા ઉપર તેના માંસનુ નિર્માણ વિદ્યાથી કરી શકતો. બીજો ચામડી ને વાળ, ત્રીજો અવયવો ને ચોથો પ્રાણસંચાર કરી દેવાનું શીખેલો. શીખેલી વિદ્યાનો પ્રયોગ કરી બતાવવા વનમાથી એક હાડકું શોધી લાવ્યા. વારા પ્રમાણે સૌએ વિદ્યા અજમાવી. હાડકું સિંહનુ હતું એટલે ચારેના વિદ્યાપ્રયોગને અંતે જીવતો સિંહ ઊભો થયો ને તેના ચારે સર્જકોને ખાઈ જઈને વનમા ચાલ્યો ગયો વેતાળનો પ્રશ્ન. ચારમા સૌથી વધુ અપરાધી કોણ? રાજાનો ઉત્તર: પ્રાણસંચારક. બીજાઓએ કયુ પ્રાણી છે તેની જાણ વિના વિદ્યાપ્રયોગ કર્યો. પણ સિંહાકૃતિ જોયા છતા વિદ્યાપ્રદર્શન ખાતર સિંહને જીવતો કરનાર સૌથી વધુ દોષપાત્ર.

**કથા ત્રેવીસમી (દેહપરિવર્તન કરતા યોગીનું રુદન સાથે નર્તન):** બ્રાહ્મણના સોળ વરસના એકના એક પુત્રનું મૃત્યુ. શોકમૂઢ પિતા પાસેથી શબ છોડાવીને સગાઓ અગ્નિદાહ માટે સ્મશાનમા લાવ્યા. મોટો આક્રંદ અને કોલાહલ સાભળી સ્મશાનવાસી પાશુપત યોગીએ પોતાના મૂર્ખ ને શેખી ખોર શિષ્યને તપાસ કરવા કહ્યુ. શિષ્ય ન ગયો ગુરુએ તેને પેટભરો ને મૂર્ખ કહ્યો. વૃદ્ધ ગુરુનુ અપમાન કરીને શિષ્ય ચાલ્યો ગયો યોગી મઢીની બહાર આવ્યો બ્રાહ્મણપુત્રનો યુવાન દેહ જોઈને તેને પોતાનુ વૃદ્ધ જર્જરિત શરીર તજી દેવાની ઈચ્છા થઈ એકાતમા જઈને યોગી પહેલા મુક્તકંઠે રડ્યો પછી અંગહારો કરીને નાચ્યો. પછી યોગવિદ્યાથી વૃદ્ધ દેહ તજી, ચિતા પરના યુવાન દેહમા પ્રવેશ કર્યો બ્રાહ્મણપુત્ર જીવતો ઊઠયો. સૌનો આનંદ. પણ તેણે કહ્યુ: પાશુપત વ્રત લેવાની શરતે શંકરે મને સજીવન કર્યો છે સૌ ચાલ્યા ગયા જૂના દેહને ખાડામા નાખી વ્રતધારી યુવાન અન્યત્ર ચાલ્યો ગયો વેતાળનો પ્રશ્ન નવો દેહ ધારણ કરતા, પહેલા યોગી રડ્યો ને પછી નાચ્યો શા માટે? રાજાનો ઉત્તર સિદ્ધિના સાધન તરીકે લાબા સમયથી કામ આપતું ને માબાપે પાળીપોષીને ઉછેરેલુ શરીર તજવાને દુ:ખે તે રડ્યો. નવા દેહના લાભથી ને અનેક વધુ સિદ્ધિ સાધવાના હર્ષથી તે નાચ્યો.

**કથા ચોવીશમી (સગપણની જટાજાળ):** શિકારે નીકળેલા રાજા અને તેના કુમારે વનમા સાથે સાથે જતા બે સ્ત્રીઓના પગલા જોયા. આગળ જતા જો તે સ્ત્રીઓ મળે તો તેમાથી નાના પગના વાળીને પુત્ર પરણે ને

મોટાં પગલાં વાળીને પરણે ને પિતા રાણી, એમ બંને વચ્ચે નક્કી થયું. આગળ જતા તેમને બંને સ્ત્રીઓને જોઈ. તેઓ કોઈ ગજ્યભ્રષ્ટ અને જંગલમાં ભીલોથી હણાયેલા રાજાની રાણી ને કુમારી હતાં. મોટાં પગલાંવાળી કુમારી હતી, નાનાં પગલાંવાળી રાણી હતી. નક્કી કર્યાપ્રમાણે કુમારીને પિતા પરણ્યો, રાણીને કુમાર પરણ્યો. સમય જતાં બંનેને સંતાનો થયાં, ને તે સંતાનોને ઘરે પણ સંતાનો થયાં. વેતાળનો પ્રશ્ન : તે સંતાનો પરસ્પરને સંબંધમાં શું શું થાય? આ મહાપ્રશ્નનો રાજા ઉત્તર ન આપી શક્યો. તે મૂંગો રહ્યો.

રાજાને વધુ કષ્ટ ન આપવા ને તેની હિતેચ્છાથી વેતાળે કહ્યું : હું તારા ધૈર્ય ને સત્ત્વથી તુષ્ટ થયો છું. શબને છોડીને જાઉં છું. પણ તારા હિત માટે કહું છું તેમ કરજે. એ દુષ્ટ ભિક્ષુ શબમાં મારું આવ્હાન કરીને પૂજશે. પછી તારું બલિદાન આપવા તને સાષ્ટાંગ પ્રણામ કરવાનું કહેશે. તારે તેને પ્રણામ કરી બતાવવા કહેવું ને જેવો તે નમે તેવો તેનો શિરચ્છેદ કરવો. તેથી તને વિદ્યાધરનું ઐશ્વર્ય સિદ્ધ થશે. ભિક્ષુનો પ્રયાસ એ જ મેળવવાનો છે. મે તારા હિતમાં આટલો વિલંબ કર્યો છે: એમ કહી તે વેતાળ પ્રેતદેહમાંથી નીકળી ગયો. રાજા પણ પ્રેતને ઊંચકીને ભિક્ષુ ક્ષાંતિશીલ પાસે જવા આગળ ચાલ્યો.

**કથા પચ્ચીશમી (ભિક્ષુનું બલિદાન ને ત્રિવિક્રમને વિદ્યાધરેંદ્ર પદની પ્રાપ્તિ) :** છેવટે શબને લઈ આવેલા ત્રિવિક્રમની પ્રશંસા કરી, ક્ષાંતિશીલે વિધિપૂર્વક શબને પૂજી તેમા વેતાળનું આવ્હાન કર્યું. ઇષ્ટાર્થની સિદ્ધિ માટે તેણે રાજાને સાષ્ટાંગ પ્રણામ કરવા કહ્યું વેતાળની સલાહ પ્રમાણે રાજાએ ભિક્ષુને તે કરી બતાવવા કહ્યું. નમેલા ભિક્ષુનું શિર છેદી, ચીરીને કાઢેલા તેના હૃદય સાથે તેનો વેતાળને બલિ આપ્યો.

ઉપસંહાર : વેતાળે કહ્યું : હે રાજા, તારા પૃથ્વીના રાજ્યનો અંત આવશે તે પછી તું વિદ્યાધરસમ્રાટ બનીશ, મેં તને કષ્ટ આપ્યું તેના બદલામા વર માગ. રાજાએ કહ્યું : તારો પ્રસાદ એ જ વર, પણ એટલું માગું કે અનેક આખ્યાનથી યુક્ત આગળની ચોવીશ અને આ પચીશમી કથા ભૂતળમા વિખ્યાત, પૂજનીય ને કલ્યાણકારી બનો. વેતાળે આ પંચાવંશતિકાનો મહિમા ને ફલશ્રુતિ કહ્યા : આ કથાઓનો શ્રોતા પાપથી ને ભૂતડાકણના ઉપદ્રવથી મુક્ત થશે.' એમ કહીને વેતાળ સ્વસ્થાને ગયો.

પછી મહેશ્વરે પ્રગટ થઈ ત્રિવિક્રમને આદેશ દીધો: દુષ્ટ તાપસનો તે વધ કર્યો તે યોગ્ય કર્યું. પહેલાં મેં તને મ્લેચ્છોરૂપી અસુરોનો વધ કરવા મારા અંશાવતાર વિક્રમ તરીકે સર્જ્યો હતો, એ પછી આ સમયે દુષ્ટોને દમવા ત્રિવિક્રમસેન તરીકે સર્જ્યો છે, તું પૃથ્વીને વશ કરી ટૂંક સમયમાં વિદ્યાધર સમ્રાટ થઈશ, અંતે ભોગવિરક્ત થઈ મારું સાયુજ્ય પામીશ. પછી ત્રિવિક્રમને અષ્ટસિદ્ધિદાયક અપરાજિત ખડ્ગ આપી શંકર અંતર્ધાન થયા.

સવાર થતાં ત્રિવિક્રમસેન પ્રતિષ્ઠાનમાં પાછો ફર્યો. પ્રજાએ ઉત્સવ કર્યો. શિવખડ્ગને પ્રતાપે થોડા દિવસમાં તેણે સાર્વભૌમત્વ મેળવ્યું ને અંતે વિદ્યાધરેન્દ્ર થઈને તે શિવસાયુજ્ય પામ્યો.

# વેતાલપચીસી

## કથા પહેલી

દુહા

શ્રી શારદા સુખ-દાઈની મતિ-દેયણ તું માત
વીણા-પુસ્તક-ધારણી વાંણી વેદ-વીખ્યાત ૧
હીતકારી હંસ-વાહની બ્રમ-પુત્રી બ્રમ-રુપ
ડંડ-કમંડલ-ધારણી અરણુવ અકલ અનુપ ૨
જેહને તુઠા સરસ્વતિ તેહને શાંની ખોટ?
કવી કહેવાય કીપા-થકી મહેંરતણી એ મોટ ૩

છપય

તુઠી બ્રમા ભુપ, ઓકાર સુખ મંત્ર જ આપી
વધો ચાર ચ્યાર વદનથી વેદ, શ્રૃષ્ટ રચી થીર થાપી
તુઠી વીશ્નુને વાણુ, પ્રજા કરી પાલણુ-પોષણુ
તુઠી શીવજીને શક્તિ, સંહાર-કામે નહી દોષણુ
મંત્ર-અક્ષર સર્વ, માત્રીકા મુલ-અક્ષર મહીમા-મતિ
સાંમલ શક્તથી જક્ત છે શ્રી વીદ્યા તે સરસ્વતી ૪
તુઠી વેદ-વ્યાસ, પુરાંણુ અષ્ટાદશ કીધાં
મોટો પંડિત તે માઘ, કારજ્ય શુભ તેહનાં સિધાં
કલીયુગમાં કાલીદાસ, પ્રતાપ જણાયો પંડે
શ્રીપતિ નરપતિ કાંમ, નાંમ જેહનાં નવ ખંડે

જશ દિધો જયદેવને, પામ્યો તે પદમાવતિ
શામલ કહે સેવો સહુ, સાચી સક્તિ એ સરસ્વતિ ૫
તારક-મંત્ર જે નાંમ, એહ વીદ્યા-માહેં વાણિ
પંચાક્ષર શીવ-મંત્ર, એહ જશ-વિદ્યા જાણિ
પધ્ધત પૂજા પાઠ, ઠાઠ સરવેં શ્રી વીદ્યા
વેદ ભેદ પુરાંણ, શાસ્ત્ર સ્તુતી કે નંદ્યા
દેવ ઓલખાવ્યા તેવીઇ, તીરથ ઉત્તમ મહીમા-મતી
સામલ કહે શાણા સહુ, સેવો દેવી એ સરસ્વતી ૬

દુહા

| | | |
|---|---|---|
| ગુણપત્ય ગુણ-સાગર ઘણો, | ગુણ-નાયક ગંભીર | |
| શીવ-સુત સુખ-દેયણો | ધરમ-ધોરંધર ધીર | ૭ |
| ઉમયા-અંગ ઉતપત્ય હવો | સુધ-બુધ્ય-નાથ નરેશ | |
| લખ્ય લાભ પુત્ર-પરિવાર શું | ભગવતી-નંદ ગણેશ | ૮ |
| મોલે સેવંત્રા સેંદુરેં | અદભુત રુપ અપાર | |
| મુષક-વાહન મલપતો | અમૃત મોદિક અહાર | ૯ |
| પેહેલી પુજા એહની | વલતા ત્રીદશ કોડ | |
| વરદાન દીધુ વીશ ભરે | જયવરલો કો જોડ | ૧૦ |
| ઉપવીત અંગે અહી-નણું | ભાલ તીલક ચીત ચંદ્ર | |
| ભાવારથ ભણે ભાગથી | કરેં આરતી ઇંદ્ર | ૧૧ |
| દુંદાલો દુખ-ભંજણો | ગજ-વદન ગંભીર | |
| સુઢાલો સોહામણો | ધરમ-ધોરંધર ધીર | ૧૨ |

છપય

ગુરુ ઇષ્ટ ગુરુદેવ, ગુરુ પીતા એ માતા
ગુરુ શક્તી શીવ-દેવ, ગુરુ સુખ-દેયણ શાતા
ગુરુ તીરથ ગુરુ ગંગ, ગુરુ કૃત્ય કહાવે કાશી
ગુરુ જગન ગુરુ જાગ, ગુરુ પુન્ય પુરણ ઉપાશી

ગુરુ કૃપાથી ઉધરે', ઈ કોતર શતથી ઘણા
શામલ સેવ ગુરુ-ચરણુ ચીત, નીરમલ નામ નાનાભટ-તણા ૧૩
ઉલખાવી ઇણે અંબ, આવ અનપૂર્ણા શક્તિ
શેવન કીધુ શેવ ભાવી બ્રમ-વીશ્નુ-ભક્તિ
સરસ્વતિ માત સાક્ષાત વાસ રસનાઇ કીધે।
રામ-ચરીન રસ-રુપ લાહો લાખીણો લીધો
કરુણા અનપુરણા-તણી દૈવત કોડ દેવઠે'
સામલ કહે' ઇષ્ટ માહરે' શીવ-શક્તિ સદગુરુ સેવઠે' ૧૪

## ચોપઇ

| | |
|---|---|
| પરિબ્રમ પ્રભુને કરુ પ્રણામ | વીદ્યા વીવેક વીલાસ વખાંણુ |
| કહુ પુરાણ પરમારથ કથા | જુગત વાત જશ-દેયણ જથા ૧૫ |
| પરમ મનોહર પરમ પવિત્ર | વર્ણવુ વારુ વીક્રમ ચરીત્ર |
| ગુણ-નીધી દેશ રુડો ગુજરાત | વીશ્વ બાધા-માહે' જે વીખ્યાત ૧૬ |
| પુઠલ પ્રગણા અધિક અનેક | માતર પ્રગણે વડો વીવેક |
| સિહુજ ગામ શીરોમણ સાર | દેવાધી દેવ મોટો દાતાર ૧૭ |
| વીરેશ્વર શીવ નીરમલ નામ | તેહ કરે મનવછીત કામ ૧૮ |

## છપય

પ્રત્યક્ષ પોઢુ' પીઠ, દેવ દિઠો તિહા દાતા
સકલ પદારથ સીધ, દેવક પામે' સુખ-શાતા
અખંડ ઘૃત દીપક જ્યોતિ, ભર્યા ઘૃત-કેરા ગાડુ'
સવા બે મણ ને શેર, ચઢે ચોખાનો લાડુ
જગત આવે જિહા જાતરા, નવે' ખંડ-માહે નામ છે
માહારાજ માહાદેવ વીરેશ્વરો, મે ઊજ સીરોમણ ગામ છે' ૧૯
લાયક લેઉવા-માહે, કણબી-કુલ કાઉજી કહીજે
વાસણ-વંશ વીવેક, મનરાજ માહરાજ લહીજે'

રાજસ-સુત રખીદાસ, બહેંક બરાસ જેહવી
કેસર જેહવી ખસબોઈ, તોલ તરતીબે તેહવી
ચૌદ વિદ્યા ગુંણ જાંણ, તે નીત્ય નીત્ય વાત સુણે નવી
દાન માન સનમાનથી, તેણે સંતોખ્યો સામલ કવી ૨૦

દુહા

શામજી વીર સલક્ષણો — પુત્ર પ્રતાપીક પાચ
રુડો પ્રતાપ રખીયલ-તણો — તે સાહ સીરોમણ સાચ ૨૧

તેહના પુન્ય પ્રતાપથી — ગુણનીધી કિધો ગ્રંથ
પુન્ય પરાક્રમ પરમારથી — પુરણ પ્રાક્રમ તે પંથ ૨૨

શ્રી નગર સોભીત સકલ — સામલભટ શ્રીગોડ
માત-તાત ગુરુ ઈષ્ટ — રહુ આગલ કર જોડ ૨૩

વેદ-વીદ્યા વાણી વીમલ — ભગણ-તગણના ભેદ
લઘુ દીરઘ જાણુ નહી — કોય ખોડ મ દેશો ખેદ ૨૪

અક્ષર વર્ણ કે આદ્ય મુખ્ય — પંગલ છંદ કે પાઠ
દુહો દુમેળો ચોપખરો — અક્ષર ન જાંણું આઠ ૨૫

શ્લોક સમસ્યા સાહિતી — ગુંણ ગાથા કે ગીત
છપય સાખી જસ પારખું — સંસ્કૃત પ્રાકૃત પ્રીત્ય ૨૬

પુષ્વછાયા આજન્યા — કુંડલિયાના કેહેણુ
ગાહો સાકવીયા ને સોરઠો — વદિ ન જાણું વેંણુ ૨૭

ભાટ ચારણ કે બ્રામણ — કે મોટા કવિરાજ
તેહની કૃપાથી હુ કહુ — લક્ષ્મીવર રાખે લાજ ૨૮

ભોજ પ્રબંધ મેં ભાલીયો — ચાલી જોયો ચીત
નીહાળી જોયુ નેહથી — કીધુ કોડ કવીત ૨૯

મહીમાથી માખણ કાઢીયુ — પરમારથ-પુગણ
એહથી અધીક બીજું નહી — સમજે સાહ સુજાણ ૩૦

પવીત્ર દેશ પુરવ-વિચેં   ધારનગર શુભ ધાંમ
ગન્ય કરેં તિહાં રાજવી   નરવર ભોજ નૃપ નાંમ   ૩૧
માહા-ભક્ત મહરાજનો   કાંમ-સમાંનેં રુપ
અવીવા એકે નહી   અરણુવ અકલ અનુપ   ૩૨

દાંન માંન સનમાંન શુભ   ગાંન તાંન શુંણુનિધ્ય
ભોજ ભાંણુ ભલપણુ-તણો   વાસ વશત રીધ્ય-વીધ   ૩૩
મુલક મુલકથી મંગણા   આવેં અધિક ઉમેદ
આશા પુરેં અધિપતી   વાચા પાલેં વેદ   ૩૪

ગવાલાખ દેં સહજમાં   કરેં કોટિધા કાંમ
બમણુ-ભોજ બહુ પ્રાક્રમી   નવેં ખંડમાં નામ   ૩૫
કીરત્ય જીતિ કરણુની   આશન જીત્યુ ઇંદ્ર
મોભાવ્યો મતવાદિઇ   જોતામાં રામચંદ્ર   ૩૬

સત્ય જીત્યુ હરીચંદ્રનુ   જીત્યુ અરજુન-બાણુ
જીત્યુ જશ જુધીષ્ટર-તણું   પંચે કયુ પ્રમાંણુ   ૩૭
દાન જીત્યુ બલીરાયનું   ખરી વાતનો ખોજ
જશ વાધ્યુ ભુધીયેં થયો   ભૂતખંડ-માહે ભોજ   ૩૮
'આપ્ય આપ્ય નેં આપ્ય' કહેં   અહરનિસ આઠું જાંમ
ઉચ નીચ અજાંણુનેં   દેં સવા લાખ દાંમ   ૩૯
પરિક્ષા કરેં પંડિતની   શાસ્ત્ર-તણી જુઇ શાખ્ય
નીરક્ષણુ કરેં નિત્ય રાયનુ   તો નીત્ય નીત્ય આપેં લાખ   ૪૦
નીગણે થાઇ નદી-નીરનો   ખગ-તારા ગણાય
દાન દીધા જે ભોજ નૃપ   અકલીત નવી કલાય   ૪૧
વર્ણું અઢાર વાસેં વસેં   લાડ કરેં સહુ લોક
કો કેંનેં દુખે નહી   સુપનામા નહી શોક   ૪૨
પંનરસેં પંડિત મલેં   શાસ્રવાદિ શત શોલ
અતરનેં જયોતીક સહુ   કરેં નિત્ય કલોલ   ૪૩

ચર્ચા થાઇ ચતુર્ભુજ-તણી    નારાયણ ઉપર નેહ
અઠાર ભાર ફૂલેં મહા    માગ્યા વરસેં મેહ    ૪૪
ઇંદ્રપુરી-આકારનુ    ધારા કીધુ ધીર
પ્રતાપ વધ્યો પુરંદર-તણો    નામ-વધારણ નીર    ૪૫
સપુત એ સાર્દૂલનો    સુજ તણો ભત્રીજ
દીપક દશ-કોટિ દાનનો    પુણ્ય સાગરનુ બીજ    ૪૬

## ચોપઇ

તેહ નગર-મધ્યે વાણીયો    છપન કોટિ જરપતિ જાણીયો
ગ્રહસ્થાવટ ઘણી ઘર-સુત્ર    ચતુર નર ચ્યાર પ્રતાપીક પુત્ર    ૪૭
વણીજ્ય વ્યાપાર વડો વીવેક    ન્યાવટ શાહવટ નૌતમ નેક
વડાઉઓ શાહા પુણ્ય-સાગર બાપ    અકલ અમીરી અધીકી આપ    ૪૮
રામો શામો નેં ગણુદોડ    કુયર કુંયરજી ચોથો કોડ
ખાઇ પીઇ નેં દીન નીગમેં    કરે આનંદ જેમ મનમા ગમેં    ૪૯
સીત્યર વરશ જીવ્યો તે સુખેં    ઘણો શાહ ઘેગણો દુખેં
મૃત્યુ-કાલે તે મનમા લહ્યૂ    પાસેં પુત્ર બેસારી કહ્યૂ    ૫૦
'પરસપરેં વઢશો મા કોય    કહુ વાત તે જુગત્યેં જોય
પલંગ હેઠળ દાટ્યુ છેં અમ્યો    તે ચ્યારેં વેહેચી લેજ્યો તમ્યો    ૫૧
વાહન વાસણ ધન નેં ધાન    મેડી મહેલ વસ્ત્રો ને વાન
એ સર્વના કીધા છે ભાગ    લેજ્યો વેચીને જોઇ લાગ    ૫૨
સોના રુપા ધન ને ખાત    ભોગવજ્યો એ ચ્યારે ભ્રાત
ખાઓ ખરચ્યો દેજ્યો દાન    રાખજ્યો મહિમા મોટિમ માન'    ૫૩
પુત્ર પ્રત્યે કહી એ વાત    પામ્યો મૃત્યુ તે તનનો તાત
દાણો-પાણિ કીધુ ઘણું    ધન ખરચ્યુ પીતાજી તણું    ૫૪
થયો માસ બેંહા એકાન્ત    ભ્રાત ચ્યાર ભાગવાનેં ભ્રાન્ત
'આજ રાત્યે કારજ કીજીઇ    વલતી વસ્ત વેચી લીજીઇ'    ૫૫

ખોદિ ભુંગી નેં સોપી સમ્સ્ત    દીઠિ ડાબડી-માહિ વસ્ત
હીરો હેમ મોતી નહી-માપ    આલપંપાલ એક દિઠુ ત્યાહે ૫૬

દુહા

કટકો એક કાગલ-તણો    બીજો કટકો પહાણ
ત્રીજો કટકો લોહનો    ચોથો મૃતિકા નેં છાણ    ૫૭
જોઈ રહ્યા જુગત્યેં કરી    'આ તે શુ કહેવાય!'
વકતા તો વારુ નહી    લેખેં કીમ લેવાય?    ૫૮
પચે મવી પ્રમાણીયુ    નેક ન ચુકયો ન્યાય
વચન ન લોપેં તાતનુ    આતેં નહિ અન્યાય    ૫૯
સુઝ પડિ નહી સર્વનેં    ભોજ-કને ગયા ભ્રાત
મુલ-થકી માડિ કહી    વીતક-કેરી વાત    ૬૦
'તાત અમારો કહી ગયો    વેંચી લેજ્યો વર્ત
દીઠિ વસ્ત એક ડાબડી    નેક પરેં નહી તર્ત''    ૬૧
પુછેં પંડીત પ્રધાનનેં    પુછેં વડા વજીર
કોઈ કહી સક્યા નહી    અધીપત્ય ઉમરાવ અમીર    ૬૨
વાયદો કીધો દિન વીસનો    'કહીશુ કરી વીચ્યાર'
નીરાશ થઇ પાછા વલ્યા    આવ્યા નગરની બાહાર    ૬૩
વૃક્ષ વડ હેઠે વીસમ્યા    વીચ્યાર કરવા વીવેક
'ચતુર ભોજે ચુકયો (કર્યો?) નહી ન્યાય આપણો નેક'    ૬૪
વડ એક હુતો ગોપનો    બેઠા'તા ગોવાલ
ચોપા ચારતા રણમા બહુ    રમતા'તા તિહા બાલ    ૬૫
દિઠા ચ્યારે દામણા    મુકતા મુખ નિશ્વાસ
ગોપ સમઝયો તેહનો    પ્રીતે તેડ્યા પાશ    ૬૬
'સાચુ બોલ્ય સલક્ષણા    સાચાનો બેલી રામ
સાચે સિધી પામીઇ    સાચેં સરશે કામ'    ૬૭

તે ચ્યારેં છેં ચતુર નર    બોલ્યા સાચા બોલ
'તું અમારો અધીપતિ    સમજેં તો કર તોલ    ૬૮

તાત કહી કહાવી મુયો    તેમાંન્યુ નહી કાંઈ
લોહું કાગલ પાંહાંણીયો    છાણ મૃતિકા માંહે    ૬૯
ભોજ-સભા-માંહેં ભમ્યા    ભાગ્યો નહી મન-ભેદ
નીરાશ થઈ નીરબલ થયા    વાચા સાચી વેદ'    ૭૦

ગોપ કહેં 'રે ગુંણીજનો    એ તો વાત છેં સહેંલ
વઢશો માં વેંહેંચો સુખેં    મોજ કરો જઈ મેહેંલ    ૭૧
વેંપાર-વણજ નેં વાંહાણવટ    લહેંણા-દેણાં લાખ
એ કટકો કાગલ-તણો    શાસ્ત્ર સમસ્યા શાખ    ૭૨

હીરા માંણીક નેં મોતીયાં    ઝવેંરન્તણા જર હોય
પ્રમાણ કટકો એ પાંહાણનો    કલકલશો માં કોય    ૭૩
સોનાં રુપાં સાંમટાં    કાંશા ત્રાંબા ક્રોડ
લોહ કટકો એ લખ વશા    ક્ષણ માત્ર નહી ખોડ    ૭૪

મેડી મહેંલ અટારીયાં    કણ કોઠાર નેં ઢાર
કરીયાંણા વસાણાં કાપડાં    એ માટી-છાંણનો મોર    ૭૫
બરોબરી એ સર્વં છેં    ચૌદ ચૌદ કોટિ ચ્યાર
છપન કોટિ એ છાજશે    અક્ષર આંક અપાર'    ૭૬
તે વેલાં તે જાચ્ય પર    કર્યું કાંમ એક સિધ
ચ્યાર ભાગ ચ્યારે જણે    લાંભુયાં નાંખી લીધ    ૭૭
હરખ્યા ચ્યાર હેંતેં કરી    ગયા ગામમાં તર્ત
ન્યાય ચુકવો ગોવાલીએ    વેદ-વાયકેં વર્ત    ૭૮

જાંણ થયું જશવંતનેં    ભોજરાજ ભડ-ભુપ
ગુણીજન એ ગોવાલીયો    રાજ-તેજ દીધ-રુપ    ૭૯
પ્રથમ ન્યાય બ્રાંમણ-તણો    આપ્યાં તે વેલાં રત્ન
બીજો પેલા યક્ષનો    જાંણપણે તે જત્ન    ૮૦

શ્રીજે પેલા વીપ્રનો  માલણુ ઉપર મેલ
ચોથો ન્યાય એ ચુકવ્યો  ખરો જણાવ્યો ખેલ ૮૧
મહીપત્યેં મન વીચ્યારીયું  'એ નોહેં ગોપનું કાંમ
બેંસે છેં જિહાં બાલકા  તેહુ અલોકીક ઠાંમ' ૮૨
ભુગી ખોદાવી ભુપત્યેં  મોહ પાંમીને મન
કોયક પુન્ય પ્રતાપથી  નિકલ્યું એક આસન ૮૩

અદ્દભુત અલોકીક ઇંદ્રનું  ત્રણ લોકનું તેજ
લાવ્યો ભોજ સભા-વીચેં  હઈયડેં અધિકુ હેજ ૮૪

દુંદભી વગડાવ્યાં દેવનાં  તરીયાન્તોરણ બાહાર
ગાંમ જમાડયુ ગુંણ-નીધી  જે કોય વર્ણ અઢાર ૮૫
પુન્ય વાત પ્રીતેં કરી  દિધાં દશ કોટિ દાંન
ભાગી ભુખ ભિક્ષુકન્તણી  મંગણ પાંમ્યા માંન ૮૬

નિધી ખરચ્યા બહુ નગ્રમાં  તેડયા વીપ્ર વિવેક
લીધું મુહુર્ત લાખીણું  ન્યાય વાત જે નેક ૮૭
જગત મલ્યા જોવા સહુ  ગુંણનીધી ધારા ગાંમ
આસન બેંસે અધિપતિ  હઈયડેં હિમત હાંમ ૮૮

સોભા સિહાસન-તણી  કુણે નવી કલાય
ઇંદ્રાસનથી અધીક પદ  જોતાં-માંહે જણાય ૮૯
હીરા રત્ન ઝવેર જડ્યાં  હિમ મોતીનિ હોડ
લીલાં મણી લક્ષધા જડ્યાં  ચંદ્રકાંતિ લક્ષ કોડ ૯૦

સુર્યકાંતિ તિહાં સહસ્ત્રધા  ઝલહલ જ્યોત્ય જડિત્ર
સ્ફટિક મણિ માંહેં જડ્યાં  વારુ વીવધ વીચીત્ર ૯૧
નવ ગ્રહ જડ્યા નક્ષત્ર નિધી  ઉદેંકાર ઉદ્યોત
રવી-મંડલ રતનાવલી  ચીંતામણીનિ જ્યોત ૯૨
પંચ પરથાર પુખરાજના  પંચ પીરોજા પત્ર
પ્રતાપ જેહનો પરાક્રમી  પંચ-દંડનાં છત્ર ૯૩

પાછલ બત્રીસ પુતલી　　જડ-રુપી એ જુગત્ય
વાજાં સહુના હાથમાં　　વડી વીવેક વગત્ય　૯૪
તાલ મૃદંગ પખાજ કર　　તંબુરો ત્રેહો તાંત
છાજેં વાજાં છત્રીસ છત્ય　　ભાંમીનિ-કરમાં ભ્રાંત્ય　૯૫
પંચ પ્રદક્ષણા તે પાછલેં　　દૈવત જાંણી દિધ
ભાવ ધરીનેં ભોજ નૃપ　　કોડ બેંસવા કીધ　૯૬
'જય જય' જશ બોલેં સહુ　　વિશ્વ અષ્ટાદશ-વર્ણ
પ્રણામ કરીનેં પુરપતિ　　પરઠેં જમણો ચર્ણ　૯૭
ઇંદ્રાંણિ બોલી એટલેં　　'હાં હાં' કહી હુંકાર
'પાગ્ય મ ધર રે રાયજી'　　ભાસ્યો એ ભણકાર　૯૮
'માંહેંથી માઠું થશેં'　　ભોગવીશ નહી કાંઇ ભોગ
એ સિંહાસન ઇંદ્રનું　　જડેં નહી તુઝ જોગ　૯૯
વીવેક વીક્રમાજીતનો　　જીત્યો આસન જેણ
તે-સરખા બેંસી સકેં　　તોલ નહી તુઝ તેણ　૧૦૦
પરદુખ-ભંજણ સુખ-કરણ　　હરણ પાપ પ્રચંડ
અરી-ગંજણ રંજણ-સજણ　　પુરણ જીત્યા પંચદંડ　૧૦૧
જ્યોતિક-શાહાસમાં શાખ્ય લખી　　સાખા ચાલી સેણ
અહૃણી અવની કરી　　તરતીબ ધરોરી તેણ　૧૦૨
જોજેં તું તે-ચારિઓ　　પ્રાક્રમ એહવાં થાય
તો સિંહાસન ઉપરેં　　પગઠે તાહરો પાય　૧૦૩
ગેરા હેં તું ગજવી　　માટેં કહું છું કહેંણ
બેઠેં સુખ ન પાંમીઇ　　એ વેદ વાયકેં વાં(વેં ?)ણ'　૧૦૪
ચતુરેં ચર્જ પાટો લીયો　　સત્યવાદિ સુજાંણ
કહેં ભોજ 'વીક્રમ-તણાં　　વનીતા કરો વખાંણ　૧૦૫
કેહેવો પુન્ય-પરાક્રમી　　કેહવાં દિધાં દાંન ?
કેહવાં પર-સંકટ હર્યાં　　કેહવાં મંગણ પામ્યાં માંન ? ૧૦૬

કેહવા નગર વસાવીયા     કેહવા તેહના લોક?
કેહવા પ્રધાન નેં પંડિતા     કિમ સમાવ્યો શોક?' ૧૦૭

ઇંદ્રાણિ કહેં અધીપતી     વીક્રમ-કેરી વાત
છાનો નહીં એ છત્રપતી     જુગ-જાણીતલ જાત્ય ૧૦૮

પુરાણ લખ્યા જેહના પંડિતેં     સાખ્ય યુધિષ્ટર-જોડ
બલરાય-થકી બલવંત હુયો     લુણ માત્ર નહીં ખોડ ૧૦૯
ઇંદ્ર-કુલનો એ અધીપતી     કુલ-દિપક કુલ-તાર
દેવાસિ દયા-નિધી     દેવ-રુપ દાતાર ૧૧૦
ઇંદ્ર-પુત્ર શ્રાપેં પડ્યો     પ્રથવી-માહેં પુર
ગધંર્વ થઈ રેશે રહ્યો     નરપત્ય જેહવો તુર ૧૧૧
ત્રંબાવતી નગરી-તણો     કીધો ત્રાંબા-કોટ
પરણ્યો પુત્રી પદ્મની     અકલવંત એ ઓટ ૧૧૨

ગર્ભ રહ્યો તે ગોરડી     ગુણનીધી બાંધુ ગાત્ર
આવી માત પુત્રી-કનેં     જોવા જેહવી જાત્ર ૧૧૩
પુઠી પેંર પુત્રી-તણી     સમ્યક પ્રકારે સેવ
દાહાડેં તો એ ગધંર્વો     સત્ય નમે છે દેવ ૧૧૪

બાલી ત્વચા બુધ્ય-હીણીઇ     ઉંત્તર થયો તે દેશ
ત્રણ કન્યા નાઠી તીહા થકી     જોવન બાલેં વેશ ૧૧૫
ગર્ભ ત્રણેંના પેટમાં     ગધંર્વસેનનો ઘાટ
એક રાણી એ સહચરી     વહ્યા વેગલી વાટ ૧૧૬

અન્ય સ્થાનકે જણ્યા અર્ભકા     ત્રણે નાગીઇ ત્રણ
પોહોઢું પુન્ય પરાક્રમી     કીર્તિ જેહની કર્ણ ૧૧૭
ભામનિ એકનો ભર્તરી     જેણે લીધો જોગ
પ્રથમ રાજ્ય ઉજેણનું     ભોગ્યા સઘલા ભોગ ૧૧૮
તનયા ત્રંબકરાયની     તેહનો વીક્રમ વીર
અજીત કહાવ્યો એકવો     ધર્મ-ધીરંધર ધીર ૧૧૯

ત્રીજી એક તનયા-તણો — ભાટણ-કેરો ભુપ
વણજારેં તેહનેં હર્યો — રુડું દેખી રુપ ૧૨૦

કાગ-વિદ્યા ભાવેં ભણ્યો — અકલ આપ અમીર
શુકન-પરિક્ષા સમઝીયો — તે વીક્રમનો વજીર ૧૨૧

ઉજેણીનો અધીપતિ — નરવર જેહનું નાંમ
અપુત્રવંત તે તો હતો — કરતો પુન્યનાં કાંમ ૧૨૨

આગ્ના થઈ ઇન્દ્ર-દેવની — પાલક રાખ્યો પુત્ર
ઇકોતર શત ઉધરાં — રુડાં તે ઘર-સુત્ર ૧૨૩

'શણગારી શુભ હસ્તનિ — દુખ તાહરું કર તાજ્ય
કલશ ઢાલેં જે ઉપરેં — દિધ્ય વીધ્ય સુંપો રાજ્ય' ૧૨૪

હુંકમ કર્યો હજુરનો — પંચે કર્યું પ્રમાંણ
દેશેં દુડી ફેરવી — મેલ્યા રાય નેં રાંણ ૧૨૫

અથડાતા અવની ઉપરેં — રડવડતા તે રાંન
વિક્રમ નેં બીજો ભર્થરી — કિર્તિ સાંભલી કાંન ૧૨૬

જોવા કારણ જુગતેં રહ્યા — ધર્મ પુન્ય જે ધીશ
ઢાલ્યો કલશ તે હસ્તની — ભર્થરી કેરેં શીશ ૧૨૭

મહીપત રીઝયો મનવીષેં — સુંપ્યું રાજ્ય નેં રીધ્ય
આંણ વર્તાવી એહની — કોડ ઘણેરુ કીધ ૧૨૮

ભર્તૃહરી તો ભુપત્યઃ થયો — વિક્રમ થયો વજીર
રાજ્ય ચલાવ્યું રાંમનું — નાંમ વધાર્યું નીર ૧૨૯

ભર્થરી પરણ્યો ભાંમીનિ — અનંગસેના નિજ નાંમ
વશ કીધા વસુધાપતિ — છળ લોભી વશ દાંમ ૧૩૦

તેણીઇં વેંર વીક્રમ-પરેં — રાખ્યું રુડી રીત
દંઢોરો દેવરાવીયો — રાજાનેં શી પ્રીત ૧૩૧

વિક્રમ પરદેશેં ગયો — પ્રથવી પ્રદક્ષણા કાજ
ભર્થરીઇ તે ભાંમીનિ — તનથી કિધી તાજ્ય ૧૩૨

જાર-વીદ્યા જુવતી રમી    ભાવ્યા નહી ભુપત્ય ભોગ
પરહરી રાજા ગયા    જાંણી લીધો જોગ    ૧૩૩
ન ગમ્યુ રાજ્ય નવ ખંડનું    ન ગમ્યા ઘોડા ગજ
ન ગમ્યાં મેડી માલીયાં    ધર્મની બાંધી ધજ    ૧૩૪

અરાજક ઉજેણુમાં    કત્રીમ વ્યાપ્યો કોપ
વેતાલ વીર વ્યાપી રહ્યો    કરે કારિમો કોપ    ૧૩૫
માહરે એક માંણુસ નીત્ય    ખાંત્ય ધરીને ખાય
ગરીબ લોક તે શું કરે ?    વારાફરતી જાય    ૧૩૬

પ્રથવી પ્રદક્ષણા કરી    આવ્યો વીક્રમ વીર
જીત્યા વણજારા જુગતથી    શોભે આપ શરીર    ૧૩૭
હાથ થયો હરસિધનો    માહાંકાલેશ્વર ઇશ
ઇષ્ટ અતુલી-બલ અતી ઘણો    સનમુખ સોહે શીશ    ૧૩૮

બાંધ્યો વીરને બલ કરી    વૈતાલ-શું કીધો વાદ
પ્રાજે કીધો પલકમાં    નરાં ઉતાર્યાં નાદ    ૧૩૯
છત્રપતિનો છત્રપતિ    રાજવીયાનો રાજ
ને રંક નરપતિયાં-તણો    કરણ કોટિ પર-કાજ    ૧૪૦

આંણુ કરી ઉજેણુમાં    નવતેરી નગરી નામ
આકાર ઇંદ્રપુરી-તણો    ગુંણ-નિધી કીધુ ગાંમ    ૧૪૧
લાયક કાંમ લેખા-વીના    વિક્રમે કર્યાં વીવેક
મુઠા-માંહે મુંઠડી    કહુ તે માનો એક    ૧૪૨

સાગરમાં શુક-ચંચુડી    મુઠામાં કણ ચ્યાર
સાગર-માહે જિમ ગાગરી    કહુ વાત વેહેવાર    ૧૪૩
ઉજેણી-તણો અધીપતિ    નવે ખંડમા નાંમ
સલાંગી દે સીમાડીયા    દેશપતિ દે દામ    ૧૪૪
રાંમ-રાજ્ય સરીખડું    કોને નવ ગંજે કોય
અસત્ય અન્યા અધર્મ નહી    હર્ષ સહુને હોય    ૧૪૫

ચોરી નહી ચારિ નહી — નહી જુલમ કે જુઠ
નહી પાપ પાખંડનુ — નહી રાજાને રુઠ ૧૪૬

સત્ય શીલ શાખી રહુ — નિર્મલ વાતે નેહ
ભાગ અઢાર ફુલે સદા — ભાગ્ય વરસે મેહ ૧૪૭

દુખીયો નહી દોખી નહી — નહી તો લાચી કે લંડ
હુન્નમ નહી ને હઠ નહી — નહી દેશપતીનો દંડ ૧૪૮

હાથી ઘોડા માલ ધન — અલખત અપરંપાર
શરણાગત અસરણ તણો — નોધારા આધાર ૧૪૯

વળી વીસામો વિપ્રનો — કવીયા પુરણ કોડ
નામચંદ્ર રહીયત તણો — રીઝવે શ્રીરણછોડ ૧૫૦

સુમત નહી સુમતા નહી — નહી નગ્રા ઉપર નેહ
સકલ ધર્મ એ સાચરે — જેહવે ગરુયો મેહ ૧૫૧

પુજે શીવજી-શક્તીને — પુજે વીશ્ન ને વેદ
પુજે ખટ દર્શન ખાત્યથી — ક્ષણ માત્ર નહી ખેદ ૧૫૨

વર્ત કરે શીવ રાત્રીના — જન્માષ્ટમી જરુર
નવરાત્રી નેહે નમે — પરમાર્થનો પુર ૧૫૩

પુજે રુડી પ્રતીમા — નાહે શુણવતી ગંગ
પર શેવા બ્રામણ-તણી — સદગુરુ કેરે સંગ ૧૫૪

અવીદ્યા એકે નહી — સદ્દવીદ્યાઈ સોભંત
મહિપત્ય જાત્યે માનવી — પણ ઇંદ્ર થકી ઓપંત ૧૫૫

પરદુખ-ભંજન સુખ કરણ — ગૌ-બ્રામણ પ્રતિપાલ
પરનાર સહોદર મીતથી — ખરી વાતનો ખ્યાલ ૧૫૬

## ચોપાઈ

વસુધા પુરવ નીવાશીઇ — કહુ વાત જે થઈ કાશીઇ
અનુસાર તીરથની અધીપતિ — કાશીપુરી મહાસુખ્ખીમતી ૧૫૭

ત્રલોક્યન્તત્વ જુગતેં છેં જ્યાંહ શ્રીવીશ્વનાથ વીરાજેં ત્યાંહ
એ 'નાંમેં અડસઠ તીરથ વલેં બ્રમંહત્યાદિક પાતિક બલેં ૧૫૮
સાક્ષાતકાર ગુણવંતી ગંગ સ્વર્ગલોક સુરપત્યના સંગ
ગંગા વિશ્ન્ કરેં જાં એક ધુન્ય પંચકોટિ યજ્ઞનું પુન્ય ૧૫૯

### છપય

જે નવિ નાહ્યો ગંગ, સંગ શું કિજેં તેહનો
જે નવી નાહ્યો ગંગ, અવતાર અફલ છેં તેહનો
જે નવી નાહ્યો ગંગ, લાહો ખોટો તેણેં લીધો
જે નવી નાહ્યો ગંગ, પુન્ય શો તેણેં કીધો
ગંગા જે નાહ્યો નહી, સફ્લ મનોરથ શા થયા?
પરિયા તરીયા નહી, નિરાસ થઈ નિરસુખ રહ્યા ૧૬૦

### ચોપઈ

કાશી-માંહે એક બ્રાંમણ વસેં ધર્મ-મારગ-ઉપર તે ધસેં
શાસ્ત્ર-વચન સંધ્યા સાચવેં રુડી રીત્યેં રઘુપતિ રાચવેં ૧૬૧
વદેં નહી જુઠી વાંણનેં સેવા કરે નિત્ય શુલપાંણિનેં
ગરીબ સરીખું છે ઘરસુત્ર પેટ નંહી તેને તો પુત્ર ૧૬૨
એક સિધ રહેંતો હતો અણું વીપ્ર લાગો જઇ તેહનેં ચણું
અરસપરસ કીધી બહુ પ્રીત્ય મીત્રાઈ-તણી જે રુડી રીત્ય ૧૬૩
'સંતાન-તણો મુને છે સંતાપ નર-નારી ઝુરુ છુ આપ'
કેહેં સિધ 'સાંભલ્યરે તું સ્વામ હુ કહું તેનુ એક કર કામ ૧૬૪
તું જેહની કરે છેં સેવ વચમાં આણ્ય જે હોઇ દેવ
પ્રતીજ્ઞા કરો બહુ પેંર હું આવું તમારેં ઘેંર ૧૬૫
આગલથી કાંમ કરું હુ કિમ ધણી ધણીયાંણી આપો સમ
તાર પછી આપું એક વસ્ત સીધ બુટી પુરણુ પ્રસસ્ત ૧૬૬
પ્રગટ થાઇ તાહરેં બે પુત્ર સોભા પાંમેં તે ઘરસુત્ર
તે બેં પુત્ર થાઇ વરસે સાત સુપો મુંનેં પીતા નેં માત ૧૬૭

ચૌદ વીદ્યા નેં ચારેં વેદ ખટ ભાષાના ભારે ભેદ
આગમ નીગમ જ્યોતીક નીરજાંણુ અષ્ટાદશ પુરણ પુરાંણુ ૧૬૮
વરસ પુત્ર તે થાઇ બાર -તાહરેં આવજ્યો નર નેં નાર
એક તેહમાંથી તો હું લેઉં એક તુનેં ગમેં તે પાછો દેઉં ૧૬૯
એ વાતેં પુરવતું હોઇ યથારથ હોઇ તે કહોનેં મોઇ'
હરખ્યો બ્રાંમણુ આવ્યો ઘેર પ્રેમદાનેં માંડિ કહી પેંર ૧૭૦
વનીતા હરખી મનમાં વીધ્ય સમ ખાઇ સંતોખ્યો સિધ્ય
'પરઠતાં તો રુડું લાગશેં માઠું લાગશેં જાહરેં માગશેં" ૧૭૧
'કોડ વાર કહું શું કથી અમારે તો આમે નથી
એક રહેંશેં તે સોનેં ઠાંમ અય્યો નર-નારી તમારેં નામ' ૧૭૨
સઘલી વાત માંની તે સીધ બુટી-બાલક તેહની દિધ
શિવ પુન્યા'તા તે પરતાપ પાંગ્યો તે બુટી અતી આપ ૧૭૩
ભક્ષ કર્યું ભાંમિનીઇ માન શાંમા ઉદરેં રહ્યો સંતાન
તેજ વાધ્યું તે તરુણી-તણું વાધ્યું હેત સિધ-ઉપર ઘણું ૧૭૪
દિવસ પુરા થયા દસ માસ ઇશ્વર-પ્રતાપે પોહોતી આશ
જાયા પુત્ર બેહુઇ બેં જોડ નહી તેહમાં ખાંપણુ કે ખોડ ૧૭૫
સામુદ્રીક જેહવાં સેંધાણુ અધિપતિ આકારેં ઇંધાંણુ
અબોલ-વ્રત લીધું આખડી સીધેં તો બાંધી શખડી ૧૭૬
થયા દિવસ કરંતે વાત સુત પ્રગટ્યાં થયાં વરસ સાત
આવ્યો ઘેર સિરોમણુ સિધ લાડ કરંતાં સુત બે લીધ ૧૭૭
તેડી આવ્યો પોતાનેં ઘેર કરી પરિક્ષા રુડી પેંર
એક બત્રીસ-લક્ષણો ચતુર સુજાંણુ બીજો એક તે પુરો પાંહાંણુ ૧૭૮

છપય

જે પુજેં શિવરાજ, તે પાંમે નવ-નિધી
જે પુજેં શિવરાજ, અખીલ તે ઘેંર રહેં રીધી
જે પુજેં શિવરાજ, તે પાંમે ઘણાં ઘરસુત્ર
જે પુજેં શિવરાજ, પાંમે તે પ્રતાપીક પુત્ર

શીવ-પુજન-મહિમા સિધી ઘણી, નિર્મલ નામ નિર્દોષને
ધર્મ કામ અર્થ અધિક પદ, મુલ સકલ એ મોક્ષને ૧૭૯
શીવ-સેવા શ્રીકૃષ્ણ, ચક્ર સુદર્શન પામ્યો
શિવ-સેવા શ્રીબ્રહ્મ, કરતા સૃષ્ટી કુલ કામો
શિવ-સેવા શ્રીશક્તિ, પાર્વતી તો પામી
શિવ-સેવન શ્રીગંગ, ગંગ-શું શીશ-પર નામી
શિવ-સેવા સનકાદિકે, કોડ વાર શુ કહુ કથી?
સામલ ભટ કહે શિવ વિના, નિમેષ દાતા બીજો નથી ૧૮૦

## ચોપઈ

શિવ પ્રતાપે તે બે પુત્ર, સિધ ઘેર લેઇ આવ્યો સુત્ર
એકને તો મુરખ રાખીયો બીજો ભાષા અતી ભાખીયો ૧૮૧
જેહ ભણ્યો તે દુર્બલ દેહ મુરખ તો છે માતો મેહ
ભણ્યો તે અદુયો રાખીયો મુરખ આભુષણે દાખીયો ૧૮૨
ભણ્યો તેહને ફાટા વસ્ત્ર મુરખને ખીરોદક દસ્ત્ર
ભણ્યો તે મેલો ઘેલો વાશ મુરખ તેજ-પુંજ-પ્રકાશ ૧૮૩

## છપય

પંડિત-આગલ મુઢ, હંશ-આગલ જિમ બગા
પંડિત-આગલ મુઢ, જિમ કોયલ-શુ કગા
પંડિત આગલ મુઢ, રાયો-આગલ જિમ રંકા
પંડિત આગલ મુઢ, સમુદ્ર-આગલ જઉ ટંકા
પંડિતમા પ્રાક્રમ ઘણા, પંડિત માહે ટેક તોર છે
સામલ કહે પંડિત આગલે, મુરખ તો ચાકર યોગ છે ૧૮૪
મુરખ બેસે ગજ, પંડિત અણુઆણે ચાલે
મુરખ તો મોતિહાર, પંડિત કંઠ માલા ઘાલે
મુરખને બહુ માન, પંડિતને કો નવી કાહાવે
મુરખને અમ્રત ભોજ, પંડિત જન ખડધન ખાવે

મુરખ કાચ કથીર છેં, દિસંતાં તો દિલ હરેં
,પંડિત રત્ન અમુલક અતિ, શામલ કહે જો પરિક્ષા કરે ૧૮૫

દુહા

વરસ 'બાર વેગે' ગયાં ધારી ધિરજ ધર્મ
સિધન્તણું ઘર આવીયાં એક બ્રાંમણી બીજો બ્રમ ૧૮૬
સિધેં ઘણું સંતોખીયાં ખાંન પાંન સનમાંન
વસ્ત્ર આભુષણુ અતી ઘણાં ઉપર દક્ષણા દાંન ૧૮૭
પરુણાં રાખ્યાં પાંચ દિન કષ્ટ તેહનાં કાપ્ય
સિધ કહે છેં વીપ્રનેં 'એક પુત્ર લેં એક આપ્ય' ૧૮૮
પોહોઢા છે પેંડ રોગીયો દુર્બલ દુખીયો દેહ
લાયક તો છે લોઢીયો નાયક ઉપર નેહ ૧૮૯
સિધ બેઠો મેવાન્વિષેં આવો આપ એકાંત્ય
પુત્ર મલ્યો મા-બાપને ભાગી મનની ભ્રાંત્ય ૧૯૦
'એ જોગી જર દેખાડશે ભોલવશેં એ ભુપ
ભુરકી નાંખી ભડકાવશેં અકલ ઘણી અનુપ ૧૯૧
પલટાઇ જાયો રખે પિતા જર દેખીનેં જોખ
મુજને લયેજો માવડી એહુનેં રહેવા દેજ્યો રોખ ૧૯૨
માલ-વીના મ્રાતા કરેં નાહાના ભાઇનેં નેટ
આભુષણુ ઓપાવીયાં તે ઠગવીધાનો ઠેઠ ૧૯૩
મુઝનેં જો મુંકી જશો તો છેદશે માહરું શીશ
તમનેં હત્યા બેમશેં કોપશેં આપે ઇશ ૧૯૪
નાહાંનાને મારેં નહી એથી ન થાઇ કાંમ
મારેં એ મુઝનેં ખરો માહરું બત્રીશ-લક્ષણો નાંમ ૧૯૫
ફરસો કરવો છેં હેમનો ઠરાવ એહુનેં મન હાઠ
મુઝ સિરીખા એણું મારીયા એક શોમાં ઓછા બે આઠ ૧૯૬

જો તેહ તમ્યો માનો નહી | વારુ દેખાડું વસ્ત
ભરી મુકયા છે ઓરડે | અમ મરિખાના અસ્ત ૧૯૭
તે ઓરડો મેં ઉઘાડીયો | ગુરુથી છાનો માત્ર
હડડડ હસીયા હાડકાં | મુસ્તક તેહના માત્ર ૧૯૮
અચિરજ પામ્યો હુ અતી | ઘણું તુળલીયો તોલ
પ્રણામ કર્યો મેં પ્રીતથી | તે તો બોલ્યા બોલ ૧૯૯
"તુઝ સરિખા તો અમ્યો હતા | બત્રીસ-લક્ષણા બાલ
પંડિત કરી પ્રાજે કર્યાં | મનુનો આણ્યે કાલ" ૨૦૦
એક સત નેં આઠમા | એકુનેં ઓછા ઠેં બેંહ
તેંહમા એક તો હુ મટ્યો | નિર્દયને શો નેહ ? ૨૦૧
તલશે મુઝને તેલમા | વારુ કાઢશેં વસ્ત
રશ હશેં તે ગખશેં | ઇહા નાખશે અસ્ત ૨૦૨
ચેતાવ્યો હુ તેમણે | શિખ્યો હુ વીદ્યા સર્વ
મુઝનેં માગી ટયો તમ્યો | તો ઢગલા કરશુ દ્રવ્ય' ૨૦૩

છપય

'અગમ-નિગમ ગુંણ-ગત્ય, મત્ય મારણ મોહ(ન)ની
વશીકરણ વીદ્યાય, વેદ શાસ્ત્ર સહોની
પિંગલ પાઠ પુરાણ, જાંણુ ખટ ભાષા ભાખું
કામરુ-દેશ કુત્રીમ, દેવત હુ તેહના દાખું
ભુત પ્રેત યક્ષ ઉપાસના, દેવ જક્ષ નેં દાનવી
હુ વિદ્યા ભણ્યો વિધવિધ ઘણું, તો કુણ માત્ર-માહી માનવી ?' ૨૦૪
'લઘુ-લાઘવી વિદ્યાય, પરવેશ-કાય પરમાણુ
ભુત ભવીશ વતમાન, જેહ જોતિક જુગ જાંણુ
પરવરુ હુ પાતાલ, આકાશ શુધિ ઉતપતીયે'
જલ થલ અગ્નિ-માહેં, માણું જઇ મોટી મતીઇ
અનેક વીદ્યા ઇમ અભીનવી, શિખ્યો સિધ-થકી સહી
સામલ કહે જીતુ સકલનેં, એ ગુરુથી ચાલેં નહી' ૨૦૫

## ચોપાઇ

વીતકની માંડી કહી વાત    ચેતાવ્યાં પીતા નેં માત
'બે માગતાં ચુકો તમ્યો    જે જોઈઇ તે આપીશું અમ્યો' ૨૦૬

એમ પ્રતીગ્ના કીધિ ઘણી    ચેતાવ્યાં ધણીયાંણી ધણી
નાંહાનો દેવા મનનાં ધર્યો    નરનારી વિચ્યાર જ કર્યો ૨૦૭
પુત્રથી પરવાર્યો સિધ    જેહની પાસેં છેં બહુ રીધ
તાહરેં વિપ્રેં જોડ્યા હાથ    બોલ્યાં બેં જણ સિધનેં સાથ ૨૦૮

'લાવો પુત્ર અમ્યો લીજીઇ    બેમાંથી એક તમનેં દિજીઇ'
બે પુત્રનેં બેસાર્યા પાસ    વશવર્તિ કરીઇ જિમ દાસ ૨૦૯
એક પાસેં હજારાં હિમ    બીજાનેં નહી નિશાંનિ નીમ
વીપ્રેં અહુંયોપહુચ્યો લીયો    આળુપણુ વાળ્યો પાછો દીયો ૨૧૦

ઘણા ઉપાય તો ગોપે કર્યા    એકે અર્થ તેહના નવી સર્યા
જર દેખાડિ લાલચ્ય દિધ    બીહક આંચ દેખાડી સિધ ૨૧૧
વીપ્ર ચતુરનેં લેઈ ચાલીયો    સિધનેં તો મુરખ આલીયો ૨૧૧क

## દુહા

'ચેલા તેં ચેંતાવીયાં    તાહરા માત નેં તાત
જોજે તું ગુણ માહરા    વિપરીત થાશેં વાત ૨૧૨

હું કે તું બેંમાં નહી    હાર-જીતનિ હોડ
વિદ્યા તું ફેલાવજે    કાંઈ ન રાખીશ કોડ ૨૧૩
ગુરુથી ચેલો નહી વધેં    કાંઈ સરેં નહી કાજ
મિં તેં સદ-વીદ્યા સિખવી    તે લેશ ન આણીશ લાંજ ૨૧૪

અવનીમાં કિહાં આવશેં    જો પેસેં પાતાલ
આ છેડુ આકાશથી    ખુટો તાહરો કાલ ૨૧૫
રાખેં તુજને જોખમા    તેહનો દેઉં ઠાંમ
ઝાલી આંણું જીવનો    તો ચંદ્રવીજેં મુજ નાંમ ૨૧૬

સોધુ સુરજ-મંડલે    સોધુ ગ્રહ-ગણ ચંદ્ર
વરુણ રાખી નવિ સકે    રાખી ન સકે ઇંદ્ર'    ૨૧૭
ચેલો કર જોડી રહ્યો    કહી એક ગુરુને વાત
'મુઝને કો જીતિ સકે    તે નથી જણ્યો કો માત    ૨૧૮
તુમ કીધા તુમ પ્રતાપથી    તુંમ વીદ્યાના તાંન
મુઝને કો જીતે નહી    માનીનાં મોડું માંન    ૨૧૯
માંનુ તાહરી આગન્યા    માંનુ તાહરી આંણ
આગલથી વાત કરું નહી    વચન ન લોપુ વાણ    ૨૨૦
સવાઇ વીદ્યા સીખીયો    સવાયો થયો છુ સીધ
સવાઇ ઇષ્ટ-ઉપાસના    સવાઇ રાખું રીધ્ય    ૨૨૧
ઉણમ કાંઇ ન રાખશો    ન રાખશો શા હુસ કેં હેત'
અરસપરસ એહવું કહે    'ચેતી સકે તો ચેત્ય'    ૨૨૨

છપ્પય

પાકો થાઇ જે સીસ, તે ઠામ ગુરુનો ટાલે
પાકો દુસમન હોય, વેંર કોયક દિન વાલે.
પાકો થયો જે પુત્ર, તે તાત સંઘાથે તાણે
પાકો ચાકર જે થાય, તે પ્રભા એહની નાણે
પાકો જોઇ દિવાન છે, તેહ અદેં નહી ગયને
સામલ કહે જોખમ કરે, પર કે પોતાની કાયને ૨૨૩
સાસુ-કેરુ કલંક, તે વહુવર પરકાશે
કુલીન જાંણે કલંક, તે વીશ્વ-માહે વીલાસે
વ્યાપારીનુ કલંક, બીજો વાણોતર બોલે
કંથ-કેરું કલંક, તે બુધ્ય-હીણિ બોલે
આપ ઠાંમ દેખાડિઇ આપણું, આપણું કલંક કહિઇ જ્યાંહે
સાંમલ કહે તેહ ઠગો કરે, તનમાં પસ્તાવું પડે ત્યાંહે ૨૨૪

દુહા

પીતા પુત્રનેં લેઈ વળ્યો  હરખ ધરંતો હામ
પુન્ય હતો તે પુકેં થયો  કહેં 'જોજે માહારાં કામ' ૨૨૫
પીતા પ્રતેં પુત્ર જ કહેં  'હુ કહુ તે કજ્યો વાત
ચતુરાઇમાં ચુકી જશો  તો એ કરશેં ધાત' ૨૨૬
કોહલાં વેચંતો કાછિયો  કુડમાં હતાં દશ-વીશ
તેહમાં જઈનેં તન ભર્યો  ડાહાપણ કિધુ દિશ ૨૭૭
ગરુઇ જ્ઞાંન વીચ્યારીયુ  'કુંયર ગયો એ કાંહ?'
શોધિં સોધી કાઢીયો  પેઠો કોહલા-માંહ ૨૨૮
વેચાશું તે લેઈ વર્યો  હાકે જિતિ હોડ
પાલી વરે પ્રાન્જેં કરું  કટકે કટકા ફોડ' ૨૨૯
મુકયુ કોહલુ મેહલમાં  પાલી લેવા પાશ
એટલેં વીપ્ર વંટોલીયો  થઇ ઉડયો આકાશ ૨૩૦
ગુરુ આંખ્યો ચોવી ગ્રહ્યો  તોલ કરેં છે તન
'વાયુનેં શુ જઇ મળે ?'  મહિમા કીધો મન ૨૩૧
મન-રુપેં તે મુની થયો  જઇ ઝાલ્યો વંટોલ
'નહી જાવા દેઉ તુને'  બોલ્યો એહવા બોલ ૨૩૨
તેહનો ચેલો બાપડો  દેખી ગુરુનો દર્પ
'હરી હરિ' કહી પ્રથવી પડ્યો  થયો સહજમા સર્પ ૨૩૩
વીષધર થયો વાસુકી-સમો  આગું ભર્યુ ઝહેંર
કુંકે ફાટેં ડુંગરા  કરી મકે કુણ કહેંર ૨૩૪
ગુરઇ ગ્નાંન વિચ્યાર્યુ  થયો ગરુડ ગંભીર
'ગલી જાઉ એ ગરલનેં  નાદ ઉતારું નીર' ૨૩૫
ગરુડ થૈ આવ્યો ગુરુ  ચેત્યો ચેલો ચોર
તિમર રુપ તે થઈ ગયો  આપ અંધારું ઘોર ૨૩૬
ખગરાજ તો ખોલી રહ્યો  પ્રીછિ નહી કાંઇ પેંર
સિધ તો સુરજવત થયો  ચેલો આવ્યો ઘેર ૨૩૭

પ્રકાસ કર્યો પેલા પંડમા — મલ્યા માત નેં તાત
'ઘડી એકમા એહની — ગુંણુથી કરશુ ઘાત' ૨૩૮

પુત્ર કહે' 'પીતા શુણો — દરિદ્ર છેં તમ દેહ
કહુ તે કરો માહરું — નિરમલ વાતેં નેહ ૨૩૯

હુ ઘોડો થાઉ ઘણા મુલનો — પલાણુ ચોકડા પીઠ
અમુલ્યક રાખી અતિ ઘણુ — હેંવત ગ્રહું દિઠ ૨૪૦

વેચજે મુઝનેં વિપ્ર તુ — તાહરેં પુરવતે વ્રત
ચોકડું જો તમ્યો આપશો — તો તે માહરું મૃત ૨૪૧

જ્યાહાર-સુધી ઘેગ ચોકડું — માગી ન સકે કોય'
અશ્વ થયો અદ્ભુત અતિ — જશ વીદ્યાના જોય ૨૪૨

પુત્રયે તો પરિક્ષા કરી — અશ્વ થયો છે આપ
સોદાગર થઈ આવીયો — જિહા બેઠો'તો બાપ ૨૪૩

મોહો-માગ્યુ મુલ આપી અધીક — લીધો અશ્વ અપાર
ચોકઠાની ચીંતા થઈ — શોભા તેહમા સારં ૨૪૪

ચતુર લાવ્યો એક ચોકડુ — મોતી-ઝવે રત્નજડીત્ર
પચ પીરોજ પોખરાજનુ — પૂરણ પ્રવાલ પવીત્ર ૨૪૫

અકાવતા એક લાખનુ — મોટિમ-કેરા મેંર
લીધુ ચોકડુ લોહનુ — પૂરુ લોહુ પામેર ૨૪૬

છપય

લોભે ખોઇઈ જીવ, દેવ પણુ લોભે રુઠે
લોભે જાઇ લાજ, કાજ લોભેથી ખુટે
લોભે હોઇ હાણુ, જાણુપણું લોભે જાઇ
લોભેથી બુદ્ધિ હિણુ, દિનપણુ લોભે થાઇ
લોભ લક્ષ રહે પગ, લોભથી લક્ષણુ મુલ છે
શામલ ભટ સાચુ કહે, લોભ એ પાપનુ મુલ છે ૨૪૭

### દુહા

લોભ-થકી લજ્જ ઘટે લોભ-થકી ગુણ ગર્ક
લોભે સીતલ પરહરે લોભ નાખે જઇ નર્ક ૨૪૮

લોભે લડ ને લાલચી લોભે જુઠો જોગ
લોભે અન્યાય અધર્મ કરે લોભે ચાડી ચોગ ૨૪૯

લોભે નાગ નિચ ગુણ લોભે ડરે રાય
લોભે વીદેશે વાપરે લોભે ગાણા ગાય ૨૫૦

અનેક લોક સહુ લોભીયા લોભે બાધ્યો સનાગ
શામલ કહે લોભી બે ઘણા એક વીપ્ર ને બીજી નાગ ૨૫૧

### છપય

આગમ-બુધી વણિક, સિધ આગમથિ સુઝે
રજ-બુધિ રજપુત, જોગ-વીના પણ ઝુઝે
કણબી કિંચીત-બુધી, સુમત પોતાનો મરડે
રદ-બુધિ તે નાયની, કાને સાભની કરડે
વસવાઇયા બુધી વેગની, સ્રિમા બુધ્ય એકે નહી
શામલ કહે બુધ્ય પાછલ-થકી, વીપ્ર-માંહે આવે વહી ૨૫૨

### ચોપઈ

આપ્યો ચોકડા નહીંતો અશ્વ દામે લોભ ન સુઝી દ્રવ્ય
લેઇ સિદ્ધ તે આવ્યો વાસ હઠ હોડ થી કીધું હાસ ૨૫૩
'હવે કિહાં રહેશો કિહાં જાશો ? મોહોકમ માગ અમારો ખાશો
બેઠો ભુખ તરસ ને દુઃખ શમણા માહે હવે નહી સુખ ૨૫૪
દેહ તજવું દુખે દમી આવ્યો હાથ માહરે બહુ ભમી
નથી સરજ્યો બ્રમાએ કોય મુકાવવાને સમરથ હોય' ૨૫૫
ન નીર તરણ ન પાઇ નીર શુકાવા માંડ્યું શરીર
સો સો કોરડા મારે માર ખરો દાવો તેહને મન ખાર ૨૫૬

એક દિવસ પુન્ય પુર પરવર્યો   ઉચાર સેવકા આગલ કર્યો
'રખે ચોકડુ કાહાઢો તમ્યો   સમઝાવી કહુ છુ અમ્યો ૨૫૭
રખે નીગ કે નીર જ પાયો   રખે એહને પાસે જાયો'
શિખામણ દેઇ ગયો તે સિધ   વિદ્યાર્થિઇ વીચ્યારી વીધ ૨૫૮

'દુખ પામે છે પામર પશુ   તરણ નીર ન આપે કશુ
આખે અશ્વને આસુધાર   દુખ પામે છે અપરંપાર' ૨૫૯
રાખી ધારણુ તેણે ધીર   છોડે અશ્વ પાવાને નીર
સરીતા-માહે તે લેઇ ગયો   અશ્વથી ઉતરી ઉભો રહયો ૨૬૦

નીર પીવાની સુઝ નવી પડિ   ઉભા રહ્યા તીહા એક જ ઘડિ
પ્રભુ-પ્રતાપે પ્રગટ્યુ પુન્ય   કાહાઢુ ચોકડુ ન રહી સુન્ય ૨૬૧
અશ્વ અલોપ તતક્ષણમા થયો   મછ થઇને જલમા રહ્યો
હાથ ખંખેરી થયા નીરાસ   વીદ્યારથી ગયા નિજ વાસ ૨૬૨

એટલે પુરથી આવ્યો પુન્ય   ગયો અશ્વ થકી નહી સુઝ
વીદ્યારથીને દિધી આચ   સિધ-પ્રતે બોલ્યા તે સાચ ૨૬૩
વિદ્યારથી બોલ્યા વાણીઇ   'ગયો અશ્વ પોહોઢે પાણિઇ'
આવ્યો સિવ નદીને ભેટ   જોઇ ગ્નાન વીચ્યારી નેટ ૨૬૪

'કિહા જાશે થયો છે મછ?   મારુ પલકમા મરડી પુછ'
માછી-રુપ થયો તતકાલ   જલમા નાખી આવી જાલ ૨૬૫
એ આગલ કીહા નાસિ જાય?   પકડી લીધો પલકમા કાય
જાલમાથી ઝાલે જેટલે   મુષક થઇ નાઠો તેટલે ૨૬૬

ઓ જાય ઉદર દીધી દોટ   થયો બલાડો ઝાલી કોટ
માગવા માડયો અતી અનુમાન   સમરી ઇષ્ટ થયો તે શ્વાન ૨૬૭
તેહ બલાડો તો નાસી ગયો   ચતુરાઇ-થકી તે ચીત્રો થયો
શ્વાન તણી જવ ઘાત જ કરે   પલકમા એક માસ જ હરે ૨૬૮
શ્વાન વીદ્યા કીધિ સજ   થયો ગુણુવતો તે માહા ગજ
પ્રોઢ સુગીર પર્વત શો દેહ   ઘટા ઘોર અમાઢો મેહ ૨૬૯

ચીત્રો જખ મારીનેં રહ્યો — સિધ વિદ્યાથી તે સિહ જ થયો
કેસરી કારીમો ગુંણ બહુ ગણ્યું — હજારાં તે હસ્તીનેં હણ્યું ૨૭૦
પ્રજ્ને હસ્તી ન રહ્યું ધીર — પેઠો નીરમાં થઇ તે નીર
પાંણિ-માંહિ પુરો થઇ પડ્યો — ચેલો તો ચીતિં નવી ચડ્યો ૨૭૧
સીધ મછ થયો તે ગલેં — નાસેં ચેલો આઘો પલેં
એટલેં એક ભરવાનેં વાર — નીર-કારણેં આવી નાર ૨૭૨
તેહ ઘડામાં પુરો ગયો — સિધ માંણુસ થઇ કેડેં થયો
ઘેંર પાણિ લાવી ગોરડી — આંગણે એક હતી ઓરડી ૨૭૩
મહીખ મોટો ગાંધ્યો'તો બીર — નારીઇ પાયું તેહનેં નીર
પુરો પેટમાં પેસી ગયો — સમાચાર તે સિધને થયો ૨૭૪
તે સિધિં વીચારૂં શુલ — કર્યું મહીખનું તેણે મુલ
પાંચનો પાડો તેહના પચવીસ — આપિ મહિખ લીધો તે દિસ ૨૭૫
પેટ ચીરવાનેં માંડીયુ — જેંક હેંત હેડે છાંડીયુ
પુરે વિચ્યારું 'લે એ પ્રાંણ' — નીકલ્યો છેં કર્યું છીહાં છાંણ ૨૭૬
તેહ છાંણ તો સિધિં લીધ — તેહનું એક અડાયુ કિધ
'સુકવી બાલશું અગ્નિ-માંહિં — માહરેં હાથથી જાશે ક્યાંહ' ૨૭૭
ચેલાનેં તો ચિંતા થઇ — થયો કીટક મન શાતા થઇ
સિધ્ધ ચકલો થઈ આવીયો — કીટકનેં ચાંચ-માંહિં લાવીયો ૨૭૮
કીટ ફીટિનેં આવી પાંખ — દીઠો ઉડતો સિધિં આંખ્ય
પોપટ થઇ ઉડં પરપંચ — સિધ થયો સિચાંણો સંચ ૨૭૯
આગલ પોપટ પાછલ સેંચાંણ — પલક એકમાં પરહા આંણ
દુખ પામંતો દેં છેં દોટ — 'હવડાં મરડી નાંખેં કોટ' ૨૮૦

છપય

જેહનેં માંથેં વેંર, તેહનેં નિંદ ન આવેં
જેહનેં માથેં વેંર, તેહનેં અન ન ભાવેં
જેહનેં માથેં વેંર, તેહનેં કામ ન સુજેં
જેહનેં માંથેં વેંર, બુધ્ય એકેં નવી બુજેં

વીશ્વાશ નહી વેરી-તણો સત્યવાદિ હોઇ સદા
સામલ કહેં મોય વગા, કાયક કુડ કરેં કદા ૨૮૧

## ચોપઈ

રાણિ બેંઠી'તિ માલીઇ — આખી જોતિ'તી જાવીઇ
તેહનો કોટમા હતો હાર — અતીશે મુઘો મુલ અપાર ૨૮૨
પોપટ તેહમા પેંશી ગયો — શુક ફીટિને મોતી થયો
રાણી-કેરી કોટે ગ્હો — ઘડિ એક-બેં સુખીયો થયો ૨૮૩
તેહ વાત સિંચાણેં વશી — તેહેણેં ચિંતા નાણિ કશી
સિધ થયો વીંછીનો વર્ત — હઇયડેં ચટકાવી રાણિ ત્રત ૨૮૪
તતખણ ત્રોડી નાખ્યો હાર — વનિતા વિલાપ કર'તી વાર
ત્રુટો હાર પડયો તે ઘણું — કતુ'ત સર્વે સમઝયો કણું ૨૮૫
મંકોડા થયા છે દશ વીશ — ચઢિ મિધનેં રુદયામા રિસ
મંકોડા ચરવા કુકડો — ડારમો થઇ આવ્યો કુકડો ૨૮૬
ચરવા માંડ્યો હરવા પ્રાણ — સિધ-તણા શુ કરું વખાણ
ચેલો તો ચિંતાતુર થયો — આકાશ-મારગેં ઉડી ગયો ૨૮૭
સોહામણો થઇ શુક-રુપ — ભમતો હિંડે ભારે ભુપ
બુધીવંત તે થયો છે બાજ — ઘેરી લીધો પોપટ આજ ૨૮૮
એક વાત ન સુઝેં પેર — ગયો એક રાજાનેં ઘેંર
ગજપુરવંતુ એક ગામ — નરોતમસેન રાજાનુ નામ ૨૮૯
કન્યા એક છે કનકાવતી — માનની પણ મનોહર-મતી
એક-ડંડા માલીયાનેં મુખે — શામા રમતી હતી સુખેં ૨૯૦
શુક ઘેર્યો સિધેં સાથમા — બેઠો જઈ તેહના હાથમા
'ખમા ખમા' રાણિઇ કહ્યું — લક્ષણ સિંચાણાનુ લહ્યૂ ૨૯૧
ગલોલ કર લીધો કામીનિ — શિંચાણા ઉપર કીધિ શામનિ
નાશિનેં છુટો સિચાણ — નહીતર પ્રેમદા લેતી પ્રાણ ૨૯૨

સિધ આશા મુકીનેં ગયો   પોપટ માનની પાનેં રહ્યો
આશવાસના કીધિ તીહા ઘણી   પુછી પેંર તે પંખીતણી ૨૯૩
ધારણ ઘણી એક દિધી ધીર   અન ખવરાવી પાયુ નીર
કહે પોપટ 'સાભલ્ય રે માત   વેરનતણી એ શી કહુ વાત? ૨૯૪
જો રાખી સકો તો રાખજ્યો   નહિતર ના હવડા ભાખજો
શામ દામ કરશે એ ભેદ   મુઝનેં નહિ મુકે એ વેદ ૨૯૫
થશે બલાડો કેં કુતરો   બાજ સિચાણો કેં શુકરો
વિપ્ર વૃતીયો કેં જોગી થશે   તાહરા પીતા-પાશેં એ જશેં ૨૯૬
હોડયે હરખે કેં માગી લ્યે   ક્રોડ વરાહ દગો એ દ્ય'
કામીનિ કહે 'સાભલ્ય રે કીર   તુ માહારિ મા-જાયો વીર ૨૯૭
તુઝ મુઝ વચેં ઇશ્વર આપ   કોટિ બ્રમ-હત્યાદિક પાપ
આપુ જીવ આપે માહરો   નામ ન લેવા દેઉ તાહરો ૨૯૮
રાત્ય દિવસનિ ચોકી કરુ   અહનિંશ તાહરી કેડેં ફરું
સુતા બેસતા જાગ્રત માન   ધરું રુદેંમા તાહરું ધ્યાન ૨૯૯
પશુ-પખી કો આવેં આહાર   ન ગણું હત્યા મારું ઠાર'
શુક સતોખાણો તે રહ્યો   સિધે લાગ એક નવી લહ્યો ૩૦૦

### દુહા

શામ દામ સિધેં ક્યોં   કીધા ભારથ ભેદ
એકે વાત ન ઉકલેં   ક્ષણુ ક્ષણુ પામ્યો ખેદ ૩૦૧
ઉપાય કરેં એક અભીનવો   આવે રાજ્ય-દરબાર
વીદ્યાવંત વાડવ થયો   કરી કારમી નાર ૩૦૨
પનર વરસની પદ્મની   અની અદ્‌ભુત અતી રુપ
સભા-મધ્યે સોભી રહ્યો   જિહા બેઠો'તો ભુપ ૩૦૩
રાજસભા રીઝી સહુ   અતી પામ્યા ઉછાહ
વેદ-વચન વીપ્રેં ભણી   દીધો આસીરવાદ ૩૦૪

‘કરે કલ્યાણ શ્રીકૃષ્ણજી  અંબા પુરે આશ
મંન-માંન્યાં માહારદ્રજી  દીં ભોગ-વીલાસ  ૩૦૫
ગુણપત્ય ગુણ સઘલા દીઇ  શક્તિ સકલ-ગુણ-સિધ્ય
વિદ્યા દે વિશ્વેશ્વરી  રામ-કૃપાથી રીધ્ય  ૩૦૬
પુત્ર દીઇ પરમેશ્વરી  લક્ષ્મી લખ દેયંત
સદબુધિ દે સારદા  જશ-દેયણ જશવંત’  ૩૦૭
અનેક આશીશ એહવી કરી  રાજા રીઝયા મન
‘પધારો’ કહે પ્રીતથી  નીમેખ ન રાખી ન્યુન  ૩૦૮
‘આવો આવો’ સહુ કો કરે  નમીનેં કરે નમસ્કાર
પંડિત બેઠા’તા પાશ સેં  પ્રાક્રમ અપરંપાર  ૩૦૯
પ્રણામ કર્યો તે પંડિતે  પ્રીતેં બેંસારે પાસ
‘ધન ધન્ય ભાગ્ય અમારડું  વીપ્ર આવ્યા હો વાસ’  ૩૧૦
પુછ્યુ સહુ કો પડિતે  ‘કુણ વીદ્યા છે વીવેક
આગમ નીગમ કે જ્યોતિકી  વેદક ન્યાય કં નેક?’  ૩૧૧
બોલ્યો વીપ્ર તે બલ કરી  ‘ન્યકાલુ નઘલી નૃત્ય
ભુત ભવીશ નેં વર્તમાન  ત્રણે જાંણું ત્રત’  ૩૧૨

છપય

દાતા સુબનેં વેંર, વેર કાયર નેં સુરો
જોગી ભોગીને વેર, વેંર પુરા અધુરો
મુરખ પંડિતનેં વેંર, વેંર ગણિકા નેં સતીનેં
વેંર પરવશ્ય વણીજ્ય, વેર જોગીહ જતીનેં
સામાન્ય વેંર છં સર્વનેં, વેર ઓહોરમાન પીત્રાઇને
મામલ કહે વેર એ સહજમા, શ્વાનેં શ્વાન. બ્રમ વીપ્રને ૩૧૩

દુહા

પંડિતે એક પ્રશ્ન કરો  ‘આ વેલા આ દિશ
સોભા સી છં સ્વર્ગમા  શુ કરે છં જુગદિશ?’  ૩૧૪

ખોટો કરવા ખીજવા બોલ્યા બરછટ બોલ
"જુઠો જુઠો" સહુકો કરી ઉતારીશું એ તોલ' ૩૧૫
સમજયો મનમા સિધ તે 'કુડું કરે છે કામ
માહેરં જોઇઇ છે એટલુ મુકાવું મ'ની મામ' ૩૧૬

'ઇશ્વર તો છું ઉચારમા ધારણ નથી કો ધીર
વૈકુંઠમા કોય વીસ્તર્યો વઢવા કારણ વીર ૩૧૭
વૈકુંઠે કહે હું વશુ તમ્યો નિકલો બાહાર
જુધ માડયુ છે જોરથી એમ કહે વારંવાર' ૩૧૮

સુણતા સર્વ હસી પડ્યા 'એ ફેલ કરો દો ફોક'
'જુઠો જુઠો' સઉ કો કહે લઘ ડાટિધા લોક ૩૧૯
રાજા કહે 'રૂખી સાભળો ભારે કિમ ભણાય?
પ્રતીત દેખાડો પારખુ સાચુ જુઠું જણાય' ૩૨૦
આજ્ઞયુ અંજન અધિપત્યને 'ઉંચુ જોને આજ
દેખો તેહવુ દાખવો લેશ મ ધરશો લાજ' ૩૨૧
ઉચુ જુઇ અધિપત્ય તે વૈકુંઠે વઢવાઢ
કોલાહલ કાને સાભર્યો ગજાઇ દિઠી રાઢ ૩૨૨

સભા-મધ્યે સાચુ કહુ ધારી બોલ્યો ધર્મ
'જુઠા આપણા સર્વકા સાચો ભારે ભ્રમ' ૩૨૩
વિચ્ચારી સહુ વિપ્ર જ રહ્યા 'હા ના કિમ કહેવાય?'
સદેહ સહુને ઉપનો રીઝી કહ્યુ જે રાય ૩૨૪

રૂધિરતણા છાટા પડ્યા ધારી જોતા ધર્મ
'કુણ હાર્યુ કુણ જીતિયુ?' પુછ વર્ણાવણ' ૩૨૫
રૂખી કહે 'રાજા શુણો કહો તો જોવા જાઉં
યથારથ તમને કહુ તે વાતે સમ ખાઉં ૩૨૬

સ્રીને શરણાગત રાખજ્યો' હેતે ઝાલ્યો હાથ
સુપી સીધિ સુંદરી સભા દેખતે સાખ્ય ૩૨૭

નાખ્યો દોર એક નિમેખમા   ઉચો ચઢ્યો આકાશ
તેહ ગયો આકાશમા   પ્રેમદા મેહલી પાશ   ૩૨૮

કાતિક દિઠું કારિમું   એ તો થયો અલોપ
ભુરકિ નાખી ભોલવ્યા   કીધો કારમો કોપ   ૩૨૯

પલક એકે તો પગ પડ્યા   હોઠં પડીયા હાથ
ધડ શીશ ધરણે પડ્યા   દેખેં છેં સહુ સાથ   ૩૩૦

નારી આવી નરકનેં   વનીતા જુઇ વદન
નગ પોતાનો નિહાલિયો   રામા કરેં રુદન   ૩૩૧

સંતાપ કરેં બહુ સુદરી   કલકલતી દિઠ કામ્ય
દુખ જોઇ દાઝે બહુ   ગુણવંત બાધુ ગામ   ૩૩૨

'રામા તુ રોતી રહે   મહિપત્યેં દિધા માન
આપુ તુઝનેં અતી ઘણા   ખાન પાન ધન ધાન્ય'   ૩૩૩

બાલા કહેં 'ધન ધાન્ય તુઝ   બાલ્ય ગરથ ભંડાર
છેહુ પડે છે મુઝ ઘણું   ભુમી પડ્યો ભરથાર'   ૩૩૪

સકટ ભરાવ્યા સામટા   માનની ગઇ મસાણ
કામીનિ તે કાઠે ચઢી   વીશ્વે કરી વખાણ   ૩૩૫

સભા-માહે આવ્યા સહુ   રાજા રહિયત રંક
એટલેં એક કૌતિક થયુ   અચિરજ મોટુ અંક   ૩૩૬

આકાશ થકી તે ઉતર્યો   ભામ્યનિનો ભરથાર
આસીસ કહી અધીપત્યનેં   જુગત્યેં કર્યો જુહાર   ૩૩૭

'જીત્યા તિહા જુગદિશજી   હાર્યો કોઇ હરામ
પાપીનેં પ્રાજે કર્યો   કીધુ રુડુ કામ   ૩૩૮

માહારાજ માહરી માનની   કીહા છે?' પુછે પેર
'વેગેં વનીતા વોલાવીઇ   અમે જાઉ અગારે ઘેર'   ૩૩૯

ઝખી પ્રત્યે રાજા કહે   વીત્યા જેટલા વર્ત
'જે તમ્યો કહો તે હુ કરું   માનની પામી મૃત'   ૩૪૦

આક્રંદ કરંતો આકલો ‘તજું પ્રાંણ હું આપ.
બ્રમ-હત્યા તું ભોગવે’ સિધ કહેં ‘દેઉં શ્રાપ’ ૩૪૧
‘હસારત કરતેં હાંણુ થઈ પુરણ લાગું પાપ
જે કહો તે હું કરું ગુંનો કરો મુઝ માફ’ ૩૪૨
પરણાવું પુત્રી પેટની ઉપર આપું ધન
મેહેંનત માંગે મહીપતિ મનાવું તુઝ મન ૩૪૩
કહેં તો આપું રાંણિયો કહેં તો આપું રાજ્ય
કહેં તો દેહ સમરપીઇ તાપ કરે તું તાજ્ય’ ૩૪૪
દેખાડ્યા મેહલ ને મેડીયો દેખાડી રતનની ખાંણ
દેખાડી રાંણી રાજવટ ‘મન આવે તે માંણ’ ૩૪૫
પુરપત્યેં પ્રતિગ્ના કરી ‘વચન કરું નહી લોપ
માગેં તે આપું નહી તો કરજે તું કોપ’ ૩૪૬
રાજાને રુખી કહેં ‘કષ્ટ તાહરા કાપ્ય’
સિધ કહેં ‘શ્રાપું નહી તું પંછી પોપટ આપ્ય’ ૩૪૭
રાજા તો રીઝયો ઘણું આવ્યો પુત્રી-પાસ
‘પુત્રી પોપટ આપ્ય તું’ અધકી દિધી આશ ૩૪૮
માંનની કહેં ‘રે મહિપતી મેં ખાધા છે સમ
પ્રાંણ-સાટે પોપટ રખો કહો તે આપું કીમ?’ ૩૪૯
‘કરામત્ય એહમાં કારતી રુખીમાં રુડી રીત્ય
નગર-તણું ઝગર કરે પલક એકમાં પ્રીત’ ૩૫૦
ચતુરાનું ચાલ્યુ નહી વનિતાની સિ વર્ત?
શુક આપવા માંડીયો સિધના હાથમાં તર્ત ૩૫૧
પંજરથી પોપટ કાહાડીયો પ્રીતેં સહુકો પાસ
સમ પાલ્યા તે સુંદરી ઉડાડ્યો આકાશ ૩૫૨
આભમાં ઉડાડીયો સહુકો દિઠું દ્રષ્ટ
સિધ સિંચાણો સમલો થયો ભક્ષ કરવાને ભ્રષ્ટ ૩૫૩

ઉતર પંથેં અડવડ્યો રડવડીયો બહુ રાંન
પશ્ચમ-માંહે પરવર્યો વન-ખંડ મેં 'વૃક્ષ-પાંન' ૩૫૪
નદી નિવાંણ ને નગ-નદ અવની-તલ આકાશ
રાખી કોયે નવી સકે પંખી પોપટને પાસ ૩૫૫
ભમતો ભમતો આગલેં પાછલ સિધ સુજાંણ
આવ્યો નગર ઉજેણમાં જિહાં ગાંમલું મસાંણ ૩૫૬
સિધવડની શાખા શિખર ગરુ વૃક્ષ ગંભિર
હરસિધ હજુરી હાજરેં તે ક્ષિપ્રા-કેરી તીર ૩૫૭
માહાંકાલેશ્વર માહાજતિ રતી મતી ગતિ ગુણવંત
ચેટક ચોરાસી લાખ તિહાં અદભુત અખીલ અનંત ૩૫૮
બાવન વીર બહુ પ્રાક્રમી છપન ક્રોડ ચામુંડ
ચંડ-મુંડ ચોસઠ વસેં ખડગ ખપર કર ડંડ ૩૫૯
અષ્ટ ભેરવ અતુલી બલેં એકાદશ રુદ્ર ઇશ
સિધવડની સોભા ઘણી ધર્મ-ધોરંધર 'ધીશ ૩૬૦
ભુચર ખેચર વ્યંતરેં જક્ષ વૈતાલાં વીર
મારણ મોહણ કાંમનો પેંગાંબર બહુ પીર ૩૬૧
સિધ સિકોતર શાકણી ભુતાવલની ભીત
ચાચર દેવ્યા ચિહુ ગમાં પુર પરઠાંણી-પ્રીત ૩૬૨
ચેલો ચિંતાતુર થકો આવી પોહોતો ત્યાંહેં
વડ-મધ્યે જઇ વિસમ્યો મધ્ય-ભાગેં મધ્ય-માંહેં ૩૬૩
નાઠો સિધ નિર્મલ થઇ ચેલો સમઝયો તતં
સિધવડ-તલેં એ સિધનું માથે લખીયુ મૃત ૩૬૪
એક સમેં એ વડ-તલેં શક્તિ ઉપાસક કીધ
પ્રસન થઇ પરમેશ્વરી આપી નવ-નીધ્ય રીધ્ય ૩૬૫
શક્તિ કહેં 'રે સિધ શુણુ દાહાડી દેં છેં દુખ
માગ્ય માગ્ય દાઢી કરેં તોહે ન ભાગેં ભુખ ૩૬૬

આ સ્થાનક આવે રમે વાચા માહારી વર્ત
જે વેલાં આવીશ ઇહાં તે વેલાં તુઝ મૃત ' ૩૬૭
નાઠો સિધ ના'વી સકયો શક્તિ-કેરો શ્રાપ
ચેલો સિધ ચેતી રહ્યો અટકી બેઠો આપ ૩૬૮

છપય

દુસમન-કેરો ભય, તેહ વિદેશેં જાયેં
અતીથ્ય-કેરો ભય, તે જન ખડ-ધન ખાયેં
ભુતાવલનો ભય, તે બલીદાંન જ આપેં
રાજા-કેરો ભય, તેહ વચન થીર કરી થાપેં
પીત્રી-કેરા ભય થકી, બ્રમ-ભોજન તર્પણ-તણું
શાંમલ કહેં શિમા ભયન્તણી, ઘોર મોત ગાજેં ઘણું ૩૬૯

ચોપઈ.

સિધ તીડાંથી નાસિ છુટીયો જાંણ્યું રાંમ હવેં રુઠીયો
પોપટેં વિચ્યારું પ્રીતેં પાસ 'અંત્રીખ લેઇ ઉડું આકાસ ૩૭૦
ચરવા જાઉં તો લે ચાંચમાં આ ઠાંમે નાવું આંચમાં
ખાવું પીવું તડકો ટાહાડ કિમ વેઠાઇ રહેવું છે ઝાડ?' ૩૭૧
માંનવ રુપ મનથી માંણીયો બ્રમાંડ ચડાવ્યો છેં પ્રાણીયો
શબ-રુપ મર્ત્યક થૈનેં મલ્યો કારણ તેહનાં કોણે નવી કલ્યો ૩૭૨
ચતુર ચેલો રહ્યો તિહાં સુખે ગુરુ સિધ તો હાર્યો દુખે
' કિહાં રહું કિહાં જાઉં કિમ કરું હવે પ્રાણ કિમ એહના હરું ?' ૩૭૩
મન-માંહે વિચ્યાર જ કરે 'હિમત મહેલેં તો નહી સરે' ૩૭૩ક

દુહા

આલસ મોડિ ઉઠીયો તરતીબ ઘણેરી તેણ
પ્રવેશ કીધો પુરન્વીધેં જે ઇંદ્ર-પુરી ઉજ્યેણ ૩૭૪
કૈલાશ દિઠું કારિમું વૈકુંઠપુરીનો વાસ
રવી-મંડલ ઇંદ્રપુરી તેજ-પુંજ પરકાશ ૩૭૫

સભા સુરનાયક-તણી | તેહમાં સોભે ઇંદ્ર
ગ્રહ-માંહિં સોભે રવી | જિમ તારા-માંહે ચંદ્ર ૩૭૬
માંન-સરોવર હોઇ જિમ | નવ સેં નવાંણું ગંગ
વિક્રમ સોભેં એહુ વીધિં | રાજદ્વારે રંગ ૩૭૭
આગમ-નીગમના ગુંણુ ગણેં | પંડિત કરેં પ્રમાંણુ
અઢાર સહસ અતી ઓપીતા | જોતિક વીદ્યા જાંણુ ૩૭૮
ન્યાય-શાસ્ત્ર નિર્ણય કરે | નવ હજારાં નિધ્ય
એહવી સભામાં આવીયો | સકલ-કલા-ગુંણુ સિધ ૩૭૯
જ્યોગી જણાય જરા-થકી | વપુઇ વર્તિક વેશ
ઉપવીત-થકી વિપ્ર જ હશેં | અકલીત એ ઉપદેશ ૩૮૦
તેજ પુંજ તસ્તીઅનો | બોલે બાબત બોલ
'ધર્મ-લાભ' તે કહી રહ્યો | તનમાં ભારે તોલ ૩૮૧
પ્રણાંમ કર્યો તે પુરપતિ | ધ્યાને જોડી પ્રષ્ટ
'એ કો રુપ અલોકિતે | કાઇક દેશેં કષ્ટ' ૩૮૨
પુન્ય હતો પછીમ દિશા | પુરપતિ પુરવ પાશ
આસિર્વાદ અદ્દભુત કહ્યો | હેત કરીનેં હાશ ૩૮૩

છપ્પય

'પુરવ દિશા બેઠો પુન્ય, જિહા ઉગેં રવી રાજા
જુગ વર્તે જયકાર, જાંણુ જશ મહિમા ઝાઝા
પૂરવ દિશ બેઠો પુન્ય, કલોલ કરેં જિહાં કાશિ
ઇદ્રલોક અધિપત્ય, વાસ એ છેં વ્રજવાસિ
ગુણુનિધી ગંગા વિશ્નુ વશે, વીશ્વનાથ શોભીત સદા
સાંમલ કહેં દેવ દેવત દશા, કુલવંતા નવિ મુકેં કદા' ૩૮૪

ચોપઈ

તાહરેં રાજા હઇયડે હશો | સિધ બોલ મન-માંહે વશો
માન ઉતારવા મરડી મુખેં | ઉત્તર સાંહમો બેઠો સુખેં ૩૮૫

સિધિ મનમા આણી સુત્ર       પ્રીતે આસીશ કહી એક પુન્ય ૩૮૬

છપય

'અતિ સુંદર ઉતરપંથ, કુબેર ભારે ભંડારી
અતિ સુંદર ઉતર પથ, કેદાર કરણ દુતકારી
અતી સુંદર ઉતરપથ, ક્ષિત હિમાલા હોયે
અતિ સુંદર ઉતરપંથ, માત ગીરજાજી માહાલે
અતિ સુંદર ઉતરપથ, એ સરગમારગ સોભીત સદા
સામલ કહે સત્યવાદિયા, કુલવંતા નવી છંડે કદા' ૩૮૭

ચોપઇ

કહ્યા વચન તે સુંણીયા કણું     ફરી બેઠો ચલાવી ચલું
વચન સિધનતણા મન વશા     પુરપતિ બેઠો પછિમ દિશા ૩૮૮

છપય

'પછમદિશા પવીત્ર, ધરણ ધોવ્યા ચદ્રધિશ
અપરમપાર અપાર, આપ ઉમયાપત્ય ઇશ
પછમ દિશા પવિત્ર, કનકનો મેરુ માણે
ગત્ય દિવસ જણાય, ઉદય રવી અસ્ત પ્રમાણે
મયક માણે શુધ બીજના, શીતપક્ષ સોભીત સદા
સામલ કહે સત્યવાદિ પુરુષ, કુલવતા નવી છુટે કદા' ૩૮૯

ચોપઈ

નાત મુખ મરડીને દશા     બેઠા દેવ જઇ દક્ષણ દશા
'સાભલજો સર્વ સભા ગુણ ગુન્ય' પુર પ્રાક્રમથી બે થે પુન્ય ૩૯૦

છપય

'દક્ષણ દશા તો દિવ્ય, સકલ લોકને સારી
નિરમે નર્મદાનીર, ઉધાર પામે નરનારિ

તાહરે તો એ દશ તાપ, ચતુર સાંભલ્ય ચિત ચાહન
મુંગીપટણમાંહે, પ્રગટ હશે શાલીવાહન
જોરાવર જીત જોખ કરે, સત્ય વચન સિધ સર્વદા
શાંમલ કહે નરેંદ્ર નરવર-નિધી, નરપત્ય ન જાશો નર્મદા' ૩૯૧

દુહા

ચિતમાં ચટકો લાગીયો ચમકયો ચતુર સુજાણ
ચેત્યો ચેહન ચતુરાઇનાં બોલતુ વાગું બાણ ૩૯૨
નનમુખ સીધ ભણી રહ્યો કહી વાત કર જોડ
પંડિત સાહામું પરઠીયુ મેહટયો મનનો મોડ ૩૯૩
કોક કહે 'ડીંગલ દાખીયુ' કો કહે 'અસત્ય એ વાત'
કોક કહે 'ખીજયો એ ખાત્યથી' એમ વધ્યા ઉતપાત ૩૯૪
સિધ કહે 'રે રાયજી પૂછો પંડિતરાજ
જુઠો હુ તો રુઠજે લેશ ધરો મા લાજ' ૩૯૫

છપય

'ડગે મેરુ મઠ ઠાંન, ડગે ઉદયાચલ આદે
ડગે અસ્તાચલ આપ, ડગે વિધ્યાચલ વાદે
ડોલે ખગનમંડલ ચિત, આપ ઇંદ્રાસન ડોલે
ચલે અર્ણવનુ નીર, આલ સત્યવાદિ બોલે
ચલે ધ્રુવ ધરણી ધરા, ગ્રહ-ગણ તારા સર્વદા
સિધ વચન ચલે નહી નરપત્ય નડે તુને નર્મદા ૩૯૬
વિદ્યા સુકાવે માગ, વિદ્યા પૂરણ યશ પામે
વિદ્યાથી શોભે વાણ, વિદ્યાને નરપતિ નામે
વિદ્યા મોહ વીવેક, વિદ્યા વિમલ જશ વાણી
વિદ્યાને વશ વિશ્વ જગત, મોહન જશ વાણી
વિદ્યા-રત્ન વિવેક વર, વિદ્યાથી કૃત્રીમ નહીં કશુ
સ-વીદ્યા આગલ ધન કશુ, વીદ્યા-હીન નર તે પશુ ૩૯૭

### દુહા

જશ લીધા છત્યાનણો     પુગપતિ લાગ્યો પાય્ય
સુંદર મેંહેંલ શોભીત સકલ     જયુગત્યેં ઉનાર્યો જાગ્ય    ૩૯૮

મહીપત્ય કહેં ' માગો મુઝ કનેં     કહો તે કહીઇ કાંમ
આગ્ના ઘો તે આચરું     અમ્યો તમારું નાંમ '    ૩૯૯
જ્યોગી કહે ' જશવંત શુંણુ     માગ્યાનો શો મેલ ?
હું આપવા આવ્યો તુઝનેં     ખાંત્ય ધરી જો ખેલ    ૪૦૦
જોગી થઇ જે જાચશેં     તે પુન્ય નહીં પાખંડ
ધુલ પડી તે ધરમમાં     દૈવ તણો શીર દંડ'    ૪૦૧

### છપય

જટા ધરેં વડવૃક્ષ, પતંગ બાલેં છેં કાયા
        જલચર જલમાં નાહાય, બગ બહુ ધ્યાંનેં ધાયા
ગાડર મુંડાવેં શીશ, અજ મુખ દાઢિ રાખેં
        ગર્ધભ લોટેં છાર, શુક રાંમનામ હિ ભાખેં
મોર તજેં છેં ભાંમીનિ, શ્વાન સકલ ચિત ચાહેં છેં
        શાંમલ કહેં સાચા વીના, કુણ સ્વરગમાં જાય છે ?    ૪૦૨

ઉચું જુઇ નિત્ય ઉટ, વાગોલ વૃક્ષ નીચું નીહાલી
        તરુવર સહેં છે તાપ, પર્વત રહેં આસન વાલી
ઘર કરી નવી રહેં નાગ, ઉલુક રહેં ઇક છપીનેં
        નોલી-કરમ ગજગજ, ફલ ભક્ષણ કરેં કપી નેં
ઇશ્વર અનુભવ વીણુ નવી મલે, એ સહજ સભાવના રંગ છેં
        શાંમલ કહે રંગન્નુ ચંગ મન, તેહને કથરોટેં ગંગ છેં    ૪૦૩
જોગી તો તેહનેં જાણુ, કંચન કામીની-પર કોપેં
        જોગી તો તેહનેં જાંણુ, આપ-વચન નવી લોપેં
જોગી તો તેહનેં જાંણુ, જે ન કરે કેહની નંદ્યા
        જોગી તો તેહનેં જાણુ, ગુરુદેવ વંદ્યા તે વંદ્યા

રાગદ્વેષ પર જો ગુંણ તજે, કંચન કથીરં સુખ દુખ સખે
શાંમલ સમાંન દ્રષ્ટી જુઇ, અંશાવત ઓલખ્ય સખે ૪૦૪

દુહા

જર-વીના જોગી થયા — ભૂખેં ચોલી ભલુત
વેંપાર વીના થયો વર્તિંયો — એ કીહાંના અવધુત? ૪૦૫
ફકીરી લીધી ફકરથી — ભાંગીની-વીણુ માગી ભીખ
વૈરાગી કહેવાંણો વસ્ત્ર-વીણુ — સીધ-તણી એ સીખ ૪૦૬
ભગુયાં રંગી તે ભમેં — કલંદર રાખેં કેશ
સાચા-વીણુ રાંમ રાચેં નહી — વણુઆણાં એમ વેશ ૪૦૭
સિદ્ધાઇ તે શોભેં નહી — જે કોઇ ઓરે હાંથ'
એમ કહી ઉભો રહ્યો — સભા દેખતે સાથ ૪૦૮
'માયા નહી મારી સકે — તે શું કરશે કાંમ?
જશ બોલાવ્યો તાહરો જગતમાં — દેખાડીને દાંમ ૪૦૯
પુન્યવંત છેં તું પુરપતિ — પરમારથી પુરાંણુ
તાહરું કાંમ કરવા અસ્યો — આવ્યા સિધ સુજાંણુ' ૪૧૦

ચોપઈ

દેવ-રુપ દેવત દાખીયો — રાઇ હેત કરીનેં રાખીયો
આવેં નિત્ય સભામાં તેહ — નરપત્યનેં મન અધિકો નેહ ૪૧૧
સિધ આવ્યા સભા-સાથમાં — હેતે ફલ આપે હાથમાં
ચિઠીમાં લખેં નિત્ય લેખ — તેહમાંનું મટે નહી રેખ ૪૧૨
રાજાનેં કહેંશે 'સાંચજ્યો — આજની ચીઠી કાલ્યેં વાંચજ્યો'
હાંણુ, વૃધ, સુખ ને દુખ — આંન, પાંન, ભલપણુ કે ભુખ ૪૧૩
વાત, ગોષ્ટ, હાર કે જીત્ય — મિત્ર, શત્રુ, પુન્ય કે પ્રીત્ય
ભોગ, જોગ, જપ કે જાપના — રુડી ભુંડી શોભીત થાપના ૪૧૪
તે સર્વે આપેં છેં લખી — મહીપત્ય વાંચે પોતે સુખી
આજની ચીઠી વાંચે કાલ્ય — વીતક વાત ચતુરાઈ-ચાલ્ય ૪૧૫

જિમ જિમ સીધની શોભા જોય  તિમ તિમ મહિપત્ય મનમાં મોહ્ય
આપેં ફલ તે એકઠાં કરેં  ભુપત્યનેં ભંડારેં ભરેં  ૪૧૬

દુહા

એક દીવશ મોતી અમુલ્ય  આંમલાં જેહવાં હોય
મહીપત્યે લીધાં મુલથી  કહી ન સકે કોય  ૪૧૭
સિધનેં કહે 'સોકાવીઇ  કુંડલ કરીઇ કાંન્ય'
અતીશેં એ અમુલ્ય છે  મહિપત્ય દે છે માંન  ૪૧૮
નરપત્યની નંદ્યા કરી  મોતી તો નાંખી દિધ
એકાંત્ય તેડી તે ગયો  સત્યવાદિનેં સિધ  ૪૧૯
વાવ્યો'તો વૃક્ષ વાડિઇ  કારિમું કીધું કાંમ
દશ હજાર મોતી દાખવ્યાં  મુલ દશ કોટી દાંમ  ૪૨૦
પુરપતિ તો પાએ નમ્યો  મનનો મેલી મોડ
બીજું વૃક્ષ એક વાપયું  બાવનાચંદન-છોડ  ૪૨૧
એહવી લીલા લખ્ય કોટિધા  દિન દિન પ્રત્યેં દીઠ
મહીપત્ય માર્યો મોહ-બાંણુમાં  મુખથી બોલેં મીઠ  ૪૨૨
કો પંડિત નેં પાંચ સેં  કોહોને દશ નેં સાત
આપે અલખત અતી ઘણી  વીપરિત મોટી વાત  ૪૨૩
ભાગે દરિદ્ર ભિક્ષુકતણાં  કેના ટાલ્યા શોક
વશ કીધિ વસુધા સકલ  લક્ષ-કોટિધા લોક  ૪૨૪
એક દિવસ વીક્રમાદીતેં  ભાગું એક અનાર
ઝવેંરતણો ઢગલો થયો  અલખત આપરંપાર  ૪૨૫
ફલ તો દાડિમતણું  ઝવેંર કહીનેં ઠાંમ
અંધારે ઉજળું અતી  દીઠા એહવા દાંમ  ૪૨૬
ભંડારી તેડે ભુપતિ  'ફલ મુકયાં તે લાવ્ય
એકઠાં કીધાં અતિ ઘણાં  તે આપવા-કારણ આવ્ય'  ૪૨૭

દશ વીસ ચ્યાલીસ સો ભસેં  ખટ મહીનાના ખ્યાત
ભાગા ફ્લ અનારનાં  ભાગ્યનિધીનિ ભ્રાત્ય ૪૨૮
એક નગ એક કોટિનુ  અતિશેં મુલ્ય અમુલ્ય
કિમત્ય કુણુ કરી સકેં ?  સુરજ-કાંતિ સમતુલ્ય ૪૨૯
રાજાઇ રીધ્ય દિઠી ઘણી  એકે ન પડી સૂજ્ય
એકાંતે મિધ્ય તેડીયો  પ્રતાપવંત જે પુજ્ય ૪૩૦

### છપય

ઉપર જેહનો હાથ, તેહનેં મહિપત્ય માનેં
ઉપર જેહનો હાથ, તે જશ મહિમા જાંણું
ઉપર જેહનો હાથ, તેહનેં વશ સહુ વરતેં
ઉપર જેહનો હાથ, સકલ ગુંણુ સોભા સરતેં
આપો તે વ્યાપ્યો જગતનો, આપો તેજ તરુણુીનત તોલ છેં
સામલ કહેં હાથ ઉપર જેહનો, તેહનો ઉપર બોલ છેં ૪૩૧
ડાહાપણુ દમડા-માહેં, દમડેં વશ પરનારિ
દમડા-માહેં રુપ, દામ-વશ ભુપત ભારી
દમડા-વશ સંસાર, દમડા-વશ રંક ને રાજા
દમડેં ઉચ અધિકાર, દમડેં જશ-મહિમા ઝાઝા
દમડો સુધો દેવથી, દમડા-વશ સૌ દામણા
સામલ કહેં દમડો અધિક, ભાત્ય ભાત્ય લેઉં ભામણા ૪૩૨

### દુહા

સિધ આવ્યો મહિપત-કને  'અમ્યો જાઉં છુ આજ
અધિપત્ય નવિ રાખીસ ઓરતો  કહેં મુઝ સારિખું કાજ' ૪૩૩
પાએ લાગ્યો પુરપતિ  પાય્ય નમાવ્યુ સીમ
'માહારાજ માગ્યુ આપીઇ  તમ્યો અમારા ઇશ' ૪૩૪
સીધ કહેં 'તું સિધ્ધ કહેં  જરુર ન રાખીસ જાગ્ય
પંચન્વીપેં હુ પરવારું  મન ગમેં તે માગ્ય' ૪૩૫

'વચન દ્યો' વીક્રમ કહેં 'તો તે માગું માંન'
સત્ય વચન સિધિં કર્યું 'દેવું જે કહેં તે દાંન' ૪૩૬
પુરપત્ય પુન્ય પ્રતેં કહેં 'માગું છું હું આપ્ય
તાહરો ભાર માથે મુંનેં કષ્ટ એટલું કાપ્ય ૪૩૭
કાંઇક માગો મુઝ-કનેં તે ઉશંકલ થાઉં
અજર કરો એ વાતમાં તો માહરા સમ ખાઉં' ૪૩૮
પુન્ય કહેં 'પ્રથવીપતિ તું કહેં છે તો માગી લેઉં
વચન-ગીસ્ત જાઇ નહી ને દેવી વીચમાં દેઉં' ૪૩૯

ચોપઈ

પુરપતિઇ પ્રતીજ્ઞા કરી વચમાં આણ્યા શ્રીહરી
ઉપાસ્યો ચંડીનો પાઠ ભર્યાં સુરજ-સાહાંમા ડગલાં આઠ ૪૪૦
શીવાજીનાં ઉતાર્યાં ફુલ શાલીગ્રાંમ ઉપાસ્યા શુલ
ગૌ-હત્યા બ્રમ-હત્યા ભણી અગડ કરી સ્ત્રી-હત્યા-તણી ૪૪૧
'જે માગેં તું સિધ સુજાંણ રાજ્ય-રીધિ કે સુંપું પ્રાંણ?
મનાવું તાહરું હું મન ત્યાર પછી લેઉં જલ અન' ૪૪૨
કરી પ્રતીજ્ઞા વીક્રમ વીર 'કરી કાંમ પછી પીયુ નીર' ૪૪૨ક

દુહા

સિધ કહે 'સાચું કહું માગી મન માન્યુ લેઉં
શભ લાવેં સિધવર-થકી તો તે આસીસ દેઉં ૪૪૩
મમાણ-માંહે મુમતમાં માહેં છે માહા મરમ
તે આંણિ આપો મુને તો રહેં તારો ધરમ ૪૪૪
વીકટ વાટ છે અટપટી વીકટ કરવું છે કાંમ
વીકટ લાવવો વારમાં વીકટ ઠર્યો છે ઠાંમ ૪૪૫
કાંમ કરવું છેં કારિમું નથી મરદ ! છે મન્દ
ભોલવશે તુંને ભ્રાંતથી ઢાલી નાંખશેં ગરદ ૪૪૬

રીગ-બંધન કરજે દશ-દશા      વેહેચજે બાકલ ખીર
અંતરમાં ઇષ્ટ આરાધજે      થજે ધનુર-વીદ્યાનો ધીર ૪૪૭
ફરગરશેં નેં ફલપશેં      કરશે સંચ પરપંચ
શાંમ દામ ભેદેં કરી      દેશેં અધિકી અંચ ૪૪૮
બોલાવશેં બહુ પ્રાક્રમેં      જોર કરશેં હુંકાર
પાછુ જઈ વડ ચોટશેં      નીશ્ચેં પદ નીરધાર' ૪૪૯
અચિરજ પામ્યો અધિપતિ      વીપરિત દીઠી વાત
'ઓ સીધે નવી જીતિયો      તે કરશેં માહરી ઘાત' ૪૫૦
લખ્યા લેખ મટે નહી      ઘટે નહી તલ તોય
સિધ વચનથિ સચર્યો      કરમ કરે તે હોય ૪૫૧
સમરી માત હરસિધનેં      સમર્યો વીર વેતાલ
સમરે શિવ માહાદેવને      જેહ કરે પ્રતિપાલ ૪૫૨

છપય

વાદ, વીવાદ, વીખવાદ, પ્રમાદ, નીષાદ, વન-વાસેં
પાણી, પવન, જગન, હુતાશન-પ્રાશન-પાસે
વીષ, વેરી કઠોર, ભૂત, પ્રેત, વ્યંતર, જક્ષ
ચાડી, ચાચ કે ચોર, ગ્રહ-ગુણ દારુણ દક્ષ
ઘાત, વાત, ઉતપાત અતી, ચતુર-વીધ્ય પાતિક ચાડે છે
શામલ કહે ઇષ્ટ તિહા આપણો, કે ધર્મ સાહાય તિહા થાય છે ૪૫૩

ચોપાઈ

ધીરજ સિધને દેઇ ઘણો      ક્રોધ ભય નવી આણે કશો
સુર-પુર થયો મઠ-ધીર      વીકટ વાટમા ચાલ્યો વીર ૪૫૪
પ્રથમ પુજી હરસિધ માત      સ્તુત કરતા કહી વીતગ વાત
'જશ-રુપી તું જશ માહરો      તોલ આસરો છે તાહરો' ૪૫૫
જુગત્ય-થકી તે ચાલ્યો જાણુ      પોહો'તો જ્યાંને મોટે મસાણુ
પ્રથમ વીર બાવન બોલીયા      'હલ્યા કુણે પરદા ખોલીયા?' ૪૫૬

ધર્મવંત બોલ્યો મદ-વીર   'એ તો હું ત્રેપનમો વીર'
બઉ બાહુડનું દિધું દાન   મારયો મહિપત મોટે માન ૪૫૭
ગનડી-બાળ જઇ આયો અડયો   ડાકી-કોરવણીમાં પડયો
'દયા કુળૂકે ડીમ ખાપ્યો આંદ   કિમ ખાદયો જઇ મોકોડાં-માંહી' ૪૫૮
'એ હું નવમો બૈરવરાજ   આવ્યો હું કરવા એક કાજ'
એટલી ચૌદ ચોકીયો પુરી માંગ   ગયો સિંધવડ કેરે ઠાંમ ૪૫૯
લઇવડું દાખી પોતાને સાથ   સ્પર્શ કર્યો તે શબને હાથ
'હાં હાં હાં' કહીને ઉઠીયો   જાણે જમકિંકર ફુટીયો ૪૬૦
'ખાંઉ ખાંઉ' કરી તે બોલંત   ભુંભારવ બહુ-વીધ્ધ કરંત
સીધવટે ચોટી જેટલા   બીવરાવા લાગા તેટલા ૪૬૧
કોયેક દાઢ દેખાડિ ક્રમે   કોયક રૂપ આકાશે ભમે
કોયક તાંણી આવે તીર   ડગે નહીં વીક્રમ વડ વીર ૪૬૨
મરદા-કેરા કાપ્યા બંધ   શબ લીધું ખાંતેથી ખંધ
શબ ઉતારી નાંખ્યું હેઠ   ઉપર વીક્રમ બેઠો ઠેઠ ૪૬૩
પુરુષત્વ આવ્યો પ્રથવી-પાશ   શબ ઉડે ઉડું આકાશ
હેઠો ઉતરે ઉપર ચડે   મલ્લ પ્રતિમલ્લ સાથે વઢે ૪૬૪
ગરમયલ કરતે હવી   મદ હાટો ને ઉગ્યો રવી
પ્રભાત થઇ કરે શી પેર   ગુણવંત આવ્યો પાછો ઘેર ૪૬૫
વીનક વાત ઠેકાંણું થઇ   કથા સીધને માંડિ કહી
'નાંખ્યુ હેઠું વાર દશ-વીસ   પાછું જઇ બેઠું છે શીસ' ૪૬૬
સિધ કહે 'એક કાંમ જ કરો   પાછા આજ રાતે પરવરો
હેઠું નાંખશો માં તેહ   દૈવત આગું તેહની દેહ ૪૬૭
પાસે બાંધીને લાવજ્યો   એટલું કાંમ કરીને આવજ્યો
અણ-બોલ્યાથી કારજ થશે   બોલતાં-વાત તો નાસી જશે' ૪૬૮

દુહા

બીજે દીવસ બાધુર થઇ   પોહોંતો થીર-થાવર ઠેઠ
પાશે બાંધી ઉતર્યો   હેતે આવ્યો હેઠ ૪૬૯

ચાલ્યો વાટેં ચતુર નર શબેં તો મુકી શરમ
'વાત 'કહું તે સાંભલો ધરો રાજા મન ધર્મ ૪૭૦
તું સત્યવાદિ સલક્ષણો ઉલખું છું હું આપ
માહરી વાત મન નવી ધરો મુઝ માર્યાનું પાપ' ૪૭૧
શબ તો શ્લોક સાહિત કહેં રાજા સાંભલેં કર્ણ
હુંકારો દેતો નથી અશરણ-કેરો શર્ણ: ૪૭૨

## ચોપઈ

લવણપુર એક લાખીણું ગાંમ દુલભસંઘ નરપત્યનું નાંમ
તેહના ગાંમમાં બ્રાંમણ એક ન્યાય-શાસ્ત્રના જાંણેં નેક ૪૭૩
ગ્નાંન જ્યોતિક-વીદ્યાનાં ગણેં વીદ્યારથી ઘેર ભાવેં ભણેં
વીપ્ર-તણા અરભક દશ-વીશ એક ગુરુના સઘલા શીશ ૪૭૪
તેહ ગાંમમાં એક ભારે બ્રમ ગ્રહેસ્ત-રાજ ધારક શુભ ધર્મ
ધર્મ-કન્યા એક ઘેંર કોડાંમણી શરદ-પુન્યમ-સી સોહાંમણી ૪૭૫
રુડી સતી રાંભાની રીત્ય એક વીદ્યારથી પંડિત-શું પ્રીત
નજરનો ખ્યાલ નારીને નેહ દેવાંસી એ બેંની દેહ ૪૭૬
નરનારિનેં પુરણ પ્રછ જેહવી પ્રીત પાંણિ ને મછ
કુંકુમલોલ કન્યાનું નાંમ આભલસરમા અરભક અભિધાંન ૪૭૭
નજરેં દીઠે પાંણિ પીઇ તન મન ધન પર લાહો લીઇ
કુંયરી કહેં 'કુંયર સુણ કરણ માહરો હાથ અડાડું ચરણ ૪૭૮
કોડ કોડ પ્રતિગ્ના કરું વીશ વશા હું તુઝનેં વરું
મેંસેં મેશે ચેતાવું તાત કરુ આપ-વીહવાની વાત ૪૭૯
પીતા પાશેં-માગીનેં લેઉ તુઝનેં દેહ અમારો દેઉ'
ગાંમની ભાગલેં ભાંમણ ભણેં ત્રીજું જાણુ વાત કો નવી ગણેં ૪૮૦
કુંકુમ લો લ મનોહર-મતિ સત્યશીલ સીરોમણ-સતી
સત્યવાદિ તે સત્યનું રુપ અકલ તેહની આપ અનુપ ૪૮૧

તેહ ગામમાં નાપીતિ એક | કુંકુમંગલ-શું તેહને નેક
ઓટ્યા-ચાટ્યાની અધિકી પ્રીત્ય | સખી સાહેલી શમાની રીત્ય ૪૮૨
પાંણી પીધાની વાતો કરે | એક-એકનેં દેખી મન ઠરેં ૪૮૩

છપય

રમા-માંહે શુભ રૂપ, રંભા પોતેં દિલ હાલી
નારિ અકલ અનુપ, નારિ ન જાઇ વાખી
નારિ-માંહિ નિધ્ય, નારિમાં બહુ ગુંણ સુખી
નારિ-વડેં નર હોય, નારિ અકલ ગુંણ નિધી
કાંમણ મોહણ વશીકરણ, વીધ્ય ચરીત ગાઢ ચતુર લહેં
ખરો શુભ પણ સુખી પાનીઇ, વાત કહે માં નવી રહેં ૪૮૪

ચોપાઈ

નાપીતિ-આગલ કામણ કહ્યું | લક્ષણ સર્વે તેણીઇ લહ્યૂં
'વર મે વીતરાગીને વર્યો | કુશલ કોટવથાઇ કર્યો ૪૮૫
એહનેં દેખી રંગે રમુ | એહનેં દેખી ભોજન જમું
એહને દેખી પીયું પાણ | એહનેં દેખી બોલુ વાણ ૪૮૬
એહનેં છબ્યેં છવું હું | સહીયર સાચું માને તું
એ છેં માહરો આધાર | એ છેં માહારો હઇડાનો હાર ૪૮૭
એહની સાથેં મન લાગીયું | કન્યાવ્રત માહરું ભાગીયુ
પીના-આગલ વાંણી વખાણુ | પતિત પરદેશીનેં પરણ્યું' ૪૮૮

દુહા

નાપિણ કહે નારિ શુણ | શા બોલે એ બોલ!
પીતા પરણાવેં નહી | તો કિમ રહેં તારું તોલ? ૪૮૯
કદાચિ એ બ્રામણ મરે | ગર્ભ-હત્યક થાય
તાહરેં તું કોહોને વરેં | ચતુરાઈ શી ચાહાય? ૪૯૦
કુંકુમ કહે 'શુણ કામીનિ | આ દેહેં કહુ આપ
એહ વીના જો દેહ ધરું | તો બ્રમ-હત્યાનું પાપ' ૪૯૧

સરંભ હાશ-વિનોદમાં સહજેં થઇ ગઇ વાત
આગલ વલતું શું નિપનુ? જુવતી બોલી જાત ૪૯૨
બીજો એક વીદ્યારથી ભણતો'તો રુડી રિત
નાપીણિ-સાથે નેહ ઘણો પુરણ તેહને પ્રિત ૪૯૩
એકાંત્ય એક દિવસેં મલ્યાં નાપીણને નરસંગ
માંહિ વાત મહિમા કહ્યો 'રુપી-શું રંમા-રંગ ૪૯૪
"કુકુમવંતીએ સુનિ કહ્યું જો મરેં એ આભલ આજ
હુ તે વેલાં, તે-થકી કરું મોંણુ મુઝ તાજ્ય" ૪૯૫
તે વાત તો વીસારે પડી ગયા દન દશ-વીસ
એક દિવસ શું નિપનું? જોજ્યો ગત્ય-જુગદિશ ૪૯૬

## ચોપાઈ

લક્ષણ જે નરસંગે લહ્યૂ તે આભલસમીં-આગલ કહ્યૂ
'ઝુઠા' સમ જુવતિ ખાય છે વનીતા આપણને વાહાય છે' ૪૯૭
તું કહે તો જોઇઇ પારખું કરીઇ હસારત-સારિખું
કૌતુક જ એક રમાડીઇ ભાંમીનિયોને ભમાડીઇ' ૪૯૮
બાલક-બુધ્ય બાલકની જાંણુ વિદ્યારથીઇ માંનિ તે વાંણુ
'હા ભાઇ કરોને એમ પ્રેમદા-કેરો જોઇઇ પ્રેમ ૪૯૯
જુવતીને ઝુઠી પાડીઇ કૌતિક એક એહવું કાઢિઇ'
આભલ છાનો ઘરમાં રાખીયો માહોમાહે ભુંડો ભાખીયો ૫૦૦
લોટ માગવા સહુ-કો જાય ચતુરા પેલી ચિતમાં ચાહાય
'કહો ભાઇ સહુ આવ્યા તમ્યો આજ આભલ નવી દેખું અમ્યો ૫૦૧
ઘેંર છે કે ગયો છે ગાંમ? પ્રશ્ન એક પુછ્યાનુ કામ'
વીદ્યારથી બોલ્યા જણુ આઠ ઠગ-વીદ્યાના જેહમાં ઠાઠ ૫૦૨
ઠેકાણે ઠરાવી મુખેં થઇ ગલગલા બોલ્યા દુખે
'બાઇ અમારા સહુના ભોગ કપરો કાંઇક એહને રોગ ૫૦૩
વમન કર્યું' 'તું કાલે ઘેંર કુણ જાણેં જે તેહનુ ઝેંર'
એમ દિવસ બે-ચ્યારેક કહ્યા લક્ષણવંતીઇ સાચું લહ્યૂ ૫૦૪

તે સતવંતીઇ તછયું અન — એહને સુંપિયુ તન મન ધ્યંન
કોય-આગલ દુખ નવી કહેવાય — કુપની છાય કુપે સમાય ૫૦૫
શામ દામ કરતે દિન સાત — કરી વીચારથીઇ વીપરીત વાત
રોવા કલકલવા માડયુ મત — આભલમરમા પામ્યો મૃત ૫૦૬
હલમલ કરે ગામમા ફરે — કાષ્ટ-તણી સજાઇ કરે
ત્યાંહે ત્યાંહે સહુ લોકે કર્યું — શકટ કાષ્ટનુ તેણે ભર્યું ૫૦૭
નાગી ભગ્વા જાતિ'તી નીર — સાંભલી વાત ધર્યું નહી ધીર
સાચો બોલ સિઇ જાણીયો — શબ કાઇ બાંધી આણિયો ૫૦૮
નીશ્ચે પદ વીચ્યારું નાર — 'હવે હુ છાનુ રાખું કયાર?
માહરે એહને છેદુ પડે — તો કલંક કુલ માહરે ચડે' ૫૦૯

## દુહા

બેદું મુકયું બારણેં — મુંકયા છુટા કેશ
મુંકી મુરજાદ મનુષ્યની — બાલા બાલે વેશ ૫૧૦
માત તાત મલ્યા સહુ — સજન સહોદર સાથ
'ગુણવંતી યે ઘેહેલી થઇ' — હેતે આવ્યા હાથ ૫૧૧
મલી મહુ-કો મેદની — હાકમ પટલ હજુર
'શા માટે શામા તું મરે — છે સતી કે સુર?' ૫૧૨
પીતા કહે 'પુત્રી સુંણો — પરાણે છંડે પ્રાણ
વર પરણાવું વીપ્રને — સુંદર-રુપ સુજાંણ ૫૧૩
એ પર-દેશી પરન્નાત્યનો — પર-પુરુષ-શું શી પ્રીત્ય
તુ કુયારી કામીનિ — નહી એ રુડી રીત્ય' ૫૧૪
પુત્રી કહે 'પીતા સુણો — હું નારિ છુ નીકલંક
મન સાથે મે એ વર્યો — એટલો માહરો વંક ૫૧૫
આપઘાત અમ્યો કરું — તોહે જીવ તો જાઇ
તાહરે તમને બેસસે — માહરી સ્રી-હત્યાય ૫૧૬

સ્વાંમી જંનમ એ સાતનો    જો મન સાથેં જોસ
બલ મુંને દેં આપજી    શાનેં લે શીર દોસ?' ૫૧૭
પાવકની પસલી કરી    ઉતારી સિર ગાલ
પુરણ દેખાડયું પારખું    બલ કરી ચાલી બાલ ૫૧૮
ગાંમ-લોક ગરુયા સહુ    કહેં 'કરવા દો કાંમ
કલંક-વર્જીત એ કાંમીનિ    નિર્મલ એહનું નાંમ' ૫૧૯
અશ્વની ઉપર અસવારીઇ    ચતુરા ચતુર સુજાંણ
ઢોલ ભુંગલ વાજતેં    માંનની ગઇ મસાંણ ૫૨૦
શત સહસ નેં લક્ષધા    જોવા ધાયા લોક
વીચારથી વીસ્મેં થયા    'ફજેત થઇશું ફોક' ૫૨૧
'પરદેશી પર-ધરતીઇ    પોઢાં પાપ કિમ થાય?
સહુનેં દેશેં શુલીઇ    જો જાંણશેં રાય' ૫૨૨
ચિતા કરતેં ચિતા રચી    સુથારો માંહે સ્વાંમ્ય
મુસ્તકે લેઇનેં માંનની    કંથ સહીત તે કાંમ્ય ૫૨૩
પુલા ખડકા છેં પાંચ સેં    કૃત્રિમ અલેખેં કાઠ
અગ્નિ-પ્રવેશ કો નવિ કરેં    જિહાં ઠગ-વિદ્યાના ઠાઠ ૫૨૪
'શીઘ્ર કરો' શાંમા કહેં    દુનીયાં સહુ રહી દુર
વીચારથી રહ્યા વેગલા    કો નાખ્યો હેત હજુર ૫૨૫
આંખ્ય ઉઘાડિ આભલેં    ચિતામાં તાંણ્યો ચણું
હલઇ શું હશું કર્યું    કાંમીનિ સાંભલ્યું કણું ૫૨૬
કો નદીઇ નાહવા ગયો    કો ગયો ભરવા નીર
કોયક રાખેં વેગલા લોકનેં    સમઝી શાંમા સરીર ૫૨૭
'જુલમ કર્યો એણે જીવતાં    અધિકો એ ઉતપાત
કુંણ ગત્ય માહારી થશેં'?    વીપરિત થઇ એ વાત ૫૨૮
ચતુર થઇ ચુકી ગયો    આભલ આંખ્ય મ તાંણુ
લાજ તો લાખીણી જશેં    તુઝ હશું મુઝ હાંણુ ૫૨૯

તું પંથી પરદેશીયો  જોખ કરંતો જાય
ફેટ ફેટ ફેટ ફટકાકો ઠરે  માહાકિ સિંગલ થાય  ૫૩૦
બીજે ભવ આપણ બેહુ  ભોગવી લેશુ ભોગ
આખ મ તાણેસ આ સમે  નીચે મેળ્યો સંજોગ'  ૫૩૧

છપય

ગયુ આપડે ધન, ગયો પુત્ર પણ આવે
ગયો વિદેશે જન, કુશલ કોયક દિન કહાવે
ગઇ આવે વીતાય, જો નિત્ય પ્રત્યે ગોખે
ગયા વલે જે વેર, પ્રીત્ય કરીને પોખે
ગયુ ન આવે જોવન, ગયો અવસર કુણ કાજનો?
શામલ કહે ઉપાય એકે નહી, જે ગયો ગુંણ લક્ષણ લાજનો ૫૩૨
હશા-થકી બહુ હાણ, હમાથી અરીબલ ગંજે
હશા-થકી નહી વાણ, હમા-થકી ઘર ભંજે
હસા-થકી કોપે રાય, હમી હીમત હારે
હમા-થકી જર જાય, હસવું વણમોતે મારે
હસે હોસ પોહોચે નહી, હસે ખોડ લાગે ખરો
શામલ કહે શાણા સમઝજયો, ગમે હસુ કોહનુ કરો ૫૩૩

દુહા

કર લિધી દિવી કામીનિ  ઘૃતમા બોલ્યા વાલ
પુત્ર પરજાળ્યા પત્રકમા  ઝંપાવી બહુ ઝાલ  ૫૩૪
કુણે કલંક ન જાણીયુ  ઉતપાત-તણો અંકોર
કુણ કુળ-આગલ કહે  ચિતમા સંકો ચોર  ૫૩૫
મદદ કહે મહિપત્ય સુણો  'અધિપત્ય વીક્રમ આપ
એ બે હત્યા શીર કોન-તણે?  જો પોહોચુ બેહુ પાપ  ૫૩૬
જાણો ને જો કહો નહી  અધીપતિ આણે દિશ
જે બ્રમ-હત્યા સ્રી-હત્યા થઇ  તે તો તાહરે શીસ'  ૫૩૭

સત્યવાદિ સલક્ષણો ધરમ-ધારી ધૃડ-ધીર
છાનો કિમ ગ્રહે છત્રપતિ? વડ હથ વીક્રમ વીર ૫૩૮
સત્યવાદિ કહે 'રાજ સુણો કારજ્ય ભુંડું કીધ
પાપણી પેલી નાપીણિ તેણીઇ હત્યા લીધ' ૫૩૯

### છપય

કરે નિચનો સંગ, નીચની બુધી આવે
કરે નીચનો સંગ, ગુણ સઘલા ગમાવે
કરે નીચનો સંગ, નીચની ભાષા ભાખે
કરે નીચનો સંગ, નીચની રીત્યો રાખે
નીચ કામ નીચા કરે, નીચ કહેવાયે ઉચ જન
શામલ કહે સંગત નીચની, કદાપી ન કરીઇ કો દિન ૫૪૦

### દુહા

મહિપત ઇમ બોલ્યો મુખે નાકું ગળ તો નેટ
સિધવડને શરણે ગયુ ચોટુ ઠેકાણે ઠેઠ ૫૪૧
પ્રાતુસ-કાલે પુરપતિ ગુણવંત આવ્યો ઘેર
બુધ્ય-નિધાન બીજે દિવસ પરઠી રુડી પેર ૫૪૨
સીધને જઈ સંતોખીયો ધારણ દિધી ધીર
'એ વસ્ત આંણી આપસ્યુ તાહરે પીશુ નીર' ૫૪૩
બીજે દીવસ રાજા જશે વારુ કરતો વીલાશ
પચીસમાં એ પ્રથમ કથા કહે કવી સામલદાસ ૫૪૪
રખીદાસ-પ્રતાપથી થયો પુરણ ગ્રંથ અનુમાન
ગાઇ સિખે ને સાંભલે તેહને ગંગા-સ્નાન ૫૪૫



# કથા બીજી

## ચોપઈ

શ્રી ગુણપતિના પુજું પાય    તેહ પ્રતાપે ગ્રંથ જ થાય
ચારુ ચાતુરી બુધિવીલાસ    અધ્યાત્મીક જનનો અભ્યાસ    ૧

## દુહા

રાત્ય-સમે રાજા ગયો    શયને લીધુ શીર
નરપત વદીયો નમ્રમા    બુધીવંત બીજે દીશ    ૨
બોલુ શભ બીજી વરશ    માબલ્ય સત્યવાદિ સુર
વાત સાંભળો વસુધા-પતિ    હેતે મુઝ હજુર    ૩
બ્રાહ્મણ એક ભૂત-ખંડમા    બીમુક નર ને નાર
પુરવ-પુન્ય-પ્રતાપથી    પુત્ર પ્રગટીયા ચ્યાર    ૪
પુત્ર-પ્રત્યે માતા કહે    'ભણ્યા નહી તમ્યો ભુર
કન્યા કોય દેશે નહી    નાત્યમા ઓછો નુર'    ૫
ચેત્યા ચારે ચતુર નર    વીદ્યા-કામ વિદેશ
ભણવા કામે બ્રાહ્મણો    પંથ કરો પરદેશ    ૬
ઈશ્વર દેહરુ એક અરણ્યમા    પુજા તેહની કીધ
ચ્યારે જણ ચ્યારે દશા    શોભા-કામે સિધ    ૭
એક પુરવ એક ઉતરે    એક દક્ષિણ પશ્ચિમ પાર
વાયદો કીધો વરસનો    તે દેહરે તે ઠાર    ૮
કરમ-અનુસારે કારમી    વીદ્યા ભણીયા વાણ
મળ્યા એકઠા એક વરસમા    જુગત્ય પોતાનિ જાંણ    ૯
ભેગા સહુ ભોજન કર્યા    રહ્યા શીવ દેહરે રાત્ય
અરસપરસ એક વરસની    વીતક કીધી વાત    ૧૦
'જે જેહવી વીદ્યા ભણ્યા    કરો જાહેરી કામ
પીતા આપણો પુછશે    ઠરાવ કરો આ ઠામ'    ૧૧
એક કહે 'હુ તો ભણ્યો    વીદ્યા વારુ વસ્ત
કલેવર ઉભુ કરુ    જડે કરકડો અન્ત'    ૧૨

બીજો કહે 'બુધિ-થકી ત્વચા માંસનુ તોલ'
ત્રીજો કહે 'સજીવન કરુ' બહુ-ગુણ બોલ્યા બોલ ૧૩
ચોથો કહે 'હુ તેહને મેલ પમાડું મૂત'
ત્યારે જણે ઇમ ચિંતીયુ 'વીધા-કેરુ વ્રત ૧૪
પ્રીત્યે જોઇઇ પારખુ સાચું જૂઠું જાણુ
સીધ્ય મંત્ર સાધી જુયો પચ કરે પ્રમાણ' ૧૫

આણ્યો એક અસ્તનો કરકડો કયું કલેવર એક
રુંધીર, માસ, ત્વચા કરી બીજેં બુધ્ય-વીવેક ૧૬
ત્રીજેં તો જલ-મંત્રે કરી કર્યો સંજીવન લાગ
નવ-ગજી નવ-હાથનો થયો વેડાગણ વાઘ ૧૭
મુછ પુછ માહા મરડીયા સારદુલ સવાયો સેર
આલસ મોડી ઉઠીયો લીધા ચ્યારે ઘેર ૧૮
ચોથો વીર તેણેં હણ્યો મંત્ર ભણીનેં મેલ
નીરખીને હરખ્યા સહુ ખરો દેખાડયો ખેલ ૧૯

'એ તો ખોટુ આચર્યુ' બીજી કરીઇ બુધ્ય'
ખોલી લાવ્યા કરકડો અસ્ત તણો એક સુધ ૨૦
કલેવર તેહનુ કર્યું બીજે ત્વચા ને મંસ
ત્રીજે સંજીવન કર્યું તે પદમની-રુપ પરસંસ ૨૧
જીતંતી દેવાગના નાગાગનાનિ નીધ્ય
ઇદ્રાણિ કા અભિનવી રામા રંભા સીધ્ય ૨૨
રનાદે કે રોહણી ઉરવસી કા આપ
મહત-રુપ કા માનની પુરંદરી પરતાપ ૨૩
હંસા-ગમની હસ્તની ચદ્ર-વદનીના ચેહેન
પદમની રુપે પ્રેમદા અદભુત-રુપી એન ૨૪
મોર કલા મગ-લોચની સીહ-લકી સુજાણ
સીહ-લક કટી કેસરી ભામિની ઉદયો ભાણ ૨૫

ચોથિં વીદ્યા ચીંતવી  તરુણી-ઉપર તરત
વનીતા વીદ્યા સાધવેં  માંનની પાંમી મૃત ૨૬
મોહ લાગ્યો જણ ચ્યારને  જોઈ રાંમાનો રંગ,
થયા અતીશેં આકલા  ધારણ ન રહી ઢંગ ૨૭
ચિંતની માટેં ચ્યાર જણે  શીવનેં સુંપ્યાં શીશ
કમલ - પુજા કોપેં કરી  ઢાંકી લીધા ઈશ ૨૮

એટલેં ઉમયા આવીયાં  પારવતી પુજા-કાજ
વીપરિત દેખી વીસ્મેં થયાં  'આ તે શું માહરાજ ૨૯
ગોઝારા છો ગુંણ-નીધી  જોવું ન ઘટેં મુખ'
ઉતપાત દેખી ઉમયા રડ્યાં  દારુણ લાગું દુખ ૩૦
કરેં રુદન હઈયડું હણેં  કરવા માંડયો કોપ
'શ્રાપ દેઉ શીવજી તુંને  લજા કરશું લોપ ૩૧
આપું હત્યા માહરી  એહવી દીધિ આંચ
પ્રભુનિ પુજા કિમ કરું  મોટિ હત્યા પાંચ' ૩૨
કલકલતી દિઠી કાંમીનિ  હશીયા ભોલોનાથ
વીમાંન થકી ઉમયા-તણો  હેતેં ઝાલ્યો હાથ ૩૩
'કહો તે કરું હું કાંમીનિ  છંડો રુદયથી રીસ'
સમ ખાઈ સંતોખીયાં  ઉમયાજીને ઈશ ૩૪
'જગદિશ જીવાડો જગત-પત  પડ્યાં મનુષ્ય જે પાંચ
તો તુમ પાસેં હું રહું  શીવજી બોલો સાંચ ૩૫
એકવીસ કોટિ બ્રમાંડનું  રચેં પલકમાં એક
એને પાંચ ઉઠાડતાં  વાર શી એહ વીવેક' ૩૬
ઈશેં અંબર ઓઢાડીયું  નીરમલ સિંન્ધુ નીર
અમૃત કુંપે ઉપાવીયું  સુધ્ય થયાં શરીર ૩૭
સંજીવન સહુ-કો થયાં  ચ્યારેં માન્જાયા ભ્રાત
સુપના-વત ઉઠાં સહુ  જશ પામી નિજ ભ્રાત ૩૮

પ્રેમદા દિઠી પદ્મની ઓપિત ઉજ્વલ અંગ
ચતુરની કેડે પાચરી શોભીત સુંદર અંગ ૩૯
ઘેર આવ્યા તે ગુંણુ-નિધી નમ્યા માત-તાતને ચર્ણ
વીતક વાત એક વરમની કરતુત સંભલાવા કર્ણ ૪૦
રાણ કહે 'રાય સાભલો એ કન્યા તો એક
પુરુષ ચ્યારમા કેણુ પરણશે વીપરિત એક વીવેક ૪૧
જાણો નેં જો કહો નહી તો બ્રમ-હત્યાનુ પાપ
પવીત્ર જાંણિને પુછીઇ એહ અચંબો આપ' ૪૨
વેદ વચન વીક્રમ કહે 'જેણે હણીયો વાઘ
બીજા જોઇ રહ્યા બાપડા લેગ બન્યો નહી લાગ ૪૩
વાઘ હણત જણ ચ્યારનેં પાપે ખુંઅત પ્રાણ
મારીઓ તેહની માનની સાબત્ય રાણ સુજાંણ' ૪૪
અંતરીખ રાણ ઉડીયુ વડ પોહોતુ વીહાત
ઘેર આવ્યા તે ગુંણુ-નિધી કહી સિધને વાત ૪૫
'ચીંતા કરીશમા ચતુર નર ચતુરાઇ-તણો જો ચાલ
આપુ ચાણિ એહનેં કરંક તુનેં તો કાચ્ય' ૪૬
બોલ એ બીજી વાતનો કહુ વાણિ વીલાસ
શ્રી-ગોડમાલવી વિપ્ર શુભ કહે કવી સામલદાસ ૪૭

★

## કથા ત્રીજી

### ચોપાઈ

ત્રીજે દિવસે પુરન્ધર પડ્યો    રાજ શેઠ ગાંધીને જન્યો
મૂનક કહે : સાંભળ અધિપતિ    વાત સાંભળે વીનતવની    ૧
વીનત વાત કહું એક અગ્યો    કુંકારો નથી દેખો તગ્યો
ગબુદેવિ ચુંગુવંતુ ગાંમ    ઠાકુરસંઘ મજાનું નાંમ    ૨
મારા દાદા મોટો મહીપત્ય    છત્રપતિના જેહવી છત્ય
અશ્વ દંભ ગ્રજ દીધ રસ    અદત્ત ધન્મુત્ર પહોંચે મત્ર    ૩
ત્રીકમસંઘ તેહને તન    મહા મનોહર નીરમલ મન
શક્તિ આપવી મહણી ગેહ    દેવાંગી શાતની દેહ    ૪
તેહને એક ઓરમાઈ ભ્રાત    વીપરિત દીધિ તેણે વાત
મરયો એક ગજુને સાથ    દેયડું ન ગયું સુખનું હાથ    ૫
તે ગજુને ધાયક ધણી    ગુરુસેન સંબંધનો ધણી
ઉદમાઈનું અમરસંગ નાંમ    તેહ ગયો મંલગ ગુંજુગાંમ    ૬
સૈન્ય ચઢાવી તે આવીયો    લશકર લુંટ થઈ લાવીયો
ફગો દીધા વિનાવાને ઘાત    વીધ્યુ ગાંમ કર્યો ઉત્પાત    ૭
લુંટી લીધા અરથ નેં ગરથ    વડવાડ ગઢ કરી તે વરથ
ગાંમધણી થયો હારવા    જાંબુ દુશમન આવ્યો મારવા    ૮
નર નારી પુત્ર નેં વહુ    મમત્રી નાઠાં જ્યાંરે સહુ
ઘણાં ઠકાંપણ મુંક્યો સર્વ    નમણિગ્ય તેણે લીધી સર્વ
વાણીકનીયા તેણે કરી    નાઠાં સુત સ્વાંગી સુંદરી    ૯

### છપ્પય

શકટ-થકી કર પાંચ, વેદ વેગળાં રહેવું
અશ્વ-થકી કર આઠ, જાંબુ પુચ્છને જેહવું
ગજ-થકી ગજ સહસ્ત્ર પાંચ, આંચ-થકી અધીકાગ
મેર-થકી કર લાખ, અહીથી અપરંપાર

ચોર-થકી ચિહું ગાંમ તજ્ય, ચુગલથી હેતે નવી હશો
દેશ-ત્યાગ દુરજન-થકી, શાંમલ કહે શાંણા જઇ વશો ૧૦
પાલે તેહને ખાય, વાઘ સીહ ને સરપાં
પાલે તેહને ખાય, રજપુત, કપુત, કોલી, કરપાં
આંખ-અપંગો જાર, તે ઘરમાં ઘર મંડે
કાયર રાય કહેવાય, દેશ પરજાને દંડે
ગોરુ, છોરુ, મંગણાં, પ્રીત દેખે તિહાં પરવરે
ચોર ચુગલ કો રીત્ર-જન, મલતાં સાથે કુડું કરે ૧૧

ચોપઈ

ઓરમાઇ તજે નહી તાપ પીતર ભુંડા તે પણ પાપ
કુનાર ભુંડી કરે તે કુડ માંને એટલાંને તે પણ મુઢ ૧૨
દુશમન દગેથી મેહલ્યો દેશ પરદેશે કીધો પરવેશ
રાજ્ય-રીધ્ય તજ્યુ ગુંણ-ગાંમ ગયાં જિહાં ન જાંણે નામ ૧૩
પુત્ર, વધુ, નર ને નાર એકેક વસ્ત્રે જણ તે ચ્યાર
પશ્ચીમ દિશા ભખર ભાખીયાં નાહાં નાહાં તિહાં આવીયાં ૧૪
ચંદ્રસેન રાયો રજપુત ગુંણ રુડો રુડુ ઘરસુત્ર
ચ્યારે દુખીયાં તેણે દીઠ મહીપત્ય વચન બોલ્યો મુખ મીઠ ૧૫
'ક્રીહાં જાયો છો, રહો કુણ ગાંમ શી જાત્ય ને શાં છે નાંમ'
તાહરે તે રાયોત તો રોય 'ઇહાં અમને નવી જાંણે કોય ૧૬
કષ્ટે પેટ-તણે કારણે, બહુ દુખે આવ્યા બારણે'
નાંમ ઠાંમ કહે શું થાય ઇજત-આબરુ કુલની જાય ૧૭

છપય

નવિ કહીઇ તિહાં નાંમ, બાપડા કહી બોલાવે
નવિ કહીઇ તિહા નાંમ, જે ફોતરાં ફોલાવે
નવિ કહીઇ તિહાં નામ, જિહાં ચંપાવે ચરણાં
નવી કહીઇ તિહાં નામ, વેચી ખાઇઇ જિહાં તરણાં

રાય ફીટી રાંકાં થયાં, ઉચ નીચ કિમ જાણિઇ
નાંમ કહી નીર ગમાવીઇ, શામલ ગી મોટમ માંણિઇ ૧૮
છાનુ રાખીઇ ધરન્દીદ્ર, છાનુ કલંક નવિ કહીઇ
છાંની કહી કોણે વાત, લશણ તેહનો મન લહીઇ
છાનુ રાખીઇ વીસ, છાનુ મંત્ર ભણીજેં
છાંનું ઓષધ આપ્ય, છાનુ જે જાર ન જાંણીજે
દાંન માંન ઉપમાંન અની, ભાવ ભગત ન ભાખીઇ
પરનંદા પુન્ય પ્રાક્રમ પરેં, શામલ કહેં છાંનો રાખીઇ ૧૯

ચોપઈ

તેણેં ગાંમ નાંમ નવી ભાખીયો ચતુર જાંણી ચાકર રાખીયો
મનીયાગો મોહ માગી લીધ ચાકરી તેહ હજુરી કીધ ૨૦
રાત્ય પરેં પોહોઢે જિહા રાય તિહાં એ ચાકર ચોકી જાય
રહેંવાને આપ્યો એક ઠાંમ ગુણવંત જાંતેં બાધુ ગાંમ ૨૧
દીકરો, વહુ, ધણીયાણી, ધણી પરમપેરેં પ્રીત છેં ઘણી
મેન્યુ એકઠું રાખેં મન એમ કરતાં ગયા બહુ દિન ૨૨
ચીત-ધરી કરે ચાકરી બાધેં નહી કોન્શું બાકરી
એક દીવસ થઈ કૌતુક વાત શ્રાવણ-માસેં વરસેં વરસાત ૨૩
રાત્ય અંધારી ધાયડ ઘોર જે વેલાં ચઢે ચીત ચોર
ગાજે ઘન વીજે વીજલી વદ સાતમ નીશા કાજલી ૨૪
મહીપત્ય સુતો છેં મેડીઇ ચાકર ઉભો છેં દેડીઇ
સુતા છેં માંનવ જાતોજાત્ય મણીધર માઝમ છેં મધ્યરાત્ય
જાગ્રત છે રુડો રાજંન કરત્રીમ સાદ સાંભલીયો કાન ૨૫

દુહા

રાંમા એક રોતી સાંભલી સરુયો નૃપ સોહંત
મહિપત્ય આવ્યો માલીઇ જાલીઇથી જોયંત ૨૬
'દુખીયુ કુણ છેં દેશમા કે કો પાંમ્યુ મૃત'
એમ વિચ્યારી અધિપતી તાકવા ઉઠયો તરત ૨૭

ચમકારો ચપલાતણો   દીઠો દાંમીનિ-માંહ
ઉઘાડે ખડગે ખાંત્ય-શુ   નર એક ઉભો ત્યાંહ   ૨૮
'કહે રે નર તું કુણ છે   ઘણી રાત્ય છે ઘોર'
'એ તો હુ ચાકર રાવલો   ચિત ન ધરશો ચોર'   ૨૯
'સાબારા સપુત સલક્ષણા   શાબાસ ચાકરાં ચિત
શાબાશ લાયક લુણ લીધ'   મહીપત્ય કહે 'તું મીત   ૩૦
રાત્ય-સમે રંડા રુઇ   કુણ દુખ કુણ પેર
તે ખબર મુઝને કહો   પછે પધારો ઘેર'   ૩૧
સલાંમ કરી સામદ વલ્યો   જોવા-કારણ જાય
એટલે તેહની પુઠ પર   રાત્યે ચાલ્યો રાય   ૩૨

આગલ પાછલ આવીયા   રોતિ જાડાં રંડ
ચાકર કહે 'ચતુર શુણો   પોકારે પાખંડ   ૩૩
રાત્ય-સમે કાં રોય છે   માંનની ઢાંકી મુખ
સાચું કહે સલક્ષણી   દેહે શુ છે દુખ   ૩૪
રુદન કરે જે કારણે   તે તું ન કહે આપ
તો આગ્ના એ શિવન્તાણી   પ્રલેકારનુ પાપ'   ૩૫
સાચું બોલી તે સુંદરી   'હુ રાજાના ઘરની રીધ્ય
માહીપત્યને ઘેર માહાલતી   સઘલા સુખની સીધ્ય   ૩૬
ખાતો પીતો ખરેચતો   દેતો ઝાઝા દાન
લક્ષ્મીને લડાવતો   મોટિમ દેતો માંન   ૩૭
કાલ્ય મધરાત્યે મહીપતિ મરે   કુડો વ્યાપશે કાલ
લખ કોટી વીમેં વસા   એકે નવી બોલુ આલ   ૩૮
કુણ જાણે અમ્યો કિહા જશુ   કે કોઈપીને ઘેર
દાટશે કે દહે વટ જશે   પાપ-બુધિની પેર   ૩૯
બાર કરશે કે જીવરું   કે એ હારશે હોઠ
માટે રાત્યે રોઉ છું   ખરી એ મુઝમાં ખોડ'   ૪૦

તાહરેં ચાકર, બોલીયો    'સાંભલ્ય માહરી માત
ઉગરે કિમ એ અધિપતી    વાંણી કહો વીખ્યાત    ૪૧
દાંન દીઇ કેં પુન્ય કીઇ    કીઇ જગન કેં જાગ
જીવે એ જસવંત નુર    લક્ષ્મી કહો તે લાગ'    ૪૨
લક્ષ્મી કહેં 'લાયક સુંણો    સાચું કહું આ દિશ
એહની વતી કો અન્ય જન    શીવને સમરપે સીસ    ૪૩
કાલ્ય છે જન્માષ્ટમી    મધ્યરાત્ય સમે છે મેલ
તે સાટે એ ઉગરે    ખરો બતાવું ખેલ    ૪૪
બીજો ઉપાય એકે નહી    જીવ્યાનો જરુર
સિસ સમરપ્યે સિધી છે    નરપતિ ઉગરે નુર    ૪૫
જન કોય બીજું જાંણે નહી    જાંણે નહી એ રાય
તાહરે અધિપત્ય ઉગરે    જો કોઇક પાડે કાય'    ૪૬
'રામા તું રોતિ રહે    દુખ મ ધર તું દેહ
મહિપત્ય એ મરશે નહી    થાશે તુમ્યો કહ્યું છે તેહ'    ૪૭
સંતોખી રાખી સુંદરી    વલ્યો રાયને વાસ
સરવ હકીગત સાંભલી    પુરપતિ હુતો પાસ    ૪૮

આગલ આવ્યો અધિપતિ    માંણ્યો પોતાને મેહેલ
કેડે કિંકર આવીયો    સુંણી વાત જે સહેલ    ૪૯
પ્રણાંમ કર્યો પુરપત્યને    'એ તો આલપંપાલ
તે તો રાંમા રોતી રહી    બુધિ-વીહોંણી બાલ'    ૫૦
ભેદ કશો ભાગ્યો નહી    વીતક ન કહી વાત
ઉદય થયો શ્રી અરૂણનો    પુરણ હવો પ્રભાત    ૫૧
આનંદ કર્યો આખો દિવસ    નીશા ગઇ એક જાંમ
નારી આગલ નરે કહ્યું    'કહું તે કરજે કાંમ    ૫૨
મોકલશે મુને મહીપતિ    પરડીને પરદેશ
રુડી રીત્ય રહેંજ્યો સુખે    લાભ ન કરશો લેશ'    ૫૩

નારીને કહીને નીસર્યો　　શીવ-દેહરે શોભંત
ધ્યાંન ધરી બેઠો ધણી　　આનંદ ઘણો ઓપંત　૫૪
પગલે પગલે પ્રેમદા　　કંથની કેડે કાંમ્ય
ચરચ્યા જોવા ચિતની　　હરી દેહરાને હાંમ　૫૫
પુત્ર બેઠો'તો બારણે　　જાતી દિઠિ માત
'પોહોર રાત્યે કિહાં પરવરે　　એ તો વીપરિત વાત'　૫૬
કુંયર તે-કેડે ગયો　　જિહાં શિવનો પરસાદ
પ્રેમદા કેડે પરવરી　　આંણિ મન ઉલાદ　૫૭
મલ્યાં ત્યારે જણ એકઠાં　　આપ ઘરનાં એકાંત્ય
ભુપત્ય તિહાં જોવા ગયો　　ભાગવા મનની ભ્રાંત્ય　૫૮
નીશ-ચરચ્યા નરપત્ય જુઇ　　બાહિરથી બુદ્ધિનિધાંન
ચતુર ચાકર બોલીયો　　'સાભલ રે સંતાંન　૫૯
જો શીવને શીશ સમરપવું　　તો ઉગરે એ અધિપત્ય
લાજ કુળની રાખીઇ　　તો તે ગુંણની ગત્ય'　૬૦
પુત્ર કહે 'પીતા સુંણો　　એ તો માહરુ કામ
મુઝ ઉભે તમ્યો મરો　　તો તે રુડે ગમ'　૬૧
બાપ કહે 'સુંણ બેટડા　　મેં દીધો છે કોલ
તુઝથી એહ ન ઉગરે　　તન ખોશો માં તોલ'　૬૨
કાહાડિ ખડગ કેડિં ધર્યું　　માઝમ છે મધ્ય નિશ
'શીવ શીવ' કહી સમરપીયુ　　શીવને માથે શીશ　૬૩
શામાને સુતી થવું　　છેહુ પડે છે છેક
'આ સમે આ થાનક કિહાં'　　નારી વીચ્યારે નેક　૬૪
સ્વાંમિ તિમ તે સુંદરી　　માથો દીધો સુત્ર
સત્ય-વાદિ સલક્ષણો　　પાસે હુતો પુત્ર　૬૫
'ધીક અવતાર એ માહરો　　મરે પીતા ને માત
પુર-મધ્યે હુ પરવરુ　　એ તો અતિ ઉતપાત'　૬૬

બે તિમ ત્રીજો એહ તન દેવનેં સમરપેં દેહ
બુધ્ય-નિધી બાલા હતી તેહની ગત પણ તેહ ૬૭
સહુ-ગમન કીધુ સાસુઇ કીધુ કુલ-તારણ કાજ
'હુ એહવું નવી આચરું તો માહરાગ કુલનેં લાજ' ૬૮
શીશ સમરપ્યુ સુંદરી ક્ષણુ ન લાગી વાર
પ્રીછા પેર તે પુરપતિ વપુઇ કર્યો વિચ્ચાર ૬૯
'મુઝ માટેં જ્યારેં મુયા પીતા પત્નની ને પુત્ર
લાખીણું લક્ષ-વસા-તણું ભાગી નાંખ્યુ ઘરસુત્ર ૭૦
કાલ જીવીશું કેટલા માથેં લખ્યાં છેં મૃત'
પાંચમે 'પીંડ સમરપીયો તેહવું વીચ્ચારી વ્રત ૭૧

પડયા પાંચ પ્રસાદમા જન્માષ્ટમીને દિશ
ત્રી-દશ કોટિ તેડિયા ઉછવ કરવા ઇશ ૭૨
વરુણ, વાયુ, કુબેરજી અધિપત્ય આદેં ઇંદ્ર
ગ્રહુ-ગણુ, તારા, નક્ષત્ર-નિધી યોગ કીગણુ રવીચંદ્ર ૭૩
બ્રમા, વિશ્નુ, રુદ્ર, સરવ સનકાદિ નેં સેસ
ચાચર ચોસઠ જોગણી ઉમયાસંગ ઉપદેશ ૭૪
તાંડવ નૃત્ય તરતીબ-શું કરવા કારણુ કોડ
ઉછવ કરવા આવીયા રાજસ શ્રી-રણછોડ ૭૫
ઉમયા કહેં છેં ઇશનેં 'શાભલીઇ શિવ સાચ
પ્રસાદ-માહે કિમ પેંશીઇ પડીયા મૃત્યક પાંચ ૭૬
કુણે એ હત્યા કરી કુણે કીધિ ઘાત'
ઇશેં ઉમયા-આગલે કહી વીતકની વાત ૭૭
'આજ છેં ઉછવ આપણેં લાડ કરે સહુ લોક
ગરીબ કંગાલ એ માંનવી શમાવો એહુનો શોક ૭૮
બ્રમાંડ બાધા ભાજો ઘડો બ્રમાંડ ઉપાડો ભાર
એ જીવ પાંચ જીવાડતા વીશ્વભરને સી વાર' ૭૯

શાખ્ય પુરી સહુ દેવતા માન્યુ શ્રી-મહરાજ
'જન્માષ્ટમીનો દિવસ શુભ કરો પુન્યનુ કાજ' ૮૦
ઐત-થકી તો હર હશા સ્પર્શ કર્યો તે માથ
આલસ મોડી ઉઠીયા હેતે ફેરવ્યો હાથ ૮૧

બે આર્યા તિહા બાલકા જુગપતિ જોવા-કાજ
'નૃત્ય જુયો નારદ-તણા ઉછવ દિન છે આજ' ૮૨
પ્રભાત સમે સહુ પરવર્યા પાચે જણ લાગ્ય પાય
દયા આવી તે દેવને માહાદેવ કહે 'તુ માગ્ય' ૮૩
'મન-ઇછા માહારાજ તુ જાણે છે જુગદિસ'
વરદાન દિધુ વીશ્વપત્ય એહવા દાતા ઇશ ૮૪
કહે શીવ 'આભલ પુર-પતિ કરુ તે હર એક કાજ
તાહરો ચાકર છે નરપતી અપાવ્ય એહનુ રાજ્ય ૮૫
એ છે રુડો રાજવી એહનુ લુટાણુ છે ગામ
ચાકર નહી એ ચતુર છે' કર્ય એહનુ જઇ કામ ૮૬
માહરે હાથ સીર તમ-તણે અજીત કહે વાશો આપ
ભક્તિ મુક્તિ સુખ સપતિ પરમેશ્વર-પરતાપ' ૮૭
પાય લાગીને પરવર્યા પામ્યા જીવત દાન
મદિર આવ્યા મલપતા મહાદેવ-તણા માહા માન ૮૮
ગામ નામ પુછા સરવ થયા આપ અસવાર
પલકમા પોહોતા પુર વીષે ક્ષણું ન લાગી વાર ૮૯
ડકા દિધો દેશ-પર જીત્યો શત્રુ જાણ
પુર-પતિ પોતે થયો આપ વરતાવી આણ ૯૦
આપ આપણે મદિર ગયા ભોગવ્યા નીધ્ય-વીધ રાજ્ય
સુખ ભોગવીયા સરગના તાપ કર્યા સરવ ત્યાજ્ય ૯૧

શામળ કહે 'સાભલ્ય રાયજી ન રહી તેહને તુલ્ય
પ્રાણ આપ્યો પાચે જણે તેમા કોહેનુ પ્રૌઢ પુન્ય?' ૯૨

કહને પુન્યે જીવ્યા સહુ? પ્રગટ્યા પારવતી પ્રીત
પાચ પદારથ પામીયા ગજસ રડી રીત ૯૩
જો જાણો ને કહો નહી તો બ્રમહત્યાદિક પાપ
પાચે હત્યા તે તુમ સીરે શીવજી દ્યે શ્રાપ' ૯૪
છાનો કિમ રહે છત્રપતિ જે સત્યવાદિ સુર
સાચા બોલ્યો સલક્ષણો પરમાર્થનો પુર ૯૫
'એહમા તે સદેહ કશો સુણ્યુ રાજાઇ સીશ
એહને પુન્યે પ્રગટ્યા ઉમિયા સહિત તે ઇશ ૯૬
ચાકરનો હક ચાકર કરે પુત્રનો હક કર્યો પુત્ર
સતીનો હક સ્ત્રીઇ કર્યો એ તો સાચો સુત્ર ૯૭
જો રાજા હોઇ જીવતો તો ચાકર લાખ કરોડ
શેવક માટે સ્વામી મરે તે જવરલા નહી જોડ ૯૮
એહને પુન્યે ઉમયા આવીયા જીવતે જીવ્યા પાચ
રાજ રિધ્ય સુખ સરગના નાવી ઉની આચ' ૯૯
ઉડયુ શખ આકાશમા ચોહોટૂ વડ છે જ્યાહે
પ્રાતુસ-કાલે પુર પતિ આવ્યો મંદિર માહે ૧૦૦
ખબર કહી તે સિધને 'લેશ ધરો મા લાજ
જલ અન સુખે લેઇશું જાહરે કરશુ તાહરુ કાજ' ૧૦૧

તરતીબ કથા એ ત્રણ્યની વારુ બુધ્ય વિલાસ
કૃષ્ન કૃપાથી કવી કહે શ્રી ગોડ શામલદાસ ૧૦૨
પરબધ ચારુ ચાતુરી કથા સાભળવા કર્ણ
પચીસ માહેં પુરણ થઇ તરતીબે વાત એ ત્રણ ૧૦૩

*

# કથા ચોથી

## દુહા

શ્રીગુણપત્યને પ્રણમુ સારદા કરજ્યો સાર
આશા પુરો અંબીકા વીનવું વારંવાર ૧
રાત્યસમે રાજા નિસર્યો નગર ચતુર સુજાણ
શીવ પ્રતાપે સિધવડ માણ્યો મોટ મસાણ ૨
ચેટક ચોશઠી ચટપટે ભણકારે ભુંગી ભડંત
કાયર તો કંપી પડે ધુમકારે ધરા ધડંત ૩
બાવન વીર બલવંત બહુ ભુતાવલ ભણકાર
પીશાચ પ્રેત પરતક્ષ પુરે મેરે કિંનર ઝાતકાર ૪
ભડકા ઉઠે ભુતના વરુણો બોલે વીર
નાદ ઉતરે નરેદ્રના ધારણ ન રહે ધીર ૫
વીક્રમ તો વીરનો વીર છે દેવ-તણો છે દેવ
સીધ-તણો એ સિધ છે સાચો સદગુરુ સેવ ૬
લજ્જા કુણ લોપી સકે હરસિધ-તણો હીત હાથ
માથે માહાકાલેશ્વર તણો ચોળે તે સિધવડ સાથ ૭
ચડ્યા વડ-ઉપર ચતુર છોડ્યુ શબ તે સાર
પુઠે બાંધી પરવર્યો ક્ષણું ન લાગી વાર ૮
ઉતર્યો આપે અધિપતિ બોલ્યો બાદ તે બોલ
'સાભાળ્ય રાય સતલક્ષણા ત્રણ વિધ તાહરુ તોલ ૯
કહુ વાત તે કાને ધરો હુંકારો નવી દેશ
સાચો જુઠો કે સોભતો અંતર ધર ઉપદેશ' ૧૦
ચોથી વાતની ચાતુરી વીદ્યા-બુધિ વીલાસ
શ્રીગોડમાલવી વીપ્ર શુભ કહે કવી શામલદાસ ૧૧
આરાધન અનપુરણાતણું નાહાનાભટ શુરુ નિધિ
રખીદાસ-પરતાપથી શોભે ગ્રંથ એ સિધિ ૧૨

સંસ્કૃત-માંહિથી સોધીયુ      પ્રાકૃત-માંહે પુરાંણુ
રખીદાસેં રુદેં ધયું      કહું સાંમલ ભટ સુજાંણુ ૧૩
પુન્ય પ્રાક્રમ પરમારથી      ધારક રુડો ધર્મ
સીખ્યા સમસ્યા સમઝણેં      કુડું નહી એહમાં કર્મ ૧૪
શાંણા સમઝુ સત્યવાદિયા      ભાવીક રુડા ભકત
પુરાંણુ વાહાલું પુન્યવંતનેં      જાંણેં બાધું જકત ૧૫
રુદયા રીઝેં રડાન્તણાં      સત્ય-વાદિ સોહંત
આંન ગલીત થાઇ ઘણું      માંણીગણ મોહંત ૧૬
નંદિક નમેહેંશ નારકી      નીરગુંણ નીરહેં ઠાર.
મુઢ મુરખ મુમતા કરેં      જેહનાં ચિત ચાડી નેં ચોર ૧૭
ચરીત્ર એક શ્રી-રાંમનુ      કોડ વશા કહેંવાય.
પાતિક કોટિક જન્મનુ      પલક-માંહેં પ્રલેં થાય ૧૮
બીજું ચરીત્ર વીક્રમન્તણું      જે પરમારથ પુન્ય
અમૃત ચાખ્યું દિલ દાખીયુ      તેહનેં સી રહી નુન્ય ૧૯
ભક્ત મોટો સહુ જકત કહેં      સત્યવાદિ કહેં સુર
દાતા મોટો દેવથી      તે નારાયણનું નુર ૨૦
દાતા તો બલરાય હુયો      શોભો શ્રીવંત સાથ
વીશ્વંભર વામન થઇ      હેતેં ઓડયો હાથ ૨૧
દાતા કરણુ કહેંવાઇયેં      જેંણેં કંચન દિધાં કોડ
સવા પોહોર તે શોભીયો      કોય જવરલો નહી જોડ ૨૨
એ સહુથી અધીક પદ      કલીયુગમાં કહેંવાય
શાકા રુડા સાઅમાં      લક્ષણુ લેખ લખાય ૨૩
પુન્ય-થકી પરિયા તરેં      પુન્યેં પરમેશ્વર પાસ
પુન્યેં શોભા સરગની      પુન્યેં વાસ કૈલાશ ૨૪
એહ ગ્રંથ જે સાંભલેં      પોહોચેં મનની આસ
મન-વંછીત માગ્યાં મલેં      કહેં કવી શાંમલદાસ ૨૫

## ચોપઈ

ચોથી વારતા ચેલો કહે    લક્ષણવતો લક્ષણ લહે
એક રાય અયોધ્યા ગામ    નીરમલ શ્રી-ગોવરધન નામ ૨૬
સત્યવાદિ નેં સાહસ-ધીર    રાખે નામ-તણું જે નીજ નીર
ગૌ-બ્રાહ્મણ-તણો પ્રતીપાલ    અસચે થી નવી બોલે આલ ૨૭
મુક્તિપુરી અયોધ્યા એહ    નીરમલ રે નગ તેહને નેહ
નદી સરજું ગુણવંતા ગામ    જીહા અવતરીયા છે શ્રી-રામ ૨૮
જિહા અવતરીયા છે હરીચંદ્ર    સત્યવાદિ તારામા ચંદ્ર
ગોવરધન-રાય તે ગુણ ગામનો    નિરમલ પ્રભાત-તણા નામનો ૨૯
અશ્વ ગજ રથ ગરથેં ઘણા    માણે ગન્ય તેહમા નહી મણા
એક દિવસ સભામા સોય    નાટારંભ વાય તે જોય ૩૦
ગુણિકા એક ગુણની ભંડાર    અનોખે રુપ અતિ અપર પાર
તાંડવ-નૃત્ય-તણા જે તાન    અધીક તે જાણે અનુમાન ૩૧
હાવ ભાવ કટાક્ષે કરે    માહા માની-કેરા મન હરે
નાટક નૃત્ય-તણા નટ-રંગ    શોભે સઘલા તેહને સંગ ૩૨
તાલકાસિ તંબુરો તાલ્ય    ભરપુર ભોગ સકલ ગુણ ભાલ્ય
કરે નાચ નારિ નવરંગ    અદ્ભુત અકલ ઓપીત અતી અંગ ૩૩
ફરે કુદડી માણે માન    સંગીતશાસ્ત્ર તગ્નીબે તાન
ઢોલ મૃદંગ તરવેણા તાચ    નાચે નૃત્યકી નૌતમ નાચ ૩૪
દીવાનખાને જોવા જોખ    રાજદ્વાર રાજરીધ્ય રોખ
સભા-મધ્યે જે સામદ સુર    નિહાલે નારિ-કેરા નુર ૩૫
પંડિત રહ્યા પુર પ્રધાન    ચારણ ભાટ મંગણ જન માન
છત્રીસ રાજ-કુલી રીધ રુપ    ભામીનિનો નાચ જુઈ છે ભુપ ૩૬
વરણ અઢાર નગરના લોક    ગામા દેખી સમાવે શોક
કામીનિ કટાક્ષ રાજા-શુ કરે    તન મન ધન મહીપત્યનુ હરે ૩૭
આપ અંગ દેખાડે ઉર    નક્ષત્ર તારા નૌતમ કો નુર
જલ ભરવા જુવતી જાય છે    તેહને જોવાની ઇછા થાય છે
કો'રહે ઉભી કો વાટે જોય    તે સરવે નીરખે છે રાય ૩૮

### દુહા

એક પુત્રી એક વણીકની    એક વીપ્રન્તણી નિજ નાર
સહિયરો બેં સલક્ષણી    તે વેદ ભરંતી વાર ૩૯
વણીકની કેંટેં બેટડી    વીપ્રન્તનયા નેં તન
બેંનેં માંયે બેઠલા    માંનીનિનેં જોવાનુ મન ૪૦
ગુણિકા ગ્નાંન કરેં ઘણું    રાજ-સભાના રાગ
જગલ-લોક સહુ જુઇ    નહી પગ મેહેલણુ માગ ૪૧
જુવતી બેં પેલી જોડલેં    બેઠલાં મોટા શીશ
બાલક બેં તેડયાં બેં જણે    જોવા ઉભાં તે દિશ ૪૨
રીઝ આપેં રાજા રીઝથી    ગુણી કરેં હાવ ભાવ
ભાવ દેખાડેં ભાંમીનિ    બુધિન્તણા બનાવ ૪૩
જુવતી બેં જોવા રહી    થઇ ઘટીકા બે-ચ્યાર
અંગ-થકી અરભક ગ્યઇ    ભાંમીનિ સીર બહુ ભાર ૪૪
પરસપરેં હાશું કરેં    તાલી લેં હીત હાથ
તે રાજા દ્રષ્ટેં જુઇ    શોભીત સઘલો સાથ ૪૫
એક પોહોર ઇમ વહી ગયો    મહીપત્ય બોલ્યો મુખ
બોલાવ્યાં પેલાં બે જણા    દિલમાં આંણિ દુખ ૪૬
'કોંણ છો રે તમ્યો કામીનિ    પુછનાર નથી કો પેંર
જુવતી કિમ જાતાં નથી    ઘણી વાર થઇ ઘેર ૪૭
માંથે ભાર મહેદ્ર છેં    બાલક રડેં છેં બાંહ
એક પોહોર થયો ઊભા રહ્યાં    તોલ ઘટેં છેં ત્યાહ ૪૮
રાગ થાયેં છેં રંગમાં    ગુણીકા ગાઇ છેં ગીત
એહમાં સ્યુ સમઝ્યાં તમ્યો સુંદરી    પ્રેમદા ઉપની પ્રીત્ય' ૪૯
નારિ કહેં 'સુંણ્ય નરપતિ    અમ્યો સમઝયાં શુભ શુલ
તમ્યો સમઝયાં તે અમ્યો સમઝીયા    જે આડી વાટની ધુલ' ૫૦
મરકલા કરે તે માનની    હેતે દેખાડેં હાટ
'રીઝયા છો રાય રુદયા-વીખેં    એ સરવેં બારેં વાટ ૫૧

સાચી વાત સમઝયા અમ્યો — લક્ષ જુઇ છે લોક
સભા-સહીત સમઝયા તમ્યો — તે સરવે ફેગટ ફોક' ૫૨
મુખ મરડી બે માનની — ચાલી આપો આપ
'પુર-પત્ય તું પ્રીછયો નહી — તો તાહરું પુરણ પાપ' ૫૩
કૌતુક થયુ એ કામીનિ — જાવા લાગી વાટ
સમ દેઇ રાખી સુંદરી — રાજાઇ રોકયો ઘાટ ૫૩क
કર જોડી ઊભો રહ્યો — પ્રીતે લાગ્યો પાય
'હુ નવી સમઝ્યો તમ્યો સમઝીયા — સાચુ કહો માહરી માય ૫૩ख
કહે બ્રામણી ભુપને — 'સાભલ્ય સત્ય-વાદિ સત્ય
ઘેર જાતા એક ઘડી' — માનની કહે 'માઝ' મૃત ૫૪
ભરથાર ભુખ્યો છે માહરો — હુ રસોઇ-કારણ રહેશ
રીસ કરશેં રષિ મુને — તે હુ સરવે સહેશ ૫૫
ઇધણ લેવા ઓરડે — વેદ જઇશુ વાણ
અહી ડસશે અંશુડે — મધ જશે તીહા પ્રાણ ૫૬
તે-માટે કિમ કહેવા રહુ — ખોટિ થાઉ કિમ ખાત્ય
દેવસરમા વીપ્રની દિકરી — તે કહેશેં વીસ્તારી વાત ૫૭
તે પુરોહિત છેં તાહરો — વાઝીયો છેં વીશેક
સવા દસ મહીને દિકરી — આજથી આવશેં એક ૫૮
પાચ વરસે તે પરણશેં — વર રુડો વીખ્યાત
ચોથે મંગલ તમ્યો પુછજ્યો — તે સરવે કહેશેં વાત ૫૯
પનર મહીનાનો પુત્ર છેં — માહરા પેટનો પેંગ
ખબર જોજે તું એહની — હુ તો જાઉ ઘેર' ૬૦
વીપ્ર-વનીતા તે તો વળી — ગઇ પોતાને વાસ
વાત વણીક-પુત્રી-કને — પુર-પત્ય કહી પરકાશ ૬૧
'વીપ્ર મુને વાહી ગઇ — માઙ કહ્યુ છેં મૃત
તું શુ સમઝી હુ નવી લહુ — તે કહે મુઝને ત્રત' ૬૨
રામા કહેં 'શુણ રાયજી — હવડા નહી કહુ વાત
ખોટી થાઉ તે ખીજશેં' — મારશે મારી માત ૬૩

મેં'દર્નું દેગેં ગાવડી    દેગાનું કરશ્યેં રીસ
કાસ્ય કરીશું એ તો કથા    આપ ઉગમતેં દિશ' ૬૪
તરુણી સમ આઈ ગઈ    રાજા તો અચિરત હોય
કૌતિક કહ્યુ એક કારિગું    કહી ન શકેં કોય ૬૫
ભુવન ગઈ તે ભ્રાંમણી    ઉપજુ વેવા આપ
પગેં ચંપાંણો પનગો    ગાંમાને વલગો સાપ ૬૬
હાહાકાર હલહલ થયો    માંનની પાંમી મૃત
લોકાચાર લોકે કર્યાં    દહન કર્યું તન ત્રત ૬૭
અચિરજ પામ્યો અધિપતિ    વમી વધુઇ વાત
પાય લાગો જઈ પુરપતિ    ચેવી પ્રેમદાનેં પરભાત ૬૮
'સાચું બોલ્ય મહાસતી    લાગ્ય તું માહરા ભેદ
કાલ્યનું કહ્યુ નિશ્ચેં થયુ    વીપ્રવનીતાનું વેદ ૬૯
ખરેં ભાગો માહરો ખરખરો    માનું વચન તુજ સાચ
વાયદો કર્યો તેં વાહાણાતણો    વનીતા કહો તે વાચ' ૭૦
'સાંભલ્ય સત્યવાદિ રાયજી    કહુ તુજ આગલ કાંય્ય
પરદેશ ગયો છે માહરો'    ગામા કહેં છેં 'ત્યાંય્ય ૭૧
ઘડી એકમા આવશેં    તે ત્યાંગીનુ ત્માન
નાસ્યત્યાક મલશેં મઃ    તે છેં મુઝનેં જ્ઞાંન ૭૨
ત્યાંગીસાથેં સહગમન    કરવું માહરેં કજ
માટેં વાત તો નહી કહું    મહીપત્ય સુંણ્ય મહારાજ ૭૩
આ બેં મહીનાની બાલકી    તેર માસનો તન
તે મુકું ખોલેં તાહરેં    મહિપત્ય સાભલ્ય મન ૭૪
એક બાલક એક વીપ્રનો    બેં એ માહગં બાલ
એ ઉછેરજે અધિપતિ    પુન્ય કજ્જે પ્રતિપાલ ૭૫
એક દિકરો ને એક દિકરી    પરણશેં રુડી પેંર
એકેં લગનેં એકેં ઘડી    ઘણા હેતથી ઘેંર ૭૬
જે વર આવેં કન્યાતણો    તેહનેં પુછજે વાત
સહેલ તાહરો ભાગશેં    વાણી વેદ વીખ્યાત ૭૭

તેર મહીનાનો તન છે   તેહને વહુ આવે જેહ
તેહને પણ તું પુછજે   ભાગે રાન સંદેહ ૭૮
બ્રામણી-કેરો છોકરો   પરણશે તેણે દિન
તેહની વહુ ચોથે મંગલે   મનાવશે તાહરું મન ૭૯
એ વાતમાં સંદેહ નહી   સત્યવાદી માંનો સાંચ
એક વરસને અંતરે   બીજાં વરશ જ પાંચ ૮૦
ખાયો પીયો ખુબી કરો   એ અરભક ત્રણ
કથા એ સંભલાવશે   કોડે સાંભલે કર્ણ'' ૮૧
રાંમાઇ રાજા રીઝવ્યો   સંતોખ્યો શાક્ષાતે
એટલે કાંમીનિના કંથની   વરુવી આવી વાત ૮૨
સહુ-ગમન કિધું સુદરી   અચરજ પાંમ્યો રાય
પ્રતીપાલ કરે પેલાં પુત્રની   છત્ર-તણી જિમ છાંહે ૮૩
ધાવ્ય રાખી ધવરાવીયાં   ખાંન પાંન સનમાંન
કીધાં વરસ તે પાંચનાં   દીધા જીવત-દાંન ૮૪
વસ્ત્ર આભુષણ અતી ઘણાં   મંદિર કરી આપ્યા મહેલ
માંન જેહને મહીપત-તણાં   તેહને સઘલુ સહેલ ૮૫
પ્રથમ પેલા વિપ્રના   તનની કહું છું વાત
સુંદર રુપ સલક્ષણો   શોભ્યા વરસ જ સાત ૮૬
પુરોહીત પુરપતિ-તણો   કન્યા રુપ-નિધાંન
તે વર સાથે વીવા કર્યો   દિધાં કન્યા-દાન ૮૭
વીવેક વરઘોડા-તણી   શોભા અપરંપાર
નૌતમ ભોજન નાત્યને   શોભા સઘલી સાર ૮૮
લગન-શોભા લાખ્યણી   ચોરી બાંધી ચ્યાર
મંગલ-ફેરા ફેરવ્યાં   આરોગ્યો કંસાર ૮૯
વેલા મંગલ ચોથા-તણી   શોભા સઘલી સાથ
પાય લાગ્યો તે પુર-પતી   હેતે ઝાલ્યો હાથ ૯૦

'કહો બાઇ તરુયો કન્યકા' અધિપતિ કહે એકાત્ય
'તમે સમઝયા હું સમઝયો નહી ભાગો તેહની ભ્રાત્ય' ૯૧
નારી કહે 'રે નરપતિ શી પુછ' વીતક વાત
એ ચોરીમા વર માહરો હું તો એહની માત ૯૨
કંઠ એ માહરે હતો બેહુ હતું શીશ
કર્યો હતો જે વાયદો તે પુરો થયો આ દિસ ૯૩
માહરુ વીતક તો મે કહ્યુ વળી કહીશુ વાહાણા-માહે
પરણે વણીકના છોકરા જાયો જરની ત્યાહ ૯૪
સંદેહ તમારો ભાગશે પુછો જઇ તેહને પેર
તે કહે તે મનમા ગ્રહી પછે આવજયો માહરે ઘેર' ૯૫
રીઝયો મનમા રાયજી ગયો વણીકને વાશ
તે વર-કન્યાને પુછીયુ પુરણ પ્રીત પ્રકાશ ૯૬
વર કહે 'સાભલ વીશ્વ-પત્ય ની પુછે છે વાત
એ કન્યા માહરી દિકરી હું તો એહનો તાત ૯૭
પ્રથમ પરદેશે હુ ગયો પામ્યો'તો તીહા મૃત
સ્નાન કરતે સતી થઈ તે તમે દિઠું છે નત ૯૮
અવતર્યો હુ આ ગામમા એ મોટો અન્યાય
ઉછેરી તમે અરભકી તે કહાવી મુઝ કન્યાય ૯૯
કહેતા લજ્જા પામીઇ અણઘટતુ છે આપ
ઇશ્વર આણ સાચુ કહુ એ બેટી ને હુ બાપ' ૧૦૦
અચિરજ સંભ'યુ અતી ઘણુ માન્યુ મહીપત્ય મન
પુછ્યુ જઇને પ્રીતથી જે ઉછેર્યો'તો તન ૧૦૧
'જાણતો હોય તો કહે સુને કહી ગઇ છે તાહરી માત
એ સમઝયા હુ સમઝયો નહી તેહ કહે વાણિ વાત' ૧૦૨
તાહરે બાલક બોલીયો નરપત્ય શું આણિ નેહ
'માહરે બેઠી માનની સતી થઇ'તી તેહ ૧૦૩

એ તો માહરી માવડી   હુ તે એહનો પુત્ર
ફરી ફરી પુછે કશું   એ સાચો અક્ષર સુત્ર'   ૧૦૪
મોહ પાંમ્યો તે મહીપતિ   ભાગી નહી મન ભ્રાંત્ય
એક વીપ્રની બીજી સતી   એ બે તેડયાં એકાંત્ય ।   ૧૦૫
'તમ્યો સહીયરો બે સલક્ષણી   પેલા ભવની પ્રીત્ય
તમ્યો સમઝયાં હુ મમઝયો નહી   કહો તે રુડી રીત્ય'   ૧૦૬
તે બે બાલકીયો બોલીયો   'શી વીપરિત પુછે છે વાત
ગુણીકા ઘેર રાખી તમ્યો   તે તો તાહરી માત   ૧૦૭
તું તે એહનો દિકરો   એ તે માનુની જોય
તે નાચ કરતી નૃત્યકી   તે કહી ન શકે કોય   ૧૦૮
રીઝતા'તા તમ્યો ગયજી   જોઇ રંભાનો રંગ
એ જોવા અમ્યો ઉભાં રહ્યા   સાહેલી બે સંગ   ૧૦૯
તે દાડે કહીઇ તુંને   તો માંનો નહિ મહારાજ
સહુ-કોને ઘો શુલીઇ   લોપો માહરિ લાજ   ૧૧૦
કૌતુક દષ્ટે દીઠું તમ્યો   તનયા તાત ને તન
પિતા પુત્રી પરીણીયા   માન્યુ તાહરું મન'   ૧૧૧
પડયો ધ્રાશકો પેટમા   દિઠું પોતે દષ્ટ
જાર રમ્યો એ જનુની-તણુ   કાયા પાંમ્યો કષ્ટ   ૧૧૨
કર જોડી તે કરગરે   'મોટા છો મુઝ માત
તમો તે દહાડે કિમ લહ્ય   જે પેલા ભવની વાત   ૧૧૩
થયુ થાય ને જે થશે   ભુત ભવીશ વર્તમાન
જુગત્ય કિમ જાણી તમ્યો   શુંણુ રુદેંથી જ્ઞાન'   ૧૧૪
વનીતા કહે 'રે વીશ્વ-પત્ય   અકલ-થકી કહુ એન
અમ્યો એક પીતાની પુત્રીયો   ત્રણે માન્જાઇ બેહેન   ૧૧૫
શીવ-પુજન કરતા અમ્યો   ગરથ ઘણેરી રીધ્ય
તેહના પુન્ય-પ્રતાપથી   શીવ-કીપાથી સીધ્ય   ૧૧૬

એકે જાર-વીવા કરી    તે તો તાહરી માત
બીજે ભવ ગુંણીકા થઈ    વાંણી વેદ વીખ્યાત ૧૧૭
શીવ-પુજન પ્રતાપથી    તું તો રાજ માહારાજ
અમ્યો તે તાહરી માસીઓ    કહેંતાં આવે લાજ ૧૧૮
એક દીકરી વણીકની    બીજી વીપ્રની હોય
ત્રીજી ગુંણીકા, અવતરી    કહી ન શકે કોય ૧૧૯
અમ્યે ત્રણે શીવ-પુજન કર્યાં    કથા સાંભલી કણું
વૈકુંઠ વીમાંન એંસ્રી જશું    શીવજી-કેરે થણું ૧૨૦
એ વાત રાખો ઇહાં    નવી કરશો ત્રીજે કાન'
આપ આપણે મંદિર ગયાં    મહિપત્ય સાસું માંન ૧૨૧
રુદય વીચાર્યું રાયજી    'ધીક ધીક મુઝ અવતાર
જનુની-સાથે જારિ રમ્યો    એ અઘ અપરંપાર' ૧૨૨
પંડિત તેડી પુછીયુ    જુગત કરીને જોશ
'એહવાં પાપ છુટે કિહાં    નિર્મલ થાઇ નિરદોષ' ૧૨૩
'કોરાવી પીપલ લાકડું    ભરીઇ ગરલાંગોર
પાવક-માંહિં પેંસીઇ    કરીઇ અગન અંકોર' ૧૨૪
ઉપાય એક બીજો કહું    દિવ્ય વચનથી દિશ
'શીવજીને દેહરે જઇ    આપે સમરપે શીશ' ૧૨૫
ચેત્યો રાજા ચીતમાં    તનથી વૈભવ તાજ્ય
સુપ્યુ સરવે સુપુતને    રીધ્યબીધ્ય રુડું રાજ્ય ૧૨૬
કેહને વાત કહી નહી    આંણ્યો મન ઉલાદ
અધિપત્ય પોતે એકલો    પોહોતો સીવ-પરસાદ ૧૨૭
શીવને શીશ સમરપીયું    નેક ન રાખી નુન્ય
પુરાતન પાપ પ્રજાલીયાં    પરહું પોડું પુન્ય ૧૨૮
કન્યા એં કોડાંમણી    વણીક ને વીપ્રની સાર
જાતિ-સમરણ છેં જેહને    વપુઇ કર્યો વીચાર ૧૨૯

પહેલો દિવસ પરણ્યા થયો    ગતો ચુકો રંગ
તે માનનીઇ મન જાંણીયુ    'જે ભુપત દેહ થઇ ભંગ ૧૩૦

આપણે એહને કહ્યું    ચેતાવ્યો આ દિશ
શીશ સમરપ્યુ ઇશને    તે હત્યા આપલે શીશ' ૧૩૧
બાલા બેઉ બાલકી    શીવ-દેહરે સોહંત
કમલ-પુજન કોડે કર્યું    મનસા-સીધ મોહંત ૧૩૨
પરવ અર્ધોદય હતુ    ગઇ રાત્ય જવ પોહોર
પુજા કરવા ગુણીકા ગઇ    શીવ-દેહરાને ઠોર ૧૩૩
મુસ્તક દીઠું મહીપતિ તણુ    જુવતી જાંણ્યો જોગ
શીશ સમરપ્યુ સુંદરી    તજ્યા ભાવતા ભોગ ૧૩૪

ચ્યાર જણ પડીયા ચોકમા    માણી તવ મધ્ય-રાત્ય
ઉમયા અંત્રીક્ષથી ઉતર્યા    જે જગત-જનેતા માત ૧૩૫
સગ્જીત પાલક બીહારણી    કોટીક-અરુણ-દ્યુતિ દામ
પરજા-પાલણ-પોષણી    જે વ્યાપીક ઠામે ઠામ ૧૩૬
તેત્રીસ કોડ-સાથે સહુ    અઠયાસી સહસ્ર રુખેણ
ગંધરવ બોહતર કોટિધા    શોભા સંગ સુખેણ ૧૩૭
ગીરિજા-સાથે ગુણ-નિધી    ભાગવા-કારણ ભેલ
અરધોદય પરવ તે અની રમણુ    ખરો પુન્યનો ખેલ ૧૩૮
વીમાન આવ્યા વૈકુંઠથી    બ્રમા વીષ્ણુ સૌમ્ય
પુષ્પક-વૃષ્ટિ દેવે કરી    વખાણુ કરે વર વ્યોમ ૧૩૯
પારવતી કહે પરમેશ્વરી    'દેવાધીદેવ દાતાર
એ માનવી કિમ મૃત્યક પડયા    ચંદ્રમા-જેહવા ચ્યાર' ૧૪૦
માહાદેવ કહે 'શુણુ માનની    પેહેલા ભવની વાત
તે મમઝયા ત્રણે જણા    કીધિ દેહની ઘાત ૧૪૧
ગાન કરવા ગુણીકા જતી    નરપત્ય-સાથે નેહ
પ્રીતનતણી પીડા થકે    દેવ સમરપ્યો દેહ ૧૪૨

માંહિને સરવ મહિમા કહ્યો  ઉપજ નીપજ આંક
સહૂ સહૂને દુખેં મરેં  તિહાં શો આપણો વાંક?' ૧૪૩
પારવતી કહેં 'પર્વ છે  અરધોદય એ દિસ
'માગ્યું આપો મુઝનેં  ઉઠાડો એહુનેં ઇશ' ૧૪૪
'જગત-જનેતા હો તમ્યો  સકલ સૃષ્ટિનું બીજ
એટલું કાંમ તમ્યો કરો  જો રુદય-માંહે હોય રીઝ' ૧૪૫
શીવનું વચન શીર ધર્યું  ક્ષણું ન લાગી વાર
અમૃત સિંચિ ઉઠાડીયાં  ચતુર પડ્યાં જે ચાર' ૧૪૬
વરદાંન આપ્યુ વીશ્વંભરી  'જાતી-સ્મરણ હોય
'અલખત ઇંદ્રની ભોગવો  ગાંજી ન શકે કોય ૧૪૭
અંતકાલેં વિમાંન-માંહિં  પધારજો વૈકુંઠ પેંર'
એમ કહીનેં ચ્યારનેં  ગુણવંત પહોચાડ્યા ઘેંર ૧૪૮
કોહુ પેંર ઓછી નહી  ન રહ્યો અધ અંકોર
ચ્યારેં દેવાંસી થયાં  જેહનેં જગદંબાનું જોર ૧૪૯
શબ કહેં છેં: 'સત્ય-વાદિયા  વર-હથ વીક્રમ વીર
સાચું બોલ સલક્ષણા  ધરમ-ધોરંધર ધીર ,૧૫૦
એ ચ્યારેમાં અધીક પુન્ય  કેત કોહોનું કહેંવાય
બેં કન્યા પેલી બાલીકા  કેં ગુણીકા કેં રાય ૧૫૧
જે પુન્યેં જીવતાં થયાં  ટલી ગઇ મૃતની ઘાત
એ ચ્યારેમાં પુન્યવંત કીયું  વીસ્તારી કહો વાત ૧૫૨
સાચું જાંણુંનેં કહો નહી  અમ સાંભલતાં આપ
તો એ ચ્યારેં હત્યા-તણું  પુર-પત્ય તુઝનેં પાપ' ૧૫૩
વીક્રમ વાંણી બોલીયા  અકલ-તણે અધીકાર
'ઘણું પુન્ય ગુંણીકા-તણું'  જેણે જીવ્યાં જણ ચ્યાર ૧૫૪
જુવતી બેં હતી જાંણતી  જે પરણી, બેં બાલ
તેમણેં વાત કથા-થકી  ખરો જણાવ્યો-ખ્યાલ ૧૫૫

મહિપત્ય ' તે-માટેં સુયો જાંણિને મન જોગ
કાંમીનિયો બે કલકલી ભાંમીની તજીયો ભોગ ૧૫૬
શુંણીકા તો નથી જાંણતી નોહોતું તેહનેં ગ્નાંન
પ્રીત-માટેં પંડ પાડિયો અધિકું એ અનુમાંન ૧૫૭
ગુણીકાનેં શી પ્રીતડી ગુંણકાનેં શો શોક
ગ્નાંન કશું ગુંણિકા-વિષેં લાડ કરેં જિહાં લોક ૧૫૮
ધન આપેં તે એહનો ધણી પ્રીત દેખાડે તે પત્ય
તેહમાં કો નંદા નવી કરેં શોધિં નહી કો સત્ય ૧૫૯
ગુંણીકા-માંહે તો ગુંણ નહી ગુંણીકાનેં શી લાજ
ગુણીકાની સી પ્રીતડી કરેં દ્રવ્ય દેખી કાજ ૧૬૦
તે ગુંણીકાઇ ગુંણ ઘણો શીવનેં સમરપ્યુ સીસ
એ પુન્યે ત્યારેં ઉઠીયાં અંતરમાં રીઝા ઇશ ' ૧૬૧
વીક્રમસેન વાણી વદે વેદ વીલાસ વખાંણુ
શબ ચોહટું જઇ સીધવડેં માણું મોટ મસાણુ ૧૬૨
રાજાઇ કર-ખંખેરીયા ગુંણવંત આંવ્યો ઘેર
વીતક વાત માંડી કહી પુન્યનેં માંડિ પેર ૧૬૩
'સત્યવાદિ સુંણો પુન્યજી ધારણ રાખો ધીર
એ સબ આંણી આપસ્યુ તાહરેં પીશુ નીર' ૧૬૪
વીક્રમ-ચરીત્ર વખાણુમા ઉપમા અપરમપાર
પુન્યવંતી પચવીશીઇ ચાતુર કથા થઇ ત્યાર ૧૬૫
ઇષ્ટ-ગુરુ-પ્રતાપથી રખીયલ-કેરે રાજ્ય
શ્રી-અનપુરણા ઇષ્ટથી માંણ્યો ગ્રંથ માહારાજ ૧૬૬
અનેક ચાતુરી અધીક પદ વાંચિ વેદ વીલાશ
સભા-માંહે સોહાંમણું કહેં કવી સાંમલદાસ ૧૬૭
ગાય સીખે નેં સાભલેં પુરણ મન પરસન
પુન્ય ચંદ્રાયણ વ્રતનુ રેવાનુ દરસન ૧૬૮

★

# કથા પાંચમી

## ચોપાઈ

શુણુ શ્રી-શારદા-કેરા ગાઉં   પ્રતાપ દેખી હુ પરશન થાઉં
પુજુ ગણપતિ-કેરા પાય   પવીત્ર ગ્રંથ એ પુરો થાય ૧
પાચમી કથા પુરણ પવિત્ર   વારુ વિક્રમસેન-ચરિત્ર
ઉતરપથ-માહે એક ગામ   વાઘસિંઘ નરપત્યનુ નામ ૨
સીમાડો રાજા સુખનુ ધામ   કુલાચાર કરે શુભ કામ
એક પુત્ર ને પુત્રી એક   વનીતા-તણી વારુ વીવેક ૩
રૂપવતી ગુણવતી ઘણું   તોલ વખાણુ કરુ તે તણું
માહા-મનોહર રુડં રુપ   ભામીનિ ભાગ્ય-સકલ-નીધ્ય ભુપ ૪
શામાં-રુપ સલક્ષણુ સાર   અતીશે શોભા અપરંપાર
એઠા 'તા માત પીતા ને ભ્રાત   વીવા-તણી વખાણી વાત ૫
'બત્રીસ-લક્ષણો બુધ્ય-નિધાન   એહવો વર જોઇઇ અનુમાન
વિદ્યા ઝાઝી હોય વીવેક   અધીક પદ જેહમા હોય એક ૬
ચોસઠ કલા ચૌદ વીદ્યાનો જાણુ   એહવો નર જે ચતુર સુજાણુ
તે-સાથે વીવા કીજીઇ   કન્યાદાન કોડે દિજીઇ' ૭
ચિંતા-રુપી સાગરમા પડ્યા   વર ખોલવા આપે અડયા
એક વર તો કાકો લાવીયો   વરને સાથે તેડી લાવીયો ૮
બીજો વર લાવ્યો એક વીર   તે પણુ ધનુર-વિદ્યાનો ધીર
ત્રીજો વર લાવ્યો માવલો   જે છે રાજાનો સાલવો ૯
ચોથો વર તેડાવ્યો તાત   કન્યા એક ને વીપરિત વાત
ચ્યારે વરનો કહુ વિવેક   ઘરમા તો કન્યા છે એક ૧૦
સભા-મધ્ય તેડાવ્યા ચ્યાર   કરીઇ પરિક્ષા લીજીઇ પાર
સરખા વરસ ને સરખા રુપ   સરખો વૈભવ સરખા ભુપ ૧૧
સરખા કુલ ને સરખા વેશ   સરખા ગામ ને સરખા દેશ
પ્રધાન કહે 'પરિક્ષા કીજીઇ   અધિકી વીદ્યાઇ કન્યા દિજીઇ' ૧૨

દુહા

પુછે પ્રધાન તે પ્રીતથી 'શી શી વીદ્યા વીવેક?
પુજી પ્રકાસ કરો ઇહા અકલ વખાણો એક' ૧૩
એક કહે 'સુણુ અધિપતિ માહરી વિદ્યા મન માણુ
પચાસ કોટિ પ્રથવી-વીચે જિહા ચદ્ર-સુરજની આણુ ૧૪
એડો રહુ તમ બારણે' કહુ પરદેશની પેર
જુયો ગમે' તો પારખુ ગુણવત તાહરે ઘેર ૧૫
લકાપુર લકા જિહા ચિહુ ખુણે ચિહુ દેશ
જોયુ દ્રષ્ટે જુગતે કરી પ્રથવી પુર પ્રવેશ' ૧૬
બુધ્ય-નિધી બીજો કહે 'ચિતમા જેમ્લુ ચાહુ
એક ઘરા એક પલકમા લક્ષ જોજન ઉપર જાઉ ૧૭
અતરીક્ષ ઉડુ આકાશમા મનથી મહિમા મુખ્ય
પવન-પાવડી ગોટકો મુઝ આગલ સહજ સમતુલ્ય ૧૮
ત્રીજો કહે 'વીદ્યા-તત્વ છે ઝાઝું મુઝમા જોર
અતલી-બલ અધિકો અધિક આદ્ય સમો અંકોર ૧૯
પીર, વીર, પીગાબરો ભુત, પ્રેત કે જક્ષ
દૈત્ય, દાનવ કે માનવી દેહ પમાડુ દક્ષ' ૨૦
ચોથો કહે ચતુર નર 'ખરો એક મુઝમા ખ્યાલ
ધારુ જે ધરતી પરે મુલ દેખાડુ માલ ૨૧
હીરા, માણિક, મોતીયા સખ્ત ધાતુ કે મોહોર
ડાટ્યા તે દેખાડીઇ ઠીગ બતાવુ ઠોર' ૨૨
ત્યારે જોવા ચતુર નર આ ચારે' કુણ અન્યાય
વાણી વીચ્યારિ 'એકને' પરણાવો કન્યાય' ૨૩
જમાડ્યા જુગતે કરી હરખ સહુને હોય
કીતિક એક રાત્યે થયુ કલિ ન સકે કોય ૨૪
કદ્રપ-જેહવી કન્યકા રામા રુપનિધાન
પકજ-વદની પદ્મની અરુણા છે અભીધાન ૨૫

માલીઇ બેઠી'તી માનની   પ્રીત્યે થયો પ્રભાત
તનયાને' તેડવા ગઇ   માનની કેરી માત   ૨૬
ઠાલો-માલો ઠામ તે   કન્યા નામ નહી કોય
પડી ફાલ તે પેટમા   જુવતી સઘલે' જોય   ૨૭
હાહાકાર સઘલે' થયો   હઇયડે સહુને હેત
જાણુ થયુ બાધા જગતમા   વર, જાન, સભા-સમેત   ૨૮
વજીર કહે વર ચ્યારને'   'વીદ્યા સાધો વ્રત
અધિકી વીદ્યા જેહની   તે કન્યા પરણો વ્રત'   ૨૯
પ્રથમનો કહે' 'પ્રધાન સુણ   પશ્ચિમમા મેરુ માન
તે-હેઠે એક ડુગરો   તિહા કન્યા રૂપ-નિધાન   ૩૦
દૈત્ય ડાહાવો ડાકિણો   પરવત-જેહવો પ્રચડ
બેસારિ છે તિહા બાલકી   લક્ષ ઘણો છે લડ'   ૩૧
બુધી-ચકી બીજે કહ્યૂ   કથા સભલાવી કણ'
'ચોહોચાડુ એક પલકમા   તમ્યો વલગ્યો મુંને ત્રણ'   ૩૨
આકાશ-મારગે ઉતપત્યો   માણિ વીદ્યા મન-માંહે
દેખાડ્યો તે ડુગરો   કન્યા બેઠી ત્યાહ   ૩૩
જોધો ઉઠયો જુધ-કારણે   બલ' છે' અપર પાર
ત્રીજે મારી નાખીયો   ક્ષણું ન લાગી વાર   ૩૪
ચોથો કહે 'ચિતા ટલી   જુગત પોતાની જાણુ'
ભડાર ભર્યા'તા ભુતના   તે ખરી દેખાડી ખાણ   ૩૫
બાધી ગાડડી ચોહો જહ્યે   હેતે' લીધિ હાથ
આકાશ મારગે ઉતપતે'   કન્યા તેડી સાથ   ૩૬
મેલો થયો મા-બાપનો   માન્યુ ચહુનુ મન
રામા ગ્લી આવી રાત્યમા   ધરતી ઢગલે ધન   ૩૭
લગન હતું તે દિવસનું   કઠ આરોપી વરમાલ
પ્રીતે' પરણાવી પદ્મની   બુધી-સાગર જે બાલ   ૩૮

શબ કહે:'શું સત્ય-વાદિયા વપુઇ કરયો વીચ્યાર
શુભ વીવા ચ્યારે સરખી એ નર કીહાની નાર ૩૯
જો જાંણો ને કહો નહી અકલ વીચ્યારી આપ
તો તમને સમ સહસ્રધા બ્રમહત્યાદિક પાપ' ૪૦
મૃત્યક-પ્રત્યે મહિપત કહે 'શો એહમાં સંદેહ
બતાવી જેણે બાલકી તનયા વરીયો તેહ ૪૧
જાંબુયા-કેડે જાઇ સહુ જોર-થકી ઝુઝંત
ધન કાહાઢે તે ધારકો પેંર તે સિ પુછંત ૪૨
પ્રથમ જેણે પારખી તે પાંમ્યો કન્યાય
બીજા તો ધન બાંધી ગયા આચરે કિમ અન્યાય' ૪૩
'શાબાશ' કહી શબ ઉડીયુ સીધ્યવડે શોભંત
પાછો વલીયો પુરપતિ કો લજા નવી લોપંત ૪૪
સમાચાર કહ્યા સિધને ધારણ હિધી ધીર
'કહ્યૂ તે આંણી આપશું તાહરે પીશું નીર' ૪૫
એમ અનેક પ્રકારની વિદ્યા-વાંણિ-વીલાસ
પાંચ થઇ પચવીસમાં કહે કવી સાંમલદાસ ૪૬

*

## કથા છઠ્ઠી

### ચોપઈ

શ્રી-મુખ સેવું સરસ્વતિ  મયા કરો આપો શુભ મતી
દુંદાલો દુખ-ભંજણુ દેવ  સુર સનકાદિક-કેરી સેવ ૧
તેત્રીસ કોડ પહેલો પુજ્ય  બુધ્ય-બુધ્ય રીધ્ય-વીધ્યનો રાય
છત્રપતિઇ છઠી રાત્યમાં  છોડ્યું શબ ભલી ભાંત્યમાં ૨
વાઘે બાંધીને ચાલીયો  ઉતર એક શબે આલીયો:
ચતુર સુખે ચલાવો ચરણુ  કહું વાત તે સાંભલ કર્ણ ૩
શ્રીનિધીપુર નગરનું નાંમ  ગંગસંઘ રાજાનું ગાંમ
સત્યવાદિ રાજા શુભ-રુપ  ભોગ સકલ ભુક્તારીક ભુપ ૪
અસત્ય અન્યા તનથી તાજ્ય  રાંમ-સરિખાં ચલાવે રાજ્ય
દીકરી એક તેહને ઘેર ડાહિ  લક્ષણુ રુડે લાંડકવાઇ ૫
બત્રીસ લખ્યણી બુધ્ય-નિધાંન  ઇંદ્રકુંવર તેહનું અભિધાંન
તે બેટી-તણો જે બાપ  કાંઇક પુરવ જન્મનું પાપ ૬

### છપય

પાપે પાપની બુધ્ય, પાપ તો દરીદરીજ આંણે
પાપે મીત્ર કુમીત્ર, પાપ જુગતિ નવી જાંણે
પાપે કુલ-કલંક, પાપે પુન્ય પલાઇ
પાપે વિટલ વટ વંશ, પાપે સહુ અવગુંણ ગાઇ
પાપે ધરમ ધારે નહી, પાપ ન ભાવે ભોગને
શાંમલ કહે પાપે પરભવે, રગતપીતાદિક રોગને ૭
પાપે પુજે પાખંડ, પાપે લંડ લહીજે
પાપે દેખાડે ડંડ, પાપે કુલ-હીણુ કહીજે
પાપે અંધ અપંગ, પાપે બેદત જન બોડે
પાપે દાંમણા દિન, પાપે કાયા કીત કોડે
પાપે પરિશ્રમ શીછે નહી, પાપ ન જાંણે જોગને
શાંમલ કહે ફલ એ પાપનાં, શરીર રહે નીત્ય રોગને ૮

### દુહા

રાજા તે રોગી થયો પેટમાં પોઢી પીડય
ઉદર-વીકાર અધિકો થયો કોડ વીછિની કીડ્ય ૯
ખાંન પાંન નિદ્રા તજી તજી સુખાસન સેજ્ય
તજ્યાં મજન સહોદરાં તજ્યા હરખ હીત હેજ ૧૦
એકે વાત ન ઉકલે ઉલશ-વાલસ થાય
દાતાર દુખ પાંમે ઘણું રુડા રંજીત રાય ૧૧
કો કહે 'ઉદરી ઉદરી' કો કહે 'પાણુડી પેટ'
કો કહે 'ગોલો ગુલમ છે નીર્ખે ન પડે નેટ'. ૧૨
પંડિત તેડ્યા પુર-તણા પરિક્ષા કરે સર્વ પુરેણ
જોશી તેડ્યા જુગતથી શાસ્ત્ર-શકલ-ગુંણુજાંણુ ૧૩
વૈદ્ય તેડ્યા બાધા વીશ્વના ગારડી ને ગુંણી જન
પુન્ય મંડાવ્યા પુર-પતિ ભુખા ધુંણાવ્યા ધન ૧૪
કારણ કાંઇ સુઝે નહી લખધા પુછયા લોક
એકેથી અરથ સર્યો નહી ફાફા માર્યાં તે ફોક ૧૫
પ્રશ્ન કરી પંડિત વદે વીલા-કેરા વીત્ત
'આદાંન-નિદાંન પ્રથમ કરો પછે ચકીછા ચીત' ૧૬
પોથી છોડાવી પુરપતી 'પુર્વ જન્મનુ પાપ
પુન્ય કરયો તે-ઉપરે અધિકી બુધ્યે આપ' ૧૭

### છપય

પુન્યે જાયે પાપ, પુન્યથી પરજા પામે
પુન્ય તો ટાલે પાપ, પુન્ય વેદના સરવ વામે
પુન્યે ગ્રહ નહી દોષ, પુન્યે પીત્રી સંતોષણુ
પુન્યે દે નહી દંડ, પુન્ય નીરમલ નીરદોષણુ
પુન્ય-થકી લક્ષ્મી મલે, પુન્યે પાપ સઘલા બલે
શાંમલ કહે પુન્ય પરાક્રમે, રૌરવ રોગ તનથી ટલે ૧૮

દુહા

આદાંન-નીદાંન અધીકાં કર્યાં   નિમેખ ન રાખી તુન્ય
અફલ એ જાઇ નહી   ઉગેં પોઢાં પુન્ય   ૧૯
શીવ-પુજન કરાવીયાં   કરાવ્યા શક્તી-પાઠ
કરાવ્યાં હોમ હુત દ્રવ્યેં   ઠરાવ કરીને ઠાઠ   ૨૦
કરાવ્યાં દેવલ દેહરાં   કરાવ્યા નીર નીવાંણુ
કરાવ્યા વીશામા વાડીયો   ધરમશાલા સુજાંણુ   ૨૧
તે રાય હતો અપુત્રીયો   હતી ઘેર પુત્રી એક
જીવ-થકી વાહલી ઘણું   શી કહુ વાત વીવેક   ૨૨
ડુંડી ફેરવી દેશમાં   પડહો વાગો પુર-માહે
'રોગ ટાલેં રાજા-તણો   તે નર આવેં આંહે'   ૨૩
'રાજ્ય આપું' રાજા કહે   'સુંપું ઘર ઘરસુત્ર
પરણાવું પ્રીતેં કરી   પેટ-તણી જે પુત્રી'   ૨૪
જેહમાં જે વીદ્યા હતી   જાહેર કીધિ જોર
કંચન-જેહવી કાયા કરે   એહવો નહી અંકોર   ૨૫
ચ્યાર વૈદ ચતુર નગ   વૈદક-શાસ્ત્ર વીવેક
હોડ-થકિ હાકિ કહુ   નરપતિ-આગલ નેક   ૨૬
એક કહેં 'સુંણ અધિપતી   વીદ્યા મુઝમાં વ્રત
નાડી-પરીક્ષાને કથી   રોગ પારખુ ત્રત   ૨૭
નવ નાડી કોઠા બોહોતર-તણી   વખાંણી જાંણું વાત
ઓશંકલ થાયું એટલુ   રોગ-પરિખ્યા ખ્યાત'   ૨૮
બીજો કહે 'બુધ્ય-નિધ્ય હુ   ઝાઝુ મુઝમાં જોર
એહવો કો એકે નહી   ટેક તરતીબેં તોર   ૨૯
ઓખદ ઘટેં એ રોગ પર   તેહ બતાવી દેઉ
કરાર કરું એક પલકમા   પરહર્યું હોય તે લેઉ'   ૩૦
ત્રીજો કહે તરતીબ-સુ   'ત્રીહું બતાવું તાંન
અઢાર ભાર જે વનસપતી   મોડું તેહનાં માંન   ૩૧

અઢાર ભારને ઓલખું   નદી પરવત જે પાહાઢ
ધરતી-તલમાં નીપજે   ઠરાવ કરું તે ઠાઠ ૩૨

ઉપાસન ભાર અઢારનુ   તે સહૂ નમેં મુઝ શીશ
પલક-માંહિં પેંદા કરું   આંખિ આપું એ દિશ' ૩૩

ચોથો કહેં 'હું ચતુર નર   વૈદ-વીદ્યામાં વાક
ઓખદ જાંણું કેલવી   પકવી રુડા પાક ૩૪

કેલવણ વીત ઓખદ કરું   રુડી જાંણું રીત્ય
સોધું સમ-ભાગેં કરી   પુરણ આંણી પ્રીત' ૩૫

રાજા મન રીઝયો ઘણું   વૈદેં કહ્યો વીચ્યાર
'જે કહો તે અમ્યો કીજીઇ   ઘણું મ લાહો વાર' ૩૬

પ્રથમ પરિક્ષા નાડિની   નિહાલી જોઇ નેટ
લોહનો ગોલો લક્ષ-વમા   પચી રહ્યો છેં પેટ ૩૭

'પીહો નથી પાંણુહી નથી   નથી ઉદરી એહ
છેં ગોલો એ લોહનો   દુખ પાંમેં છેં દેહ' ૩૮

બુધ્ય-ચદ્રી બીજે કહું   ગીરુયા કાઢ્યા ગ્રંથ
વૈદ-જીવન સારીર-સહીત   પંડિત-કેશ પંથ ૩૯

'પાકી ચીકણ પરવત-વીખિં   વિણ-વાડયેં ઉગંત
પાકી સાખ પ્રથવી પડેં   તે તડકેં સુકંત ૪૦

તે ચીકણથી ચિંતા ટલેં   લોહ-ગોલો ગલી જાય
મગાવ્ય ચીકણ તે મહીપતિ   ઉઠી બેંઠો થાય' ૪૧

તેહ કાંમ ત્રીજેં કર્યું   સમર્યાં વનનાં વૃખ
ધનવંતરથી બુધી ઘણી   દેખેં સઘલાં દરખ ૪૨

ચીકણ આંણી ઘડી વારમાં   પાકી શુકી પ્રીત
શાંમા ખાયેં નેં સ્યુ કરેં   રાજામાં શી રીત્ય ૪૩

ચોથો કહેં 'ચીંતા ટાલીઇ   માહરી વીદ્યા મેલ
બીજા શું જાંણેં બાપડા   ખરા હુનરના ખેલ ?' ૪૪

| | | |
|---|---|---|
| ખટ પાંચ દીધા તેહને | ખરસાંણુ ખરીનાં દુધ | |
| સાત દીધા શુહરના | બહુ ગુંણુ જેહમાં બુધ્ય | ૪૫ |
| આઠ પટ ઉબર તણા | નવ પટ નાગરવેલ | |
| દશ પટ દિધા દુધના | માંખણ ગાયનાં મેહેલ | ૪૬ |
| એક પટ અજ-દુધનો | ઉધ્ર પટ અઢાર | |
| પકવ્યુ ઘેનુ-પય-વીખે | ક્ષણું ન લાગી વાર | ૪૭ |
| કલક મેલ્યા માહે કારિમા | વૈદ્ય-વીદ્યાની વાત | |
| ત્રણ વાર ત્રણ દિવસમાં | ભોભાવ્યુ સાક્ષાત | ૪૮ |
| લોહ-ગોલો ગલી ગયો | સાત દિવસ જવ ખાય | |
| ગુલમ તેહ ગલી ગયો | શરીર-માંહે શુખ થાય | ૪૯ |
| કંચન-જેહવી કાયા થઇ | શીતલ થયુ શરીર | |
| પુન્ય કર્યુ તે ઉગીયુ | ધરમ-ઉપર ધીર | ૫૦ |
| ચતુર નર ચુકયો નહી | નીત્ય નારાયણ-શુ નેહ | |
| બેટી પરણાવી વૈદ્યને | દેવ દેવાંગી દેહ | ૫૧ |
| રાજ્ય સુંપ્યુ તે રીત્ય-શુ | જેહ થયો જામાત્ર | |
| આપ ગયો તે કાશીઇ | જોગ્ય તે કરવા જાત્ર | ૫૨ |
| વીદ્યા મોટી સરવથી | વીદ્યા મોટુ રત્ન | |
| વીદ્યા વીત ત્રીલોકનું | કરવું આજું જત્ન | ૫૩ |
| મૃત્યક કહે 'શુણ મહિપતિ | અંતર નહી અન્યાય | |
| ચ્યાર વૈદ્ય જે ચતુર નર | તેમાં કુણ પરણ્યો કન્યાય | ૫૪ |
| જો જાંણો નેં કહો નહી | અંતસકરણથી આપ | |
| તો આગના શીવજી-તણી | પ્રલેં કાલનું પાપ' | ૫૫ |
| છાનો કિમ રહેં છત્રપતિ | જેહનેં વપુઇ વ્રત | |
| વીક્રમ વાળિ બોલીયો | તે વેલાંઇ વ્રત | ૫૬ |
| 'પ્રથમ પરણ્યો રોગને' | નાડિ-પરિક્ષા નેટ | |
| તે તો પરણ્યો પ્રેમદા | ઠરાવ કરી એ ઠેઠ | ૫૭ |

શાસ્ત્ર-વાત બીજે કહી જેહ લખ્યા'તા લેખ
ત્રીજે કરી ઉપાસના એહમાં સી મીન ને મેખ ૫૮
ચોથે કેલવણી - કરી એ સરવે તો થાય
રોગ-પરિખ્યા જે કરે તે ડાહ્યો કહેવાય ૫૯
મારગ દિઠે સહું સંચરે તેહમાં શો વવેક
મન ચલાવે વણ-દિઠડે નીરમલ તેહના નેક ૬૦
હોય વાયુ ને કફ કહે હોય કફ ને કહે પીત
રોગી ભોગ એમ ભોગવે ચતુર વીચ્યારો ચિત' ૬૧

છપ્પા

રુડો કરે જે રોગ, પાઘ પણ વડી બાંધે
કરે પરિક્ષા દ્રવ્ય, ન્યાય જે સત્યનો સંધે
કલનુક લે જે ખેત્ર, શુકન પણ સવી સંધે
જલ-તરણ જશ બોલ, રસોઇ શુભ રુડી રંધે
ચૌદ વીદ્યા તે ચાતુરી, નર ભણ્યા-વીના ભાસે જીહાં
સાંમલભટ કહે તે સલક્ષણો, તોલ વાત કરવી ત્રીહાં ૬૨

દુહા

સાંભલી તે શબ ઉડીયુ કહી મુખથી 'સાબાશ'
બેઠું સીધવડે જઇ પંચ-રતનને પાસ ૬૩
પાછો વલીયો પુરપતિ ગયો પોતાને ઘેર
સીધ-આગલ સરવે કહી પોતાની વીગત પેર ૬૪
'ચેંતા ન કરીશ તું ચતુર નર મનાવશુ તુઝ મન
તાર-પછી નિદ્રા કરું મુખ લેઉં જલ ને અન ૬૫
કાંમ બીજું પછે કરું વૈભવ કે વીલાસ'
છઠી વાત કહી છત્રપત્યને કહે કવી શાંમલદાસ ૬૬

*

# કથા સાતમી

## ચોપઇ

શ્રી-ગુંણપત્યનું નાંમ જ લીઇ   અષ્ટ માહાસિધ્ય નવનિધ્ય દિઇ
સાચી દેવી સોભીત સારદા   અકલ-તણી અરણુવ અરબદા   ૧
સાતમેં દિવસેં મત્ય-સ્વરુપ   ભરતખંડ બાધાનો ભુપ
નવમો ભૈરવ ત્રહેંપનમો વીર   તેરમો મેઘ ઘાયડ ગંભીર   ૨
દસમે નાથ 'પંચ્યાસીમો સિધ   ત્રોહોતેર ગુંણ દસમો એ નિધ્ય
સતરમી કલાં પાંસઠમો પતી   આઠમો અર્ણવ નવમો જતી   ૩
એકવીશમો વશો સાતરીસમો રાગ   ઉગણીસમો ભારથ તેત્રીસમો તાગ
એકસઠમો ઇદ્ર ને પાંચમો વેદ   પનરમું રતન ભણ્યો બહુ ભેદ   ૪
છઠો પાંડવ દુજો કર્ણ   વીમલ વરણ અસરણનો શર્ણ
વિષ્ણુનો ભક્ત શીવજીનો સેવ   શક્તિ-ઉપાસીક દૈવત દેવ   ૫
અણીમા લઘીમા તે સર્વ   ગુંણ જીત્યો સહુ-કેરો ગર્વ
એહવા પીર વીના કુણ જાય   પલક એકમાં પ્રલેં થાય   ૬
ક્ષીપ્રાન્તટ નદીનેં બેટ   જઇ ઠેકાણે પોહોતો ઠેઠ
દોડયુ શબ ખધેં બાધીયુ   સીધ-વીદ્યાનું સ્નેહ સાધીયુ   ૭
હેઠો ઉતરી ચાલ્યો જીમ   તે વેલા બોલ્યુ શબ તીમ :
માહારાજ રાજ-રાજેશ્વર રુપ   ભારે સત્યવાદિ છો ભુપ   ૮
કહુ વાત તે ધરજ્યો કાન   એક-ચીતેં અંતર અનુમાંન
તેહ વાતનુ કરજ્યો તોલ   કહેંવો ઘટેં તે કહેજ્યો બોલ   ૯
એક રાજગ્રહી નગરી અનુપ   ભરથ રાજા ભારે ભડ ભુપ
રુડું રાજ્ય નેં રુડું ગામ   શીમાડીયો પણ સુખનુ ધામ   ૧૦
તે ગામ-માંહે છેં એક રજપુત   તેહનુ તો રુડુ ઘરસુત
દેતા ધણીયાણી તેહની કહિ   તે કોની નવી જાઇ વાહી   ૧૧
જોરાવર ચોતેં જાતિમાં   નાયક કહેંવાઇ નાત્યમાં
તેહનેં ઘેંર કન્યા છે એક   લાડકવાઇ અધિક અનેક   ૧૨

બાર વરસ-તણી તે બાલ    મહા-મનોહર રુપ રસાલ
તે ઘૃત લેવા-કારણેં    ઉભી વણીક-તણેં બારણેં    ૧૩
'તોલ્ય ભાઇ ઉતાવલો વ્રત    સહુ પેહેંલુ મુને આપો ઘૃત
જમવાનેં બેઠી છેં માહરી માત    દાઝેં છે અમારો તાત    ૧૪
તે પાપ બેસેં તુઝ શીશ    ઘી ઉતાવલુ આપે એ દિસ'
આપ્યુ વાણીઇ તેહનેં ઘૃત    તરુણી લેઇ ચાલી વ્રત    ૧૫
વડનો છાંહિડો ચોવટ વાટ    ગ્રાંમાધીશ બેઠો'તો હાટ
તેહનેં મન તો અચરત અડ્યુ    તેહ વણીકને પુછવું પડ્યુ    ૧૬
'કહો ભાઇ કન્યાઇ સ્યુ કહ્યુ    મેં એહમા કાંઈ નવી લહ્યુ
ખાય છે માત નેં દાઝેં તાત    એ તો કાંયક વીપરિત વાત'    ૧૭

દુહા

નેસ્તી કહેં 'શુણુ નરપતિ    કહું એહના ઘરની વાત
ત્રણ તરુઆરો બાંધનાર    તે તો એનો તાત    ૧૮
બાલકી-કેરી માવડી    જમવા બેસેં જ્યાર
થાંલી મેહેલેં ધણી-ઉપરેં    વાસાનુ પરસાર    ૧૯
એમ નારિઇ નર વશ કર્યો    કામિનીને મન કોડ
ભરથાર-ઉપર ભાંણુ ધરેં    હાકી જિતે હોડ'    ૨૦
સુણી વાત વીપરિત-તણી    વણિકેં કહી જેં વાંણુ
દેશોતે દિલમાં ધરી    જુગત્ય જુવતીની જાણુ    ૨૧
'એહના પેટની દિકરી    પરણું રુડી પેર
જોયુ મુને એ શું કરેં    રાખું માહરે ઘેંર'    ૨૨
માગું મોકલ્યુ મહીપતિ    કર્યો શામ દાંમ ને ભેદ
તે કન્યાનેં પરણીયો    દિલમા રાખ્યો ખેદ    ૨૩
ઘેંર આવી તે ગોરડી    લખ્ખણે લાડકવાઇ
રુપવંતી ગુંણ-આગલી    દૈવત રુડે ડાહી    ૨૪
ખવરાવેં પીવરાવેં ખેલવેં    જમાડેં રમાડેં જોખ
આભુષણ અતી ઓપીતો    બેંસારે મેડી ગોખ    ૨૫

ઉભી રાખે આંગણે    વેગલે પોત્યે વીર
કશી ભરી નાંખે નીત્યેં    તે તરુણી સાહાંમો તીર    ૨૬
કર જોડી રહે કાંમીનિ    ચીંતાતુર તે ચિત
કાનના વેંહ વચેં સુંસરો    ભેદે જઇને ભિત    ૨૭
હાલે નહી ચાલે નહી    એક-ચિતે રહે વ્રત
'જાણે વાગે તીર કપાલમા    તો તો પામું મૃત'    ૨૮
એમ તીર મારે નીત્યેં    વીંધિ કાનનો વેહ
સ્ત્રી જાંણે 'કુટમે આખડી    થાયે દુખી દેહ'    ૨૯
તીર નાંખ્યા-પુઠે નીત્યેં    પુછે વારુ વાત
'કુણ ભલા કહે કાંમીનિ'    'રાજા ભલા વીખ્યાત'    ૩૦

મરવા-જેહવી થઇ માંનની    મલવા આવી માત
તે દીકરીયે માંહિ કહી    વીતક-કેરી વાત    ૩૧
'સુખ છે સરસવ જેટલુ    ખાવું પીવું ખાત્ય
દુખના તો છે ડુંગરા'    'ભાગી મઘલી ભાંત્ય    ૩૨
'કોયક દાહાડે ચુકી જશે    તીર મુકતાં વ્રત
આંખ્ય કે હઇયેડું કુટશે    વગર મોતે છે મૃત'    ૩૩
મા કહે 'તું મત્ય-હીણ છે    કહ્યુ તે કર્ય એક કાંમ
કુણ ભલાં એ તુને પુછશે    તાહરે કહેજે નામ    ૩૪
ભલા-ભલાં છે ભુપતી    એક-એકથી એક
મલને તો પ્રતિમલ મલે    વસુધા-માંહે વવેક    ૩૫
નર નીરમાલ્ય નપુશકો    અકરમી અનંત
તે ઘરની ઘરુણી પરે    સુરપણું સોભંત    ૩૬
બલ દેખાડે બલવંતને    તે બાહુર કહેવાય
નહીતર પહેરી કાંચલી    રાંડો-આગલ રાય'    ૩૭
શીખવીને ગઇ માવડી    તે શીખી સરવે વાત
બીજે દિવસ બલવંત થઇ    નાખ્યો તીર પરભાત    ૩૮

'કુણ ભલા' એણે પુછીયુ    નારી બોલી નેટ
'ભવે ભલા ભૃતખ ડમા    વખાણુ કરવા તે વેઠ' ૩૯
'સમઝાવી કહે સુદરી'    રુદે વીચ્ચારુ રાય
જોઉ પાગ્ખુ એહનું    થનાર હોય તે થાય ૪૦

પરદેશેં તે પરવર્યો    કર ગ્રહ્યુ ધનુષ ને બાણ
'જોયુ જોશવર કુણ છે'    સુઠં સુર સુજાંણ ૪૧
ગયો વેગયો ગુંણ-નિધી    વારુ જોગ વીવેક
હલ ખેડતો એક હલ-પતિ    નીતમ દિઠો નેક ૪૨
વૃષભ-સાટે વાઘ જોતર્યો    નાથોની જગેં નાગ
જતો'તો તે જોવા રહ્યો    દીઠો લાયક લાગ ૪૩
પાસેં બેઠો પંથીયો    એટલે આવી ખેડુની નાર
ભાત લાવી તે ભામીનિ    એમ મુખથી કહ્યો ઉચાર ૪૪
'આ ખાવું ખાજે ઉસર્યો    માહારે તો છે કામ
જો પેલો ગીસાવશે    તો મારે તુઝને ઠામ' ૪૫
ગોરડી તેહને ઘેર ગઇ    એમ કહીને આપ
વાઘ બે છોડી મુકીયા    મુકયા છોડી સાપ ૪૬
સાપ તો નાઠા રાફમા    વાઘ ગયા વન-માહે
ખેડુ ખાવા-કારણે    તરત જ બેઠો ત્યાહ ૪૭
પંથી બોલ્યાવો પ્રીતથી    'ભાઇ ભુખ્યો હોય તો આવ્ય
સુખ દુખ વીતક-વારતા    કરતુત તાહરા કાહાવ્ય' ૪૮

પુછી વાત પછ પંથીઇ    'તે છોડયા વાઘ ને સાપ,
એ તાહરા પાલેલ છે    એ તો સદેહ આપ્ય' ૪૯
'ના રે ભાઇ પાલ્યા નથી    મે ઝાલ્યા'તા પરભાત
મધ્યાન સુધી મે ખેડીયા    વીતક સાચી વાત ૫૦
જમી ભાત હવડા જશુ    ઝાલીશુ બીજા સેર
સાઝ સુધી તેહને ખેડશુ    વળી પ્રભાતે ફેર' ૫૧

પાય લાગ્યો પેલો પંથીયો 'તું જોશવર જાંણુ
મેં માંન મુક્યુ તુઝ આગલે' જોડું છું બે પાંણુ' ૫૨
હલ-ખેડુ તાહરે' હુમ્યો 'માહારાજ દુખની પેંર
દુખ દેખાડું માહરું જે આવે' માહરે' ઘેર' ૫૩
વલી વાઘ બે' બીજા આંણીયા નાગ સાંકલીયા સાથ
બે' પોહોર તો ખેલ્યા બહુ મુંકી દિધા રાત્ય ૫૪
પંથીને' તેડી પરવર્યો આવ્યો મંદિર-માંહે
એક જુવતી બીજો જાર-જન તરતીબ કરે છે' ત્યાંહે' ૫૫
પંથી કહે' છે' 'મિત્ર શુણ હુ તાંણિ નાંખુ' તીર
પ્રાજે' કરું' એહને' પલકમાં પાડું સઘ શરીર' ૫૬
એટલે' પેલો બોલીયો જુવતી-કેરો જાર
'નવ શે' નવાણું નાંખ્ય તું માર ગમે' તે માર્ય ૫૭
મુઝને' કાંઇ વાગે' નહી માહરે મન તો ફુલ
કાલ્ય સવારે તાહરી સો વશા કરશું શુલ ૫૮
જિહાં ગમે તિહાં નાસજે જિહાં ગમે તિહાં ચાલ્ય
સવાયો પોહોરમાં તુઝને' મારી નાંખુ કાલ્ય' ૫૯
તેણે' તો અગીયારા ગણ્યા સાસ ભરાણો જાય
નાઠો છેક નીરમાલ્ય થઇ ગુંણ ઇશ્વરના ગાય ૬૦
સવા પોહોર સહેંજે' થયો એટલે' પુઠલથી બોલ્યો જાર
'ખબડદાર આવ્યા અમ્યો મારું તુઝને' ઠાર' ૬૧
મુંખ પાડીને' બાપડો પાગ્ય લાગતો પ્રીત
એટલે' એક રાઇકો બોલીયો 'રહે' રહે'' કહીને' રીત્ય ૬૨
'શરણે આવ્ય સલક્ષણા તાહરું નવી લેવા દેઉં નામ
હણવા આવ્યો છે તુઝને તેહનો ફેડું ઠામ' ૬૩
પાછો વલ્યો પેલો જાર-નર હારીને' મન હોડ
રબારી-સાથે' ચાલ્યુ નહી કાંઇ ન પોહોતું કોડ ૬૪

રબારી-પાસેં પંથી રહ્યોં    કહી વીતકની વાત
પોતાનેં ઘેંર તેડી ગયો    રાખ્યો મંદિર રાત્ય ૬૫
એક એકથી અધિક જન    બલવંત બાધુરં સેર
ભલો-ભલાથી છેં ભલા    મોટગ-કેરા મેર ૬૬
ભાગો સંદેહ મન-તણો    તેડ્યો રબારી સાથ
તેડ્યો જાર જુવતી-તણો    અકલ ઘણેથી આપ ૬૭
વાઘ-વાલો તેણે તેડીયો    મલ્યા એકઠા ચ્યાર
રલવા-કારણ નીકલ્યા    મન-માંહે કરી વીચ્યાર ૬૮
'જોરાવર આપણ ઘણા    એક-એકથી એક
રલી લાવીઇ રીધ ઘણી'    વીચ્યાર કર્યો વિવેક ૬૯

## ચોપઈ

એક નગર-માંહે તે ગયા    જઇ ચઉટામાં વાસો રહ્યા
ચ્યારેં જણ તે કરેં વીચ્યાર    તે દીઠા એક નમેંહેંરી નાર ૭૦
'પરદેશી પંથી છે એહ    દેવાંસી-સરીખા છે દેહ
ભાગ્યશાલી સરખા છે ભુપ    રાજબીજ સરિખા છેં રુપ ૭૧
છેતરીનેં હરાવું હોડ    એહના મન પોહોચાડું કોડ'
તે ચ્યારેનેં ઘેર તેડી ગઇ    પ્રીત દેખાડી પોતાની થઇ ૭૨
શુંણુ વચન કહ્યાં છેં ઘણા    લખ્યા કરાવ્યા ચ્યારે-તણાં
'હું પુછુ તે તો કહો વાત    તો રમો જમો માહારેં ઘેંર રાત્ય ૭૩
કદાચિ પુછયુ નવી કહો તસ્યો    કાન નાક છેદિશું અમ્યો'
સામ દાંમ ને ભેદે કરી    લખ્યા કરાવ્યાં છેં છેતરી ૭૪

## દુહા

'અણુદિઠી અણુસાંભલી    અણુવીતિ અણુકહેંણુ
એ ચ્યાર વાતો મુઝનેં કહો    ઉતર આપો એણુ' ૭૫
તે ચ્યારેં વીચ્યારીનેં રહ્યા    'જો સુઝેં નહી વાક
તો ચ્યારેંનેં છેદશું    કાંન-સહિત તે નાક' ૭૬

એક કહે 'એ તો કહું — ત્યારે જુજવી વાત
હવડા કામ કહું તે કરો — પ્રીત-થકી પરભાત ૭૭
ગાડું જાય છે ગામમા — ઉપર આરિયું હોય
શોભે મણ એક સોલનું — કલી ન શકે કોય ૭૮
લે છે લોક અશંખધા — કાપી મનના કોડ
તે લઇ આવો આગીયુ — જો ગમે તો જોડ' ૭૯
સ્વામી તો લેવા સંચર્યો — પુરવ દેશ પલાય
નારિ કહે 'નર એ કીહા ગયો — અકલીત કિમ કલાય' ૮૦
બીજી કહે 'કાયક બાલકા — આવી ઉભી આહે
સાંન કરી એક આખની — તાહરો સ્વામી ચાલ્યો ત્યાહે ૮૧
ઉઆ સેરીમા ગયો — આલસ મોહિ ઉઠ'
રીસ કરી ગમા ગઇ — પ્રેમદા તેહની પુઠ ૮૨
એટલે કંથ જઇ આવીયો — 'નથી ગાડલુ કામ
જોતા તો જડયુ નહી — માહરી કીહા ગઇ કામ્ય' ૮૩
'પુરુષ આવ્યો'તો કો પાતલો — વગણાગીયો વશેક
તે સ્રીને તેડી ગયો — નેહ-તણો છે નેક ૮૪
પુરવ દિસ ગઇ પ્રેમદા — એ હવડા પેલે પથ'
તે પુઠે જોવા ગયો — પેલી કામીનિનો કંથ ૮૫

ધણી-ધણીયાણી બે મલ્યા — પોહોર એક ચઢતે દિશ
અગ્સપરસ અતી આકલા — રુદયા-માહે રીસ ૮૬
'કહે રે કુડા કંથડા — કિહા ગયો કુણ ઠાર
કિહાથી આવ્યો એકલો — કિહા ગઇ નિચ એ નાર' ૮૭
તાહરે તે તો બોલીયો — પુરષ પોતાનો પેગ
'કહે રે રડા કિહા ગઈ — કુણ પુરષને ઘેગ' ૮૮
એક એકને મેંહણા કહ્યા — એક એકનો કાઢ્યો વાંક
વઢી પડ્યા બે વારમા — અતીશે આડે આક ૮૯

એક એકને વલગી પડ્યા     એક એકના કાહાઢ્યા વસ્ત્ર
ગાલ બોલ્યા એક-એકને     કીધુ દારુણ દસ     ૯૦
વીચ્યારિને વિમાસીયા     પ્રીછ્યા કાઇક પે'ર
સર્કે ઠગ-બીહા ઠગે કરી     જે ઉતરીયા છે ઘે'ર     ૯૧
સ્નેહ કરીને સમઝીયા     મનમા કર્યો વિચ્યાર
સરોવર-નીર નાહાવા ગયા     તે નર ને તે નાર     ૯૨
કચરાલા કપડા થયા     થયા અલુણા અંગ
તેહ નાવા-ધોવા ગયા     સ્ત્રી ને સ્વામી સંગ     ૯૩

એટલે તે સ્ત્રિની માવડી     આવી જોવા-માટ
ત્યારે દીઠા ચતુર નર     બેઠા'તા બાહારે ઘાટ     ૯૪
'કહો કીહા ગઇ માહરી દિકરી     કિહા ગયો જામાત્ર?
જાંણતા હો તો કહો મુને     પુન્ય દિશો છો પાત્ર'     ૯૫
ઠેકાણે મુખ રાખીયુ     બોલ્યો એક જ બોલ
'બાઇ કેહેંવા-સરિખુ છે નહી     કહેતા ઉતરે તોલ     ૯૬
નાહવા કારણ નદિઇ ગયા     રોતા કલકલતા રાન્ય
સ્નાન આવ્યુ કોય સ્નેહનુ     માનની સાચુ માન્ય'     ૯૭
તેહનો પીયુ પરદેશ છે     તેણી વીચ્યાર્યુ વ્રત
કાગલ આવ્યો સુત્ર કથનો     માટિ પામ્યો મૃત     ૯૮
આક્રંદ કરતી એકલી     ગઇ સરોવર સાર
દિકરી જામાત્ર દિઠા તિહા     ભિના વસ્ત્ર અપાર     ૯૯
રુદન કરતી રામા ગઇ     કરતી પ્રૌઢા પ્રહાર
પેલા કંથ ને કામિનિ     મનમા કર્યો વિચ્યાર     ૧૦૦
'સ્નાન આવ્યુ એહના સ્વામીનુ     માટે કરે રુદન'
તેમને બે જણે તે કર્યુ     ઢાકીને વદન     ૧૦૧
સગા સહોદર સહુ મળ્યા     કીધુ ચુડી-કરમ
લોકાચાર સરવે કર્યો     જે નાત્યજાત્યનો ધરમ     ૧૦૨

સહુ સહુનેં ઠેકાણું ગયાં    ઘેંર આવ્યા પેલાં ત્રણ
ધણી ધણીયાણી સાસુ સહીત    કરતુત કહેંવાનેં કરણ ૧૦૩

માતા કહેં 'પુત્રી સુંણો    કહો કાગલની વાત
કીહેં ગામેં કીહેં દીવસેં    મૃત પામ્યો તુઝ તાત' ૧૦૪
'ઘેંલુ કા બોલો માવડી    અમ્યો શુ જાંણું પેર
પત્ર માહરા પીતા-તણો    આવ્યો છેં તાહરેં ઘેર ૧૦૫
તેણું તું રોતી કલકલી    કુટતી પીટતી પેટ
આવી સરોવર સ્નાનને    અમ્યો નાહાતા'તા નેટ ૧૦૬
અમ્યો તો તાહરે જાંણીયુ    તમ્યો કયું મુઝનેં જાંણ
બાકી તો કાઇ જાંણ્યું નહી    તાહરા સમ ઇશ્વર આણ' ૧૦૭
માતા કહેં 'મેર તું દિકરી    મરો તમ્યો જમાત્ર
હુ કાઇ નથી જાંણુતી    હસાવ્યા પ્રાણી માત્ર ૧૦૮
તમ્યો વસ્ત્ર ઉગવ્યા હતા    નાહાતા તીહા નીર
તમ્યો રહ્યા તિમ હુ રહી    એહ સરોવર-તીર' ૧૦૯

ચ્યાર બોલ્યા તે ચતુર નર    મુકાવ્યુ મન માન
'કહી વાત તમ્યો સાભલી    ખેદું નાક નેં કાન ૧૧૦
અણદિઠી અણસાભલી    અણવીતિ અણકહેંણ
સંભલાવી તે સમઝીયા    હોડ હરખ હરેણ (?)' ૧૧૧
ઘા (ધા?) ઇયા સાખીયા લાચીયા    હાકમને હજુર
પકડ્યા પેલા પલકમા    નર-નારિ ઉતાર્યા નુર ૧૧૨
'નાક કાન તો છેદશુ    લુટી લેશુ ભંડાર'
ન્યાય વાતે ના કુણ કહે    સાચો સહુ સંસાર ૧૧૩
નર-નારિ પાએ નમ્યા    હેતે જોડ્યા હાથ
કિંકર થઇનેં કરગર્યા    સ્તુતિ કીધિ તે-સાથ ૧૧૪
'આ કન્યા છેં કોહામણી    બાલા બુધ્ય-નિધાન
પરણાવું તે પ્રીતથી    જો રાખો નાક નેં કાન ૧૧૫

ઘર-બાર ઘર-સુતરેં આપું ' હોડે હાથ '
બાલકી એક વરસ બારની તે સુપી તેહનેં સાથ ૧૧૬
ચાર ભાગ ત્યારે જણે વેંચી લીધો માલ
કન્યા એક અમથી રહી તે ચતુરાનો શો ચાલ ૧૧૭
ચારે વાત ત્યારે જણે કહ્યાં વચન તો કહેંણ
ચતુરાનેં એ ચ્યારમાં વર્યો કુણ તે વેંણ ૧૧૮
મૃતક કહેં ' શુણ મહિપતી વીક્રમસેન્ય સુજાંણ
પરણી કોહોનેં પ્રેમદા પંચ કરી પરમાંણ ૧૧૯
જો જાણો નેં કહો નહી તો શીવ-કેરો શ્રાપ
બ્રમ-હત્યા ગો-વધ ઘણી બાલ-હત્યાદિક પાપ ' ૧૨૦
સત્ય-વાદિ કહેં ' શબ શુણો પ્રથમ કહી જેણેં વાત
જેણે આગીયુ લેવા મોકલ્યો તેહ વર્યો સાક્ષાત ૧૨૧
વલતુ તો સરવે નિપજે એક-કેડેંથી એક
પ્રથમ મોહો લીધુ જેમણે તેહનો વડો વીવેક ૧૨૨
' શાબાશ ' કહી શબ ઉડીયું ગંધરવે મસાણુ
ઘેર આવ્યો તે ગુંણનીધી વીક્રમ વીર સુજાંણ ૧૨૩
સીધ આગલ સરવેં કહ્યૂ વીતક રાત્યની વાત
શામલ ભટ કહેં શોભીતા દીવસ સમયાતર સાત ૧૨૪
' ચીંતા ન કરીશ રે ચતુર નર ' વાચા હેં વીક્રમ વીર
' કહ્યુ તે આણિ આપશું તાહરેં લેશુ અંન ને નીર ૧૨૫
નિદ્રા તો તાહરેં કરું જાહારેં કરું તુઝ કાજ '
બીજા દિવસની રાત્રીઇ માણ્યો શ્રી-મહારાજ (?) ૧૨૬
કામ એહવા નિત્ય કોટિધા વારું લીલ-વીલાસ
સપ્ત કથા પુરણ હવી કહેં કવી શાંમલદાસ ૧૨૭

★

# કથા આઠમી

## ચોપઈ

શ્રી-સરસ્વતી પ્રીતે પુછઇ   સકલ વાત મીધી સુઝીઇ
શ્રી-ગણાધિપત્ય ગંભીર   ધરમ-ધોર ધર ધારક ધીર   ૧
ભૈરવ માહારાજાધીરાજ   લાખીલ્રિ લાજ કરણ શુભ કાજ
આદ્ય અનપુરણા આરાધીઇ   ધરમ-મારગ મીધ સાધીઇ   ૨
કહું વાત હવેં આઠમી   ઠગી બુધ્ય-થકી હાઠમી
ચંદનાવતી નગરી અનુપ   ચંદનસેન ભડ ભારે ભુપ   ૩
માનની તેહને મલયાગરી   સતી-સિરોમણી ધરમે ધરી
સાયર નીર બેં પુત મપુત   નર-પત્ય વૃક્ષ નૌતમ કો સુત   ૪
રાજ્ય ચલાવેં રુડી રિત્ય   પરજા ઉપર અધીકિ પ્રીત્ય
હાથી ઘોડા અલખત ઘણી   મહિ-પત્ય સઘલા માહે મણી   ૫
અમત્ય અન્યા તનથી તાજ્ય   રામ-સરીખા ચાલે રાજ્ય
મહિ-પતિઇ કિધા શુભ મહેલ   તે-આગલ ઇદ્રાસન મહેલ   ૬
મંદીર મેડી ને માલીયા   જુગત-થકી રુડા જાલીયા
પરસાલા પગશાલા પાક   હયશાલા રથશાલા વાક   ૭
ગજશાલા દેવશાલા ઠામ   કીધા એહવા કૃતૃમ કામ
મેંહેલ માણ્યાનુ મહુરત લીધ   કોડ વશા પુજા તો કિધ   ૮
પોઢયો છે રાજા પાટ પલંગ   મલીયાગરિ માનિની સંગ
ગેબી શબદ ઉઠયો મધ્ય-રાતિ   કાને સાભલી વીપરિત વાત   ૯
'પડુ પડુ પડું' એમ કહ્યુ   અચિરત તે રાજાનેં થયુ
'નવા મહેલ નવા છેં કામ   શુ પડશે એ તે આ ઠામ?'   ૧૦
એમ વીચ્યારિ છાનો રહ્યો   એમજ શબદ બીજો થયો
'હવડા પડુ કે વલતો પડું'   જિમ-તિમ એક વરા તો નડુ   ૧૧
કહેં તો આલાપણુમા પડું   કહેં તો વૃધ કાલેં ચિત ચડું"
સમઝો રાજા સમઝી નાર   'પડે' અવસ્તા અપરંપાર
અહુ વાકા નવ અતી ઘણા   પડે વપત એહમા નહી મણા' ૧૨

## દુહા

રાજા ખોટ્યો રીઝમા 'પડ્યું હોયઇ તો પેઠ (?)
વલતું પડીને શુ કરીશ વરધપણામાં વેઠ' ૧૩ *
અરુણોદયે તે ઉઠીયો જોગી પુછ્યા જોશ
ગણાકાર ગણકે કહ્યા 'ગાઢા છે' ગ્રહ-દોશ ૧૪
લોઢી પનોતી લોકમાં બેઠો બાગ્મો રાહુ
તુજ કેતુ તે આઠમો ચોથો કુંભનો ચાહુ ૧૫
ટાલી કોહોની નવિ ટલે' રુડિ ભુડી રેખ
ભોગવ્યા-વીણુ ભંજે નહી લલાટ લખ્યો જે લેખ' ૧૬
પાટ પુત્ર નેં પુન્ય કર્યું' કર્યાં અષ્ટ મહાદાંન
જપ તપ સત્ય સાધન કરું' મંગણ પાંગ્યો માન ૧૭
પુડરીક પાંડવ દેશનો જન્મન્તાણું છે' જહેં'ર
લશકર લેઇને' આવીયો કોપ કરંતો કહેં'ર ૧૮
કટક લેઇ ચંદન ચઢયો રણથંભ રચ્યો રણજંગ
પેશાણું લસકર ગામનુ સામંત ન રહ્યો સંગ ૧૯
નાઠો તિહાથી નરપતિ માણો મોહોલાં-માહેં'
સાયર નીર મલયાગગી ત્રણે' હુતા ત્યાહ ૨૦
ઈંડિથી નાસી છુટીયા ચાતુર ઘરના ચાર
ભેલાણી ભુમી ગામની તિહા ક્ષણુ ન લાગી વાર ૨૧
પુર-પત્ય તો પુડરીક થયો ગયો ખજાનો હાથ
અણુઆણે પાએ એકલા સોભા ચ્યારે સાથ ૨૨
બાવીસ જોજન બાપડાં ભુખ તરસનુ દુખ
વસ્ત્ર-વીના વનમા ફર્યાં સઘલુ તજિયુ સુખ ૨૩
નદી આવી તિહા નરમદા ઉતરવું' પેલે તીર
કાહેં' બેસાર્યાં કુંવર બે' એક સાયર બીજો નીર ૨૪
માનની તેડી મહિ-પતિ મુકી આવે' પેલે' પાર
તનને' આવ્યો તેડવા જે રુડો રાજકુમાર ૨૫

વીચમાં આવ્યો વસુધા-પતિ    ભમરા-માહે તે ભુપ
ગટ્યો મગરે તે ગુંણ-નિધી    રુડો રઢીયાલો રુપ    ૨૬

વનીતા વાટ જોઇ રહી    નાંવ્યો પતિ કે પુત્ર
'કીહાં જાઉ નેં કિહાં જાઇશ    શોધુ કિહા ઘરસુત્ર'    ૨૭
એટલેં એક વણજારડો    નાયક નરપતીયો નાંમ
પકડી તેણે પ્રેમદા    લેઇ ગયો ગુંણ-ગામ    ૨૮

દીઠિ દેવી દેવાંગના    જોયાં ચિતનીના ચેહેંન
પુછી વાત પટંતરે    કહી મુખ 'બાઇ, બેહેંન'    ૨૯
'ખાયો પીયો રમો જમો    માણો મંદિર માંહે'
પછેં પેંર સી નીપની    તન બેં ઉભા ત્યાંહ    ૩૦
વેહાગ વાઘ નવ હાથનો    જુલમ જોરાવર જોધ
અધિક દોટ, તે-ઉપરેં    કરતો આવ્યો ક્રોધ    ૩૧

નાઠા બે બાલક નાહાંનડા    વીકટ વાટ છેં વન
પરવત પાઠ અઘોર વન    નહી કો માંનવી જન    ૩૨
ભુખ ત્રસ તડકો તિહા    અધિકો દેખી તાપ
વડ-હેઠેં જઇ વીસમ્યા    અરભક એકલા આપ    ૩૩
નીર-વીના તે નીરનુ    શુકાંણું શરીર
બંધવનેં બેંસારી ગયો    બીજો નર ભરવા નીર    ૩૪

સુતો સોડ તાણિ તિહાં    નીકટ્યો નમેહેરો નાગ
ડસ્યોં અંગુઠેં હાડથી    પાંહાંણ પછાડ્યા પાગ    ૩૫
ઝહેંર ચઢ્યુ કોય જુગનનુ    તે વેલા-માહે મ્રત
પુરવ જન્મ સંચાન્યકી    તે માનવ પામ્યો મૃત    ૩૬
એટલેં સાયર જલ લેઇ આવીયો    દીઠિ રુપીરની દેલ
દાવાદલ દુખ દેહમાં    બંધવ-કેરી બેલ્ય    ૩૭
વૃક્ષ-ઉપર બાંધ્યો વીરનેં    રુદન કરંતેં રાંન
વીલાપ કરે વનમાં ઘણા    તે કુણ સાંભળે કાંન    ૩૮

જોજન બે-ચ્યારેક ગામ છે  નરવાહન નરપતીનું નામ
અરલક આપે એકલો  આવ્યો છે તે ઠાંમ ૩૯

સાહુકાર એક ગીરામતી  લક્ષપતિ કહે લોક
એહની દુકાને ઉભો રહ્યો  સપુત-તણે મન શોક ૪૦
પુંચી એક પાસે હતી  નીતમ નવ કોટિનાં નંગ
અમુલ્યક અતી અભીનવી  શોભીત રુડી સંગ ૪૧

સુંપી તે સાહુકારને  લીધાં સુકડ કાઠ
ગાડું ભરાવી તિહાં ગયો  હવે વાળ્યો'તો દાટ ૪૨
કૌતુક એક તિહાં કારિયું  વૃક્ષ ઉપર વૃત
માળો હુતો તિહાં ગરુડનો  જિહાં બાંધ્યો'તો પેલો મૃત ૪૩
ગરુડ આવ્યો ઘન ગાજતો  માંહ્યો માલા-માંહે
બાંધ્યો દિઠો તિહાં બાપડો  મૃતિક તે તો તાંહે ૪૪

છીબથી અમૃત કાઢિયુ  ખાંતે મેલ્યું ખગરાય
ઇશ્વરની આજ્ઞા-થકી  તે ઉઠી બેઠો થાય ૪૫
પાય લાગો પંખી-તણે  જોડીને બે હાથ
કહી વીતકની વારતા  તે શ્રીવંત થયો સનાથ ૪૬
ઓસડ એક આપ્યુ અધીક  'જાયો પોહોચશે મનનાં કોડ
એ ચોળ્યાંથી ચિંતા ટલે  રગતપીત કે કોઢ ૪૭

બીજું અંજન લે બાલ્યકા  અંધની આંખે આંજ્ય
દારુણ દુખ મટી જશે  ગુંણ એ બેનો ગાંજ્ય' ૪૮
ઓસડ બે લેઈને ઉતર્યો  નામ જેહનુ નીર
પુરવ-માંહે પરવર્યો  સંજીવન શુધ શરીર ૪૯
સાયર વૃક્ષ-તલે ગયો  ન મટ્યો એકે મેલ
વીર નવી દિઠો વડ-ઉપરે  ખરો દુઃખનો ખેલ ૫૦

આશા મુંકી મન-થકી  પુરણ વીચ્યારી પે'ર
સાહુકાર-સમીપે સંચર્યો  ગરથ મુકયો તે ઘે'ર

સાહુકારેં તે શોધીયુ — 'એ તો માલ અમુલ્ય '
શામ દામ ભેદેં કરી — કરવું કાંઈક શુલ્ય' ૫૨

વાહીનેં રાખ્યો વાણીઇ — જમાડ્યો આપી જાગ્ય
પુંહુચી પચાવવા-તણી — લક્ષણુ વીચ્યારી લાગ ૫૩

મધ્ય-રાતેં મંદિર-વીપેં — પાડી બુંબ પોકાર
તસકર કરીનેં બાંધીયો — અતી દુખીઓ અપાર ૫૪

વજીરનેં મટ્યો વાણીયો — આપ્યો દ્રવ્ય અતીશ
શુલી દેવા લેઇ સંચર્યાં — કેં છેદાવા શીશ ૫૫

પાપી તે વનમા પરવર્યાં — જિહાં અર્ણવની તીર
દીઠો દેવાંસી-સારિખો — સત્ય-વાદિ શરીર ૫૬

'આ અવતારેં પાપી અવતર્યાં — વલી કરીશું આહવાં કાંમ
કીયેં ભવ થાશેં છુટકો — નથી નરકમા ઠાંમ' ૫૭

એક વાહાણવટી વેંહેંવારીયો — જાતો'તો વીદેશ
ચંડાલેં તેહનેં સુપીયો — અધીક સ્નેહ ઉપદેશ ૫૮

'ચોર નથી એ ચતુર છેં — કરમેં કીધો છેં ચોર
આગલ ધરમ એહનુ તરે' — એમ કહ્યો અંકોર ૫૯

વાંહાણવટી તેડી ગયો — સાયરને સાયર-માંહેં
એક મૃગ-તણા લોચન ગ્રહી — પેલા પાપી આવ્યા ત્યાહેં ૬૦

ચાહારેં ચોન્વાટેં ગયાં — રહ્યા જુજ્યાં રાંન
ચંદનસેન જલમાં પડ્યો — કહુ કેત તેહના કાંન ૬૧

મગરેં ગટ્યો'તો મહિ-પતિ — તે ઢીમરે નાખી જાલ
પેટથી કાહાડો પુર-પતિ — નર કીધો તે નીહાલ ૬૨

કામ કરવા તેણે ઘર-તણું — રાખ્યો રુડી પેર
વચન-બંધાણો તિહાં રહ્યો — ગુણવંત તેહનેં ઘેંર ૬૩

ચંદન રહ્યો ઢીમર ઘરેં — મલયાગરિ વણજારેં વાન
સાયર સાગરમાં ગયો — નીર રઝલતો રાન ૬૪

### છપ્પય

જાહારેં ગ્રહ વાંકા હોય, સુમત મોટાન્શુ મંડે
જાહારેં ગ્રહ વાકા હોય, દૈવતથી ગર્વ ડંડે
જાહારેં ગ્રહ વાકા હોય, વઢીવ વાલાંનો વ્યાપે
જાહારેં ગ્રહ વાંકા હોય, મુકી થાપણ કો ના'પે
રાજ્ય-રીધ્ય સુખ ગ્રહ-થકી, કર્મ્મ-રેખાએ ગ્રહ લખે
શાંમલભટ સાચું કહેં, ગ્રહને કો દુજો રખે ૬૫

ગ્રહથી પામે રાજ્ય, ગ્રહથી શોભે ગ્રહસુત્ર
ગ્રહથી નિરમલ નાર, ગ્રહથી પુત્ર સપુત્ર
ગ્રહથી બુધ્ય સબુધ્ય, ગ્રહથી પ્રાક્રમ પોઢા
ગ્રહથી વીદ્યા વીવેક, ગ્રહથી ગજ રથ ગુંણ ઘોડા
સ્વર્ગ મૃતુ પાતાલમા, તેજ ત્રીલોકમા તપે
શાંમલ શમજુ શામા સઉ, જગત વીશ્વ ગ્રહને જપે ૬૬

એક તો ઉગે સુર, કુર કમોદા જમતો
એકને પેટ નહી પુર, ભાજી-કામેં બહુ ભમતો
એક અશ્વ ગજ આરુઢ, પ્રૌઢ દીસેં પ્રતાપેં
એક પ્રમત કરે મુઢ, અણુઆણુ અથડાતો આપેં
એક લક્ષ લીલા લહેંરની, શોભીત સદાવૃત સીખને
સામલ કહેં કરમ ગ્રહ-જોગ એ, એક ભટકયો હીંડે ભીખને ૬૭

જેહને સીર ગ્રહના જોર, તે ક્રોડા-પતિ કહાવેં
જેહને સીર ગ્રહના જોર, ગુંણ સહુ તેહના ગાવેં
જેહને સીર ગ્રહના જોર, તેહ પરાક્રમી પુરા
જેહને સીર ગ્રહના જોર, તેહ સત્ય-વાદિ સુરા
સંસાર બાંધ્યો ગ્રહ-જોગથી, ગુંણ અવગુંણ સરવ ગ્રહ ગણે
ચતુર નર ચેતે સહુ, શામલભટ સાચું ભણેં ૬૮

### ચોપાઈ

ત્યારે જણ ચોવાટે ગયા પછે એકઠા તે કિમ થયા
જાહરે પાધગ અહ થાય છે તારે દરિદ્ર તેહના જાય છે ૬૯

### છપય

બાર વરસ વનવાસ, રામશ્રી રાહુન્દશા છે
મંગલ-દશા કિત-હાસ, પાડવ વૈરાટ વશા છે
દ્વાદશમે ચદ્રે ઇદ્ર ગૌતમને ઘેર ગયો છે
ઘાત ચંદ્ર ઉતપાત દુરયોધન સેહુ સહ્યો છે
લોઢી પનોતી જે લંડ, ડંડ કેચકને દિધો
લુટાણી ઘડ લંક, ગઇ ગવણ વધ કીધો
શનિસર ચોથે શિતને, વન કાઢયા વનમા વશો
શામલ કેહે અહ દોશ સર્વને, દેવ-આગલ ડિકર કશો ૭૦

### ચોપઈ

નાહાનો બ ધવ જે છે નીર સુખ પામ્યો છે જેહ શરીર
ભમતો ભમતો ભુખ્યો પડ્યો ગામ નરવાહન તિહા જઇ ચડ્યો ૭૧
નરપતિપુર નગરીનું નામ આવ્યો એક બ ધવ તેણે ઠામ
અપંગ તે તો રાજા થયો રગતપીત ને રોગી રહ્યો ૭૨
વ્યાપ્યો કોઢ કાયામા કષ્ટ પહેલા જન્મનો એ પાપીષ્ટ
તેણે સુખ ત્યું સર્વ તાજ્ય 'કોયકને સુપુ હુ રાજ્ય' ૭૩
કરી પ્રતિજ્ઞા તેણે ઘણી કલશ ઢોલે તે ધરણીનો ધણી
વાચા ચુકે તેહને પાપ સાખી સુરજ દે તેહને શ્રાપ ૭૪
ફરતી હાથીણી જોતી ફરે કળુશ તે કોહોને નવી કરે
ફરતી ફરતી આવી ત્યાહ ગરિબ રંક ઉભો છે જાહ ૭૫
ઢાળ્યો કલશ બાલકને શીશ પ્રસન્ન થયા ઉમયાપત્ય ઈશ
તેહ કુંયરનું તોળ્યુ તોલ ચુખ્યો નહી જે બોલ્યો બોલ ૭૬

'શા માટે કાશિઇ ગયો હો   દેહમાં દુખીયા થાયો છો'
દીધું અંજન તેહને કર જોડ   'ચોલ્યું એસડ ગયો છે કોઢ' ૭૭
આંખ્ય ઉઘડી રોગ જ ગયો   નૃપ રાય તે સાજો થયો
તેહને ઉપનું અધિકું હેત   સુંપ્યું તન મન ધન-સમેત ૭૮
ચંદ્રમુખી તે તનયા એક   પરણાવી પુત્રી કર્યો વીવેક
આણ વરતાવી પુરમાં પત્ર   સીર સોહાવ્યાં તેહને છત્ર ૭૯
ખાય પીઇ ને ખુશી કરે   સજ્જન પોતાનાં સાંભરે
સાયર જે સાગરમાં ગયો   સમાચાર શો તેહનો થયો ૮૦
વણીક-તણી કરે ચાકરી   બાંધિ નહી કો-શું બાકરી
ઠઠાબાખર સાગર સિંધુ   અરવ ખરવ અચલાપુર એંધુ ૮૧
તીહાં જઇ પોહોતાં તેહનાં વાંહાંણ   પુર-પત્ય કિધાં પુર પરમાંણ
વેચી વસ્ત ખરીદિ ખ્યાલ   ભર્યો મન-માન્યો બીજો માલ ૮૨
ઢોકલસંઘ તે ગાંમે ધણી   ગીરુયો ડાહાપણ બુધી ઘણી
તેહને ઘેર શુભ બે ઘોડલા   જુગત્યે ગંગાજલ જોડલા ૮૩
હેઠે હાલે ફોકટ ફરે   બાંધ્યા પીયે ને બાંધ્યા ચરે
અસવાર થઇ બેસે કો પીઠ   ધરતી ડગ ભરે નહી ધીઠ ૮૪
દિસંતો(તા) દેવ સરુપ   રતન-જડિત્ર ભમાડ્યા ભુપ
કુંતલ હાંકે ગાયડ ગરદ   માંણે નહી કો પીઠે મરદ ૮૫
શેઠ જે વાંહાંણવટીયાં-તણો   તેહને સ્નેહ રાજા-શું ઘણો
કરે વાત સભામાં જિહાં   વાંણોતર ઉભો છે તિહાં ૮૬
જલનો ઝોલો હાથમાં   સમીપ શેઠ-તણા સાથમાં
રાજા કહે 'વ્યાપારી સુંણો   જાંણતા હો તો વાત એક ભણો ૮૭
અશ્વ અનુપ અતી અમુલ્ય   સુરજ્ય-રથ જેહવા સમ-તુલ્ય
દીસંતા તો જાંણે દેવ   તેહ-તણી ખોડી છે ટેવ ૮૮
પીઠે બેઠે ભરે નહી પાગ   બાકી તો લાખીણો લાગ
કો મરદ મુછાલો છે તુમ સાથ   રાખે ઘોડા મારા હાથ' ૮૯

વાંણીયો કહેં 'અમ્યો બાહીજીઇ   ભારે કાંમ તે કિમ કિજીઇ'
તાહરેં ચાકર બોલ્યો વાંણુ   કરેં પ્રણુંમ જોડિ બેં પાંણુ ૯૦
'એ ઘોડા ઓલખીઇ અમ્યો   તુરી તેહ દેખાડો તમ્યો'
તાહરેં વાંણીઇ કીધી રીસ   દિધી ગાલ તેહને દશ-વીશ ૯૧
'અશ્વેં બેંસનારો એ આવીયો   શુલી દેતા'તા તીહાંથી લાવીયો'
તે પુર-પતિઇ પરિક્ષા કરી   તરત મગાવ્યા તે તિહાં તુરી ૯૨
ચોકડાં મોહોરડા પલાંણ્યા પીઠ   દેવ-રુપ દેવાંસી દિઠ
કરી સલાંમ વલગ્યો પાઘડેં   ચાતુરીઇ ચતુર ઘોડા-પર ચડેં ૯૩
દિધા તાજણા દશ કેં બાર   ખેડ્યો ખાંત્યેં તે તોખાર
પાંચ સાતેક રપાટા દીધ   ચેડાંગ વાંકડો રાંકડો કીધ ૯૪
બીજો ખેડ્યો બુધી-નિધાંન   સામદ સુર શોભેં સાવધાંન
એ તો બત્રીસ-લક્ષણો ઇંદ્ર   શોભેં જિમ તારામાં ચંદ્ર ૯૫
અધીપત્ય અધ્યકી દિધી આશ   પ્રીત કરી બેંસાર્યો પાસ
'નોહોઇ ચોર ચતુર છેં એહ   દેવ-રુપ દેવાંસી દેહ' ૯૫ક
કંદ્રપલોલા કુંવરી એક   વાહાલી રાયનેં તેહ વશેક
લગન લેવરાવ્યું તેણેં કાલ   બુધી-નીધીનેં પરણાવી બાલ ૯૬
જામાત્ર કરી તેહનેં થાપીયો   એક અશ્વ અબલખ આપીયો
પશાયતાં પાંચ પ્રીતિથી કીધ   અરથ ગરથ અધિકા દિધ ૯૭
એક માસ રહ્યા છે ઠાંમ   વાહાંણવટી કહેં 'જઇશું ગાંમ'
સેવકનેં કહે 'તું સાથે આવ્ય   અરથ ગરથ કન્યાનેં લાવ' ૯૮
કહેંણુ માંન્યું તેહનું તો કથી   લુંણ-હરાંમ નર થાતો નથી
અધીપતિઇ આપી બહુ આથ્ય   સ્રી મોકલી સ્વાંમીનેં સાથ ૯૯
પાછાં હાકાં વિદેશી વાંહાંણ   પલટાંણા વણીકના પ્રાંણ
'દાવો એહ ચાકરનેં દેઉં   એ અશ્વ અનોપમ સ્રી હું લેઉં' ૧૦૦
નીદ્રાવશ થયો જાહરેં   નાંખ્યો નીર-માંહિ તાહરેં
રાખણહાર છેં જેહનેં રાંમ   લેઇ ન સકેં કો તેહનું નાંમ ૧૦૧

આવ્યુ પાટીયુ તેણી ઘડી ચાતુર નર બેઠો છે ચઢી
રાત્ય દિવસ ને સાંઝ સવાર· પુન્ય-પ્રતાપે પાંમ્યો પાર ૧૦૨
જે ગામે બ ધવ રાજ્ય જ કરે પાટીયુ તે ઠેકાણે ઠરે
મસાવનાર વણીક છે જિહાં તે નગરી તો દીઠિ તિહાં ૧૦૩

દુહા

મોકલ્યો હતો મારવા પુહુચી-વાલે પરચ ડ
'શવ કરુ જઇ રાવલે દેવરાવું એહને દ ડ' ૧૦૪
રાજદ્વારે જઇ રહ્યો અચિરજ અધિકુ હોય
દિઠો બાંધવ પોતા-તણો કલી ન સકે કોય ૧૦૫
'મે તો મૃતિક બાધીયો વડ-ઉપરે વાટ
સંજીવન કીહાંથી થયો એહ દેહ એહ ઘાટ' ૧૦૬
રાજા બેઠો 'તો રીઝમાં પેલો પંથી તેહ્યો પાસ
અરસપરસ બે ઓલખ્યા લીલા-લહેર-વીલાસ ૧૦૭
એકાંત્યે બેઠા બે ઓરડે કહી વીતકની વાત
સંજોગ થયો વીજોગનો શોભ્યા વરસ જ સાત ૧૦૮
'ખગ-રાજ પખી ઉતર્યો કર્યો સંજીવન દેહ
રાજ્ય પાંમ્યો એ નગ્રનુ પુહ્ા દુધે મેહ' ૧૦૯
'નીરમલસા નગ્રમા મેં પોહોચી મેહલી પ્રીત
તેણે મોકલ્યો મારવા રુડી કીધિ રીત્ય' ૧૧૦
ડંડ દિધો તે લંડને લખ પોહોચીને લીધ
ખર-વાહન કરી ફેરવ્યો જેણે કામ એ કીધ ૧૧૧
એટલે વાહાંણુ વીદેશના ઉતર્યાં આવી તીર
સાહી આણ્યો સાહુકારને જેણે નાખ્યો 'તો નીર ૧૧૨
માલ સરવે માલમ કર્યો લીધો 'તો તે તોખાર
જાતને મુકયો જીવતો લીધી નિરમલ નાર ૧૧૩
કલંક નિરમલ તે કામિનિ અધિક રાખ્યુ 'તુ આપ
તેહ દેખાડું પારખું તે વેદ પુરાણે છાપ ૧૧૪

બધવ તો બે સુખીયા થયા    કહી વીતકની વાત
વણ્જાગ-માહે હતી    જેહ પોતાની માત ૧૧૫

તે નાયક આવ્યો નગ્રમા    પચ લાખેણી ઘોડ
તે રાજાના રંગ-મેહેલમા    ગુણવત બેઠો ગોઠ ૧૧૬

વાત હાસ્ય વિનોદની    કર ચતુરાઇના ચહેન
નાયક કહે 'આવ્યો ઉદ્દેશ    વાર જુઇ મુઝ બહેન' ૧૧૭

રાજકુંવર મન રીઝીયો    પુછી પટતરે પ્રીત્ય
'માનો છો આગન્યા બેહેનની    એ તો રુડી રીત્ય ૧૧૮

તુમથી નાહાની કે છે વડી    પીતરાણ કે ઓહોરમાન
છે સગી કે સાવગી    ગુણી જન કહો તે ગામ' ૧૧૯

નાયક કહે' 'નરપતિ સુણો    મોહે બોલી એ બેહેન
માન્તાઇથી મન ઘણું    તન મન ધન એ એન્ય ૧૨૦

કન્યા તે કઇવાળા-તણી    નાગયણી વત નેન
ચેતની તે ચંદન તણી    તે મોહે બોની બેન ૧૨૧

સાયર નીર બે દીકરા    વાહાલા-તણો વીજોગ
તે રડવડતી'તી રાણમા    ભામીનિ કેરા ભોગ ૧૨૨

હેતે હાથ માહરે ચઢી    દીવર દેવાસી દાહી
મલયાગરી તે માનનિ    હુ તે તેહનો ભાઇ' ૧૨૩

વણ્જારાને વધામણી    આપ્યો મોતિનો હાર
હેત હરખ હઇડે થયો    ઉવર અપર પાર ૧૨૪

અણુવણ પાગે અધીપતિ    મલીયા માને બેહ
આસુ ચાલ્યા હરખના    નૌતમ વાધ્યો નેહ ૧૨૫

થાને ભીનો કચુયો    હરખના વાગા બાણ
અરસપરસ વરસ બારના    વીતક વાત વખાણ ૧૨૬

પાગ્ય લાગી બે પદ્મની    પુત્ર વધુ કહે વાય
ચદનની ચિંતા ગઇ    ગુણ સહુ તેહના ગાય ૧૨૭

ગોર એક હાલો ઘર-તણો    પ્રીતેં તેડયો પાશ
લેખ લખી એક આપીયો    અતીશેં દીધી આશ ૧૨૮
'પર-મુલક પરદેશમા    ગઢ઼ા ગેહ્‌હર નેં ગામ
લેખ કાગલ દેખાડજ્યો    ફરો જ્યૂ જેણેં ઠામ ૧૨૯
"કીહા ચદન કીહા મલયાગરી    કિહા સાયર કિહા નીર"
કહેંતા ફરજો એટલુ    શોધે તે શરીર ૧૩૦
પ્રતીઉતર પુછં તુનેં    પુરો લખાવજ્યો લેખ
કામ સરશેં તિહા આપણુ    તેહમા નહી મીન નેં મેખ' ૧૩૧
વીપ્ર તો હીંડો વાચતો    લખીયો જે કાગલ માય
છાના રહે સુ સાભલી    તે પુરો નવી થાય ૧૩૨
એક સમેં એક ગામમા    બેઠા છેં બુધી-નિધાન
વાચે કાગલ વીપ્ર-જન    સીધ થયો સાવધાન ૧૩૩
વિભુતી ચોલી વપુ-વીખેં    જટા ધરી છેં સીસ
દેહરેં બેઠા રહેં બાપડા    અહર-નીશ પુજેં ઇશ ૧૩૪
સ્મરણુ કરેં શુલ-પાણિનુ    ધરેં ધરણીધરનુ ધ્યાન
એજ્યેં વીપ્રે વાચીયુ    પોતાનુ અભિધાન ૧૩૫
કાગલ લીધો કર-થકી    વાચી જોયો વ્રત
અખંડ ધાર આશુ-તણી    તે વેલા ચાલી ત્રત ૧૩૬
તેણેં ગાહો પુરો કર્યો    વીપ્ર-હાથથી વેદ
પાછો આપ્યો પંડિતનેં    ભ્રાત ન ભાગી ભેદ ૧૩૭
'કીહા ચંદન કિહા મલયાગરી    કિહા સાયર કીહા નીર
જમ જમ પડે વીપતડી    તિમ તિમ સહેં શરીર' ૧૩૮
તે વીપ્ર વધાઇ લાવીયો    જીહા હુતા રાણી-રાય
વાત કહી વિદેશની    ઉલટ અંગ ન માય ૧૩૯
'દુખમા દેહરેં દેવનેં    બેઠા'તા જોગી જોગ
તેણેં કાગલ વાચીયો    ભાવ ધરીનેં ભોગ ૧૪૦
અખંડ ધાર આશુ-તણી    નયણે ચાલ્યા નીર
"જિમ જિમ પડે વીપતડી    તિમ તિમ સહેં શરીર" ૧૪૧

પુરો કરી આપ્યો પલકમાં    હું આવ્યો ઉલટ-ઘેર
એક માસે ઇહાં આવીયો    રાય તમારે ઘેર' ૧૪૨
દુંદભી વાગાં દેવનાં    ગડગડીયાં નીશાંણ
તન બે ચાલ્યા તેડવા,    ભાવે ઉદયો ભાંણ ૧૪૩
પાય નમ્યા પીતા-તણે    ડંડવત કરી દશ-વીશ
પ્રદક્ષણા પંનર કરી    ખોલે મહેલ્યુ શીશ ૧૪૪
એકાંત્ય બેઠા અધિપતી    તન બેં નેં ત્રીજો તાત
વીતક વરસાં બારની    વીસ્તારી કહી વાત ૧૪૫
મુસ્તગ મુગટ ધરાવીયો    સર સોહાવ્યાં છત્ર
હસ્તી-ઉપર હેતથી    પંચ પીરોજાં પત્ર ૧૪૬
ગડગડતે ઘોર નીશાંણ-શું    આવ્યા ગુંણવંત ગાંમ
ભેટ્યા પોતે ભાવ-શું    સત્યવંતી સ્ત્રી ને સ્વામ્ય ૧૪૭
દીવસ દોહીલા વહી ગયા    રુડું પામ્યા રાજ્ય
સેના લેઇને સંચર્યા    તે પેશકશીને કાજ્ય ૧૪૮
દિવાંન મુંકયો તે દેશમાં    થિર કરી રાખ્યો ઠાંમ
ચતુર નર ત્યારે જણાં    આવ્યાં ચંદનાવતી ગુણ-ગાંમ ૧૪૯
વડો ગાંમ વસુધા-પતિ    થયો જીત જયકાર
પુંડરિકને પ્રાજે કર્યો    ક્ષણું ન લાગી વાર ૧૫૦
આંણ્ય ફેરાવી આપની    શોભ્યાં સજન સાથ
અરથ ગરથ તોખાર જે    પુડરીકનું આવ્યું હાથ ૧૫૧
પોતાનાં મંદિર માલીયાં    પોતાનાં ગાંમ ગરાસ
પોતાની પરજા સહુ    પાંમ્યા સુખ-વીલાસ ૧૫૨
ચંદન નેં મલયાગરી    તન સાયર નેં નીર
બેહું વહુયો તેહની બાલીકા    છ યે શુદ્ધ શરીર ૧૫૩
ખાય પીઇ દિન નીરગમે    આનંદે દીન જાય
એક દિવસ એક રાત્યમાં    બીજું કૌતુક થાય ૧૫૪
મહી-પતિ પોઢયો છે મેડીઇ    માંણિ છે મધ્ય-રાત્ય
જાગે પોતે એકલો    સુતાં છે માનવ-જાત્ય ૧૫૫

એટલેં શબ્દ બીજો થયો  'પડું પડું પડું' કહ્યુ ત્રણ
તેહ સાંભલ્યુ સર્વથી  રાયે પોતાનેં કર્ણ ૧૫૬
'પડું પડું તે શું કહે'  પડિશ હવેં તું કિમ
કાંઇક બાકી રાખીમ માં  રાખેં તો ગઢારા સમ' ૧૫૭
માતો ભણુકાગ્ગ મહેંલમાં  ત્રુટી પડીયો ત્રત
દીપક-જ્યોતિ દશેં દશા  નર-પતિને તરત ૧૫૮
સાક્ષાત કો શક્તિ શુભ  માહા-લક્ષ્મી માહા-મુલ્ય
થયો ઢગ હીરા-તણો  ચિંતામણી-સમતુલ્ય ૧૫૯
એક કન્યા કોયક કારગી  પદમની પુરણ પુગ
સીહ-લંકી શુભ કરમની  નારીમાં બહુ નુર ૧૬૦
વેણ્ય દિસેં વાસુકી-તણી  ઉદરેં આપ અપાર
વાંસેં દિસેં વનિતા-તણો  હેયડા-કેરો હાર ૧૬૧
દીઠિ કો દેવાંગના  જોઇ રાંમાનું રુપ
'એ કન્યા કેહનેં પરણશેં'  ભ્રમ-માહે પડિયો ભુપ ૧૬૨
તાહરે શબ્દ બીજો થયો  'સાંભલ્ય રાજા કર્ણ'
પીતા એક નેં પુત્ર બે  તોલ વીચ્યારો ત્રણ ૧૬૩
જેણેં દુખ વેહું ઘણું  તેહનુ કરજ્યો તોલ
તે કન્યાનેં પરણજો'  બોલી એહવા બોલ ૧૬૪
એટલેં સરવેં જાગીયાં  વેદ વીહાણી રાત્ય
પુત્ર પીતા બહુ-કો મલ્યા  પ્રહે ફુટે પરભાત ૧૬૫
વેદ વચન નવી લોપીયુ  માન્યુ કારણ મત
તે લગન તે મુહૂરતેં  પરણાવી કન્યા ત્રત ૧૬૬
ઢોલ ધ્રુમકા થઇ રહ્યા  પરણ્યા રુડી પ્રીત
વીવા-માંહેં વરણવ કશાં  રાજશ રુડી રીત્ય ૧૬૭
શબ કહેં: 'સત્ય-વાદિયા સુણો  વીક્રમસેન વડ-હથ
દાનેં માનેં ડાહાપણેં  શુભ કામે સમરથ ૧૬૮
વેહું દુખ કોણે ઘણું  કુણ પરણ્યો કન્યાય
બ્રમ-હત્યાદિક પાપ છેં  જો બોલેં અન્યાય' ૧૬૯

છાંનો કિમ રહેં 'છત્ર-પતિ ' . જેહને સાચી વાત પર સ્નેહ
જલ મુકયુ છેં જુઠી વાતનું દેવ દેવાંશી દેહ ૧૭૦
'જેહને' દેતા'તા શુલીઇ નાંખ્યો'તો અરણ્વ માંહે
કન્યા પગણાવી તેહને તોલ કરીને , ત્યાંહ ૧૭૧
પીતા બુડ્યો તે પલકમાં ઢીમરે કાઢાડ્યો બાહાર
સુખેં ઓીવ-દહેરેં રહ્યો પાંમ્યો દુખ તે પાર ૧૭૨
વનીતા વણુજારામાં પડિ ખાંન પાંન સનમાંન
પેટ ભર્યું છેં પર-ઘરેં સુહ્રદપણાની સાંન ૧૭૩
મૃત્યુ પામ્યો તે મહીપતિ થયો રુડું ભોગવ્યું રાજ્ય
શુલી વાલે દુખ સહ્યું કર્યું પર-ઘર કાજ ૧૭૪
બહુ દિવસ વરસ બારથી ચાંપ્યા તેહના ચર્ણ
જલ ભરતો અન રાંધતો કીરત શુણાવતો કર્ણ ૧૭૫
દુખના એહનેં ડુંગર દુખનાં ઝાઝાં ઝાડ
જલ-માંહેથી જે જીવીયો તે પરમેશ્વરનો પાડ' ૧૭૬
'શાબાશ' કહી ગગ ઉઠી ગયુ ચોહોટું વડને ઠેઠ
છઠાં મશાંણુ છે ગાંધવુ શીમા વહેં છેં હેઠ ૧૭૭
પુર-પની તો પાછો વલ્યો ગુણવંત આવ્યો ઘેર
ગોધ-આગલ માંડિ કહી પ્રભાત-સમેં તે પેર ૧૭૮
'એ શબ આંણી આપશું તાહરે પીશું નીર'
વચન દેઇ કર્યો વાયદો ધારણ્યુ રાખી ધીર ૧૭૯
નવમેં દિવશ જ્યેં નરપતિ દીઠ બળાવી કાઠ
શાંમલભટ્ટ સાચું કહેં એર કથા થઇ આઠ ૧૮૦
શ્રોતા વકતા સહુ સજ્જન અંબા પુરે આશ
કલ્યાંણ કરે સહુ વીશ્વનેં કહેં કવી શાંમલદાસ ૧૮૧
રખીદાસ-પ્રતાપથી થયો ગ્રંથ વીલાસ
આશા પુરે અંબીકા કહેં કવી શાંમલદાસ ૧૮૨

*

## કથા નવમી

### ચોપઇ

શુભ-બોધિ આપેં શારદા        નીરમલ બુધિ જેહવી નર્મદા
કૃપા સારદાજીનિ હવી        તે કહેવાણા મોટા કવી ૧
કીધા સરસ્વતીઇ જેહના કામ        તેહના થયા નવ ખંડ નામ
શામલભટને કીધી સિધ        દયા કરી શુભ દિધી બુધ્ય ૨
વિદ્યા-વીલાસ વીવેક વીચીત્ર        વર્ણવું રુડું વીક્રમ-ચરીત્ર
વર્ણવી રુડી રામ-કથાય        જ્યોગ્ય વાત જે શાહાસ્ત્ર જ થાય ૩
નીરમલ વર્ણવ્યો નર્મદા-ખંડ        ટાળ્યા જમ-દુતાના દંડ
વર્ણવ કર્યા બહુચરજી-તણા        બીજા કેં પ્રાકૃત ગુણ-નીધ્ય ઘણા ૪
તે ગુરુ ઇષ્ટ-તણો પરતાપ        પરતક્ષ સારદા છત એ છાપ
વીક્રમસેન કેરો વડ વીર        ધનુર્વીદ્યા-કેરો જે ધીર ૫
સમરી શ્રી-હરસિધ્ય માત        ચાલ્યો વિક્રમ વેદ વીખ્યાત
ભુત પ્રેત વીકટ વન માંહે        કષ્ટ-પ્રતાપે પોહોતો જઇ ત્યાંહ ૬
આવે જક્ષ બીવરાવા-કાજ        ડરે નહી વીક્રમ મહારાજ
કેટલાએક દેખાડે છે દંત        કટલાએક કહે 'આણુ અંત' ૭
કટલાએકની પરવત-દેહ        કેટલાએક ગાજે જિમ મેહ
કટલાએકની મોટી દાઢ        કેટલાએકના ભારે હાડ ૮
કેટલાએક ધડ વીંણા સીશ        કેટલાએકને મસ્તક દશ વીશ
કેટલાએક થઇ આવ્યા વાઘ        કેટલાએક તો મણીધર નાગ ૯
કટલાએક હડકાયા સ્વાન        કેટલાએકના લાંબા કાન
કેટલાએકની નાસીકા ગજ પાંચ        કેટલાએક અગનીનિ આંચ ૧૦
'ખાઉ ખાઉ' કરી ખેચર ધાય        શૂર પુરુષ ડરે કિમ રાય
'જખ મારો છો સરવે તમ્યો        અજીત વીર રહે મનમા અમ્યો' ૧૧
જેહને માથે પુન્યનુ જોર        તે-આગલ અવગુણ છે ચોર
વાશે બાધી ચાલ્યો વીર        પીર પીગંબર-કેરો પીર ૧૨

બોલ્યુ શબ : સાંભલ મહિપતી . રોશ ન કરશો રાજા રતી
સત્ય-વાદિ છો સુખનું ધામ પ્રાક્રમ પુર પરમારથ-કાંમ ૧૩
કહું વાત તે સાંભલ્ય આજ મન-માંહિ ધરજ્યો મહારાજ
એક જયપુર ગાંમનો જયંતજ રાય સત્ય-વાદિ સુભટ કહેંવાય ૧૪
દોલત દુનીયાં વૈભવ ઘણો પ્રતાપ પુન્ય પુરંદર-તણો
કન્યા તેહને એક કોડાંમણી શુભ સલક્ષણી મોહાંમણી ૧૫
બત્રીસ-લક્ષણી બુધી-નીધાંન માત-પીતાનાં મન-જમતાં માંન
દેવ-રૂપ દેવ-કન્યા હાઠી લક્ષણ રુડે લાડકવાઇ ૧૬
કરે કાંમિની કૂત કલોલ સોલ કલા ને વરસ છે સોલ
શતી સીરોમણ તે સાધવી કરમં-ધરમ-ધારક ધારવી ૧૭
વનીતાઇ માંડ્યુ એક વૃત માધવીપણા-કેરી જે સરત
પુરુપ-કેરું મુખ નવી જોય કહી ન શકે તેહને કોય ૧૮
વ્રત કુયારાં-કેરું કરું ધ્યાંન રુદે ઇશ્વરનું ધરું
રાચે નહી પુરુપ-શું રંગ ગમે નહી પુરુપનો સંગ ૧૯
પુરુપ-નાંમ ચોખો નવી જમે પુરુપ ઢીગલા-શું નવી રમે
પુરુપ-નાંમ ન પેંહેરે હાર મોગરો કેવડો નહી પ્રેમલ પાર ૨૦
પુરુપ પલંગ ઉપર નવી સુઇ પુરુપ આરિસે મુખ નવી જુઇ
પુરુપ લોટે પાંણી નવી પીઇ પુરુપ-નાંમ લેતાં મન બીહે ૨૧
માબાપે મન સુધી 'માંમ પરણ્યાનું નવિ લે તે નાંમ
એહવું વ્રત તે નારિ કરે સતિ નાંમ પોતાનું ધરે ૨૨

દુહા

એક દિવસ તે માલીઇ નીરમલ બેઠી નાર
પંથી પરદેશી માંરગુ ચતુર પુરુપ છે ચ્યાર ૨૩
વસુ રલવા વીદેશમાં પરવર્યા તે વાટ
થાકા તે બેઠા તિહાં એક તંબોલીને હાટ ૨૪
ચ્યારે તેવડ-તેવડા ચારે સરખા રુપ
ચ્યારેને વીદ્યા વપુ ચ્યારે બારે ભુપ ૨૫

એટલે દાસી એક તેહની    લેવા આવી પાંન
બોલી બરડક બોલીઇ    વારુ રુડી વાંણ ૨૬
'કાથો ચુંનો ગુંકીશ માં    લુખાં પાખાં પાંન'
તે દીઠું જ્યારે જણે    પુછે વીતક વાંન ૨૭

એવું કુણ સવાદિયુ    એહવું ભોગી કુણ
કાથા-ચુના-વણ પાંન લે    એ તો સાંભલ્યુ અહુંણ' ૨૮

તંબોલી તેહને કહે    'કન્યા છે રાવની એક
પુરુષ-સંગ કરે નહી    વિપરીત એક વીવેક ૨૯
કાલ્યે ડઉેરો ફેરવે    રવીવારને દિન
શગતિ પુજવા સંચરે    માત-ઉપરે મન ૩૦
પુરુષ બાહિર ન નીસરે    રાખે રાંણા કે રંક
દેખે તેહને દુખ દિઇ    એ તો આડે અંક' ૩૧

અચરજ પાંમ્યા ચ્યાર જણ    જોવા-કારણ જાંણ
વશા વાસે તે ગામમાં    પરખવાને પરમાંણ ૩૨
શામા નીકલી શક્તિ પુજવા    રહ્યા ચતુર કહી ચ્યાર
નીરખી નારિ તે ઊલવે    અપરંમ રુપ અપાર ૩૩
તે ચ્યારે મન વીચ્યારીયુ    'ઘેર નારિ એહવી હોય
તો તે સફલ જનમારડો    કહી ન શકે કોય' ૩૪

એક બેઠો શિવ-દેહરે    તપ કરવાને વ્રત
બીજો બેઠો શક્તિ-કને    વપુઇ ધારિ વ્રત ૩૫
ત્રીજો બેઠો શ્રી-વીશ્નુઇ    ધરીને મનમાં ધ્યાંન
ચોથો બેઠો લક્ષ્મી-કને    માંણી મનમાં માંન ૩૬
એક તો અહાર તજી રહ્યો    બીજે તજ્યુ નીર
ત્રીજે તો નીદ્રા તજી    ચોથો સુખ-સરીર ૩૭

ચ્યાર માસ ચ્યારે જણા    કિધુ દેવ-દરસન
તપ મહિમા મનમાં ધર્યો    પરમેશ્વર પરસન ૩૮

વરદાન જ્યારે પામીયા 'તમ્યો વરશો એ કન્યાય'
એક કન્યાને ચ્યાર વર એ મોટો અન્યાય ૩૯
તાર કેડે દિન વહિ ગયા નર્યો નહી એક અરથ
કરવત-કાગણ કાની ગયા બાધી ગાઠ ગરથ ૪૦
એટલે એક દાસી વાટમા મલ્યા ચોવટે ચ્યાર
કરવત-કરી કલપના કરે છે મન વીચ્યાર ૪૧
પુઠી પાર લીધો પ્રેમદા 'ગણિ માટે રોશ
પ્રાણ તજશે જો પથીયા તો તે બેને દોસ' ૪૨
ગણિ આગલ જઇ કહી વીસ્તારીને વાત
'તુઝ માટે મરના ગયા કરશે' દેહની ઘાત' ૪૩
ચેતી ચતુરા ચિતમા 'એ તો માઠુ થાય
પાપ વધે એ પુન્યથી જો ચીર હત્યા થાય' ૪૪
તેડાવ્યા જણ ચ્યારને' ગણ્યા છે એમત્ય
વ્રત કુચાગ તણી ભાગી મનની ભ્રાત ૪૫
ગ ધ્રવ વીવાહ કરી વરી વવે ક' ચ્યાર
નારી રુપ તે નર કર્યા વનીતાના નેહે વાર ૪૬
પ્રેમદા રુપ પથી કર્યા આભુષણ અપાર
તે કાય વાત જાણે નહી ભામિનીને મન ભરતાર ૪૭
એકેક પેહોર એકેક જનની શામા કરે છે સેવ
ચ્યાર પોહોર ચ્યારે જણા તરતીબ ગખે એ ટેવ ૪૮
જલ સુકયુ તે જુવતીઇ પરપુરુષ સગ ન હોય
માય બાપ કે દાસિયો કવી ન સકે કોય ૪૯
દાઢે દાસિમા દાસિયો રાત્યે પુરષ એક પોહોર
સગ કરે શામા તણો હરી રહ્યો તે ઠોર ૫૦
એક દિવસ શુ નિપર્નુ કહુ તે વીનક વાત
દીવસ નવરાત્રી અષ્ટમી રમે ભવાની માત ૫૧

શક્તિ-પુજન કરે સુંદરી ; પંચમકાર સમેત
મછ અણાવ્યા માનની પુત્ત-ઉપર હેત ૫૨
સુઈ સઘલી તે માછલી મછ એક પુરુષ-આકાર
કાહાડી નાખે તે કાંમીનિ પુરુષ પ્રીત નહી પ્યાર ૫૩
તે સુયો મછ હડહડ હશો તે ગજાઈ દિઠો દ્રષ્ટ
કૌતુક દિઠું કારિમું કાયા પામ્યો કષ્ટ ૫૪
સભા ભરી સિંહાસને બેઠા, તેહનો તાત
પંડિત સહુને પુછીયું વેદ વચન વિખ્યાત ૫૫
'સુયો મછ એ કિમ હશો જાંણો તો કહો જુક્ત'
એક પંડિત ઈશ્વરશર્મા વેદ ભણ્યો'તો વ્યક્ત ૫૬
અભિષેક કીધો મછને વાચા દિધી વેદ
બોલ્યો તે ગણા વિષે ભ્રાત્ય ન રાખી ભેદ ૫૭
'કાહી તાહરી દિકરી પુરુષ ભોગવે ચ્યાર
મુઝને કાઢિ નાખીયો અચિરજ એહ અપાર ૫૮
અભડાઇ મુઝ અડ્યા-થકી ભોગવે ભારે ભોગ
એહવું દેખી હું તો હશો સાચો એ સંજોગ' ૫૯
મછ એહવું કહી ગયો રાજાને ચઢી રીસ
'પ્રતીત જોઉ એ પારખું વસતુ દેહું સીસ' ૬૦
ઉપાય એક આપે કર્યો સહુ તેડ્યા મંદિર-માહે ;
નીક કરાવી નિરની સહુ તરુણી તેડી ત્યાંહ ૬૧
ઊંડનો તેહને હાસીયો સહુના સરખા રૂપ
ચાર તેહમાથી ચેતવ્યા ભોલવવા દે ભુપ ૬૨
જમવા તેડ્યા જુગત-સ્યું દીકરી-કરી દાસ
રહી ન સકે કો રાજમા પ્રેમદા-કેરે પાશ ૬૩
નીક ઓલંડી નારીયો આવી વાડી-માંહે ;
નરપતિ બેઠા નરખવા તોલ કરંતો ત્યાંહ ; ૬૪

પ્રથમ પગ ડાબેં કરી  નારી બોલંડે નીક
જમણો ઉપાડે તે જાણિઇ  પુરુષ લક્ષણ એ લીક  ૬૫
ચતુરાઇ કાઢિ ચ્યાર જણા  જુઇ લક્ષધા લોક
જાંણ્યુ થયુ પેલી જુવતીનેં  શામા પામી શોક  ૬૬
શુલી દેવા માંડીયા  ખેદવાનેં શીસ
રામા આવી ગજા-કને  તે પોહોર ચઢંતે દિશ  ૬૭
'શા માટે મારો એહનેં'  એ માહરો વાક
માહરા તેડ્યા આવ્યા અહીં  એહુનો બચારા રાક  ૬૮
વાક હોય તો મારો મુને  છોડાવો જણ ચ્યાર
પાપ પુન્યનું પારખું  કરો વારુ વેહેંવાર  ૬૯
જોરથી જાર થાઇ નહી  જોરે ન થાઇ પ્રીત
જોરે જુવતી નહિ ભોગવે  ગજવિયાની રીત્ય  ૭૦
સત્ય-વાદિ હું સુંદરી  સત્ય-વાદિ જણ ચ્યાર
એ પરણ્યા પુરુષ હું પ્રેમદા  વેદ-તણા વેહેવાર'  ૭૧

મન કિમ માને મહિપતિ-તણું  માને કિમ સહુ લોક
પ્રતીત દેખાડું પારખુ  કિમ સમે સહુનો શોક  ૭૨
પીતા કહે 'પુત્રી સુણો  કહુ તે કર્ય એક કામ
કઢા ચઢાવો તેલની  દેખે બધુ ગામ  ૭૩
પાચ પોહોર પાવક કરો  મુકો તેલ મણ ત્રીય
નાખુ માહે જણ પાચને  એક દિવસ એક નિસ  ૭૪
તબે અગની અધિકો કરુ  કહાડું ત્રીજે દિન
એટલુ હોય તો હા કહો  માને માહરુ મન'  ૭૫
શામા કહે 'કરો સો વગ  નેક ન રાખીસ નુન્ય
રાખજ્યે માહરો ગમજી  જો પ્રગટ હશે મુઝ પુન્ય  ૭૬
સુધનવા ઉગારીયો  કીધુ ટાઢું તેલ •
કાષ્ટ ભખ્ય શીતાએ કર્યા  થઇ રજની રેલ  ૭૭

પુર્યાં ચીર જેણે દ્રુપદી લાખા-ગ્રહથી રાખ્યાં પાંચ
વીપ-મોદિક અમૃત કર્યાં ના'વી ઉની આંચ ૭૮

ઇંડાં ટીટોડી-તણાં ભલાં રાખ્યાં ભર્થ
રાખ્યાં બચ્યાં બીલી-તણાં તે શ્રીપત્ય સમર્થ ૭૯

તાહરે કરવું હોય તે કર્ય', કર્યાં એકઠાં કાષ્ટ
ચઢાવી તેલ-કઢા ઘણી - કીધો રૌરવ રાષ્ટ(?) ૮૦

ઝાલ કરી મહા જોગની અધકી કીધિ આંચ
નાખ્યાં બાંધી ગાંઠડી પેલાં ચ્યાર ને પ્રેમદા પાંચ ૮૧

સ્તુતિ કીધી તેણે સુરજની 'સાચાનો શાખી સાર
સાચાને અમૃત શીચજ્યો જુઠાને કરો અંગાર' ૮૨

ત્રણ દિવસ તપાવીયાં કાહાડયાં ચોથે દીન
મેદની સહુ જોવા મલી નર નારિ સહુ જન ૮૩

શબ કહે સુંણ સત્ય-વાદિયાઃ 'તું સાચું કહેજે વ્રત
પાંચ જણ નાખ્યા પાવકેં તે જીવ્યા કે પાંમ્યા મૃત ૮૪

ઇશ્વરને કો નવી છેતરે ઇશ્વર નવી લે લાચ
સાચું બોલ્ય સલક્ષણા મુયાં કે જીવ્યાં પાચ ૮૫

સત્ય-વાદિ સત્ય કહો નહી અકલ ઘણેથી આપ
પરતક્ષ કરો નહી પુર-પતિ તો એ પંચ હત્યાનુ પાપ' ૮૬

બુધી-નિધાંન બોલીયો ભટ્ટ 'સાભલ્ય મૃતક મુઢ
તે પાચે જણ જીવીયા પુન્ય પરાક્રમે પ્રૌઢ ૮૭

એ મરે કિમ સત્ય-વાદિયા એ પુન્યવંતા આપ
મારે ઇશ્વર એહને તો ઇશ્વરને પાપ ૮૮

એક પોહોર એકજ ધણી બીજે ભાઇ ને બાપ
પતી-વ્રતા એ પ્રેમદા વેદ પુરાણે છાપ ૮૯

પચાલી પરણી પાચને ભોગવે એ ભરથાર
બોહોતેર બોહોતેર દિવસની તે નરને એ નાર ૯૦

એક, પોહોર એક જ ધણી    બીજાશુ નહી મેલ
ઈશ્વરનેં અન્યા નવિ ગમેં    દાદુ કીધુ તેલ ।    ૯૧
આહારને મુકી ચેતની    રહેવા જુગતિ જાય
કર જોડી સહુ કરગર્યાં    પુરપતિ લાગ્યો પાય'    ૯૨
રાણ કહેં 'શાણાન્ત નત્યવાદિયા' ઉઠીનેં અતીશ જાય
વટરૂપ જઈ વીસમું    મંદિર આવ્યો રાય    ૯૩
પાત્ર જોઈયા પુન્યઆગલે    કહી ચતુરાઈની વાત્ય
'રાણ આણી તુને આપશુ    કોડ વનાએ કાજ્ય'    ૯૪
દેવરૂપ દનમેં દિવસ    જાશે ત્યાંહ જરૂર
ખરું તિન્ય ક્ષિપ્રાનત્રું    દુન્ગિધ આપ હજુર    ૯૫
વિવેક વાત ચતુરાઈની    વીણાવાદ્યગીતાગ
શ્રીગોડમાલવી વીપ્ર શુભ    કહે કવી ગામવદાસ    ૯૬
પરમ પવીત્ર પચીસમા    નવમ કથા નીતમ નાંમ
શ્રોતા વગતા સાંભળ્યા    રૂડું કરજ્યેં રાંમ    ૯૭
કર જોડિ કવીજન કહેં    મેલ્હી મનનો માન
સાંભળજો કહું બોલો સહુ    જય જય શ્રી રણછોડ    ૯૮

*

## કથા દસમી

### ચોપઈ

ગુણાધિપત્ય ગરુયો ગણપત્ય     છયેં શાસ્ત્ર સરવ ભાખ્યો છત્ય
સકલ બુધિ શોભિત શારદા     નીરમલ-ગુંણ જેહવી નરમદા   ૧
દશમેં દિવસેં ચાલ્યો દાતાર     અધીક પ્રાક્રમી અપરંપાર
ખડગ ચોધારું કર કોદંડ     દુખીજનને તે દોહીલું   ૨
સાડા ભયાનક ઘન-ઘોર     પોહોતો તિહાં નરપત્ય ગાજેં જોર
દીઠ્યુ શબ બાંધ્યુ છે પુઠ     આવ્યો રાજા વાલી મુઠ   ૩
બુધ્ય કરી તે તો બોલીયુ     તેણેં આપ તેહનું ખોલીયુઃ
સાંભલજે સત્યાવાદિ રાય     ધરજે વાત તાહરા મન-માંય   ૪
કહું વારતા શાસ્ત્ર-જે-તણી     બુધ્ય વીચ્યાર છે તેહમાં ઘણી
ચ્યારેં જુગનાં નિરમલ નાંમ     કૃત-જુગ ત્રેહેતં દ્વાપર કલી કાંમ
જુજવી મરજાદા જુજવા ધર્મ     જુજુયાં રાજ્ય જુજુયાં કૃત કર્મ   ૫

### છપય

આયુરદા વર્ષ લક્ષ એક, અસ્ત-સમાના પ્રાંણી
ધર્મ-તણા પગ ચ્યાર, વેદ વદેં સત્યની વાંણી
પતી-વૃતા સહુ નાર, સત વશા શુભ વીશ
તીરથ વૃત સુર પુન્ય, અહનિંશા પુજેં ઇશ
અવતાર ચ્યાર ઇશ્વર-તણા, સ્વર્ગ-વાદ ચાલેં સદા
વચન ફલેં શુભ વીપ્રના, કુડ નવિ બોલે કો કદા   ૬
ત્રેહેંતા જુગમાં તરતીબ, આયુશ એક અયુત-કેરો
ત્વચા-સમાને પ્રાણ, સતર વશા સત્ય શેરો
ચાંત્રીશ વરસ રહે વીપ્રનાં, વેદ ભણા વીણ વાચા
સહસ-ઘાણું દે દાંન, એક પાંમેં સત વાચા
મા-બાપ પહેલાં બાટચકાં, મૃત્યક ન પાંમે કો કદા
સાંમલં મેહ માગ્યા મલેં, ભાર અઢાર ફલેં સદા   ૭

વ્યાપાર માંહિ ધર્મ કર્મ, કુશલી નર-નારી
આયુશ એક હજાર, સરગની રુંધી બારી
સાત વશાઇ સત્ય, રુધિર સમાનેં પ્રાંણ
ઇશ્વરના બેં અવતાર, વીપ્ર જાચંતા જાંણુ
સતર લાખ અઠાવીસ સહસ, બાર લાખ છનુ કહો
સાંમલ કહેં આઠ લાખ ચોસઠ સહસ, દ્વાપર-જુગપુરણુ થયો ૮
ચ્યાર લાખ બત્રીસ હજાર, કલી-યુગ કહાવ્યો
કામ ક્રોધ નેં લોભ, લાલચ લંડાઇ લાવ્યો
એક શતનું આયુશ, જીવે દસ વીસ ત્રીસ
અન-સમાનેં પ્રાંણુ, જગત કીધિ જુગદિસ
અર્ધ વશો શોભે સત્યનો પુરણુ, પાપ વિસેં વશા
સાંમલ કહેં સત્ય સોધ્યુ જડેં, દરપ અહંકાર દહું દશા ૯
કુડ કપટ કલંક, વીભચાર વનીતામાં વાધ્યો
પુન્ય ગયુ પાતાલ, સનેહ સવારથ સાધ્યો
ધણી વીસવાસેં ઘાત, ચોર ચરચા નીત્ય ચાડી
હરીથી ઉતર્યું હેત, વવેક-વીણુ વાતો આડી
ધર્મ ગયુ ધરણેં ધશી, અલખ મેહ અવની-વીખેં
પાખંડ પ્રચંડ પાપ-સુધ્ય, સામલ કહે રાચ્યો ગ્રહીયત રખેં ૧૦
ખટ-દરસનમાં ખોડ, દંભ-દશા દિલ દાખેં
પરમારથ-ઉપર નહી પ્રીત, રીત રજોગુંણુ રાખેં
તીલક છાપ નેં માલ, ભાલ વીભુતી રોલેં
ઘણાક ઘાટ ઉચાટ, વસ્ત્ર ગેરુમાં બોલેં
કુટેં કેશ રાખેં ઘણા, દલ દેખાડી દીલ હરેં
સામલ કહેં સાચા-વીના, કૃણુ કરુણા તે કીમ કરેં ૧૧

ચોપઈ

એહવો જુગ બેઠો જાહરેં | મલ્યા દેવ ત્રીન્દશ તાહરેં
ભવ, બ્રમા, વીશ્નુ નેં ધર્મ | જેહનેં વાહાલાં છે સત્ય કર્મ ૧૨
ગયા ચ્યારેં કલીયુગનેં પાસ | અધીક હેતથી દિધી આશ
'ભાઇ અમલ આવ્યો તાહરો | તાહરેં મન એ તો સાયરો ૧૩'

અમારે મન તો મોટાં પાપ  કહી વાત તે કરજ્યો માપ
એક મહીને કલજુગ આવશે  કુડો વારો તે કહાવશે ૧૪
મીત્ર દ્રોહી વીસવાસે ઘાત  અવની-માંહિ અધીકા ઉતપાત
વાગીક ધર્મ સઘલે વ્યાપશે  બીજા-પંથી કાંચલીયા થાપશે ૧૫
શીવ-ધરમ નંદાશે ઘણા  પાખંડ પુજનની નહી મણા
અભક્ષાભક્ષ કરશે સહુ જ્રમ  કાંગીનિ કરશે કુડાં કર્મ ૧૬
જર-કારણ જુવતી જારી રમે  અધર્મ અન્યા સહુને ગમે
માટે અમો રહીશું કિમ  સાચું ન કહો તો મારા સમ' ૧૭
તાહરે કલી-યુગ લાગો પાય  'સાંભલજો સત્ય-વાદિ રાય
હું નહી ચાલું કુડાં કર્મ  માહારા રાજ્યમાં તો છે ધર્મ ૧૮
તમ્યો દેવાલીયા છો સહુ દેવ  ન ગમે મુંને તમારી ટેવ
આ ભવ કરે પેલે ભવ લીઇ  એ તે સાહુકારી કીઇ ૧૯
માહરું તો શેકડીયો નાંમ  કરું ધરમાધરમી કાંમ
તરત આપે ને પાંમે વ્રત  ન્યા અન્યા તે મુઝને નૃત્ય ૨૦
કલીયુગ તો માહરું છે કહેંણ  જે બોલુ તે પાલુ વેણ'
એહવી વાત કરે જેટલે  કઉચો એક દીઠો તેટલે ૨૧
વેંચ્યુ એક ગરીબે ઘર  આપ્યો તેહને જોઇઇ જર
ખતપત્ર કરીને વશો  વાંધો ન રહ્યો તેહમાં કશો ૨૨
સમું કરતાં એક ઇટ જ પડી  કઢા એક મોહોરની જડી
તે વણીકે મન કર્યો વિચ્યાર  'અલખત માલ એ અપરંપાર ૨૩
મેં તો ઘર વેચાથી લીધ  ધનનુ તો સાટુ નવી કિધ
હું તો માહરું ઘર લેઉ  કઢા દ્રવ્યની પાછી દેઉં' ૨૪
વેચનારા વીપ્રને ઘેર આવીયો  કઢા ઉપાડીને લાવીયો
'લે' ભાઇ નીસર્યો ઘરથી માલ  એ તો લખીયો તાહરે ભાલ' ૨૫
તાહરે વેચનારો બોલીયો  મન-તણો પરદો ખોલીયો
'જો માહરા કરમમાં હોઇ જર  તો હું શાંને વેચું ઘર ૨૬
ધારણ ધીર કહું ધરમનો  એ જર તે તાહરા કરમનો'
આ કહે 'તાહરો' આ કહે 'તાહરો  લવલેશ ભાગ નહી માહરો' ૨૭

વઢતા વઢતા ગયા નાત્યમા પંચ-પ્રમાણ જોતા જાતિમાં
'એ ધન હાથમ આવ્યુ અમ્યો માઝન નાત્ય આયોજી તમ્યો' ૨૮
નાત્ય કહે 'અમને' નવી અડ્યુ તમારા કમ્મનુ તમને' જડ્યું'
તિહાથી રાજદ્વારે ગયા નાખ્યો માલ ને બોલજ કહ્યા ૨૯
'જેહનો કોઇ નવી થાઇ ધણી તેહ મતા તો હાકમ-તણી'
હાકમે કાન મુકયા હાથ બોલ્યો સત્ય-વાદિ મહૂને સાથ ૩૦
'લેનાર વેચનાર ત્રીજી નાત્ય રાજ્યદ્વાર તણી નહી ભાત્ય'
કોણે નવી લીધો તે દ્રવ્ય વઢવા ઉઠે કહેતા સર્વ ૩૧
એક સાહૂકારને ઘર દાટિયો ગયા ઘેર મહૂકો સાટીયો
કેહને દ્રવ્ય-તણી નહી આગ એમ કરતા થયો એક માસ ૩૨

દુહા

ભાદરવા વદ તેરસે બેઠો કલીયુગ રાજ્ય
સત્ય શીલ ને શાણપણ ત્રણે કીધા તાજ્ય ૩૩
વેચનારે વીચાર્યુ' 'હુ લેઉ માહરુ ધન
એહમા લેનારને સ્યુ અડયુ' એમ વીચારે મન ૩૪
લેનારો લોભી થયો 'એ તો માહરો ગરથ
મંદિર લેઇ આવું માહરે બીજાનો શો અરથ' ૩૫
જાત્ય નાત્ય કહે 'જમીશુ અડયુ આપણુને એક
ડાચે ધન જઇ કાઢશુ દુધે વુઠા મેહ' ૩૬
રાજા કહે 'ગ્રહીયત-તણું એહમા શાનું જોર
એ માલ તો આપણો બાકી બીજા ચોર' ૩૭
સાહૂકારે વિચારીયુ 'આપુ માલ તે ફોક
કુણ જાણે કુણ લેઇ ગયુ જખ મારે છે લોક' ૩૮
વાહાણું વાઇ સહુ વિસ્તર્યા મલીયા એકઠા સર્વ
વેચનારો કહે 'હુ લેઉ એ તો માહરો દ્રવ્ય' ૩૯
લેનારો કહે 'માહરો' રાજા કહે 'માહરુ ધન'
નાત્ય કહે 'જમીઇ અમ્યો' મીઠુ સહુનું મન ૪૦

તે તો ન્યાય ચુકે નહી    વડે સહુ-કો વાંક
કલીજુગ બેઠો કૌતુક જુઇ    એ તો આડે આંક ૪૧
ત્યારે દેવતા ચતુર નર    તેહને . દેખાડે કષ્ટ
'જુયો પારખું માહરૂં    કુણ પામે કષ્ટ' ૪૨
પચરૂપ પોતે થયો    પ્રીતે આવ્યો પાશ
નરપતિ કહે 'ત્યા ચુકવો    આપ તુને શાબાશ' ૪૩
તાહરે તો કલીયુગે કહ્યું    'લાજે વડો કાં લાગ
વેહેચી ધ્યો ચારે જણા    ભુમે કરીને ભાગ' ૪૪
કોહોનું મન માન્યુ નહી    છીડાં મધતુ આવે હાથ
ભુમી ખોદાવી કાઢીયુ    અધીકિ જે માટી આથ ૪૫
કહામાં દિહા કોઇલા    વાંનીના ઢગ વિવેક
જણ મારિ સહુ-કો ગ્યા    નાંખી નીશાંણી એક ૪૬
કલી-યુગ કહે 'સુણો દેવતા    વેંચી લેત ચારે ભાગ
તો તે ધન સહુ પાંમતા    લાભ બન્યો નહી લાગ ૪૭
એહવું રાજ્ય દેં માહરૂં    દેખાડું દ્રષ્ટાંત'
એકાંત્ય બેસાર્યા ચાર જણ    ભાગવા મનની ભ્રાંત્ય ૪૮
વન-માંહે એક વાવડી    નીરમલ ભરીયુ નીર
ઉશ્ન-કાલ મધ્યાનમાં    બેઠા તેહની તીર ૪૯
કલી-યુગ કૌતુક દાખવે    જુલમ અમલતુ જોર
પાંણી પીવા તેહમા    ગયા ત્યાર વીદેશી ચોર ૫૦
જલ પીને સુખીયા થયા    બેઠા તેણે ઠોર
એટલે દીઠી વેલીયો    ત્યાર ભરી માહે મોહોર ૫૧
એક એક સહસ્ત્ર અમરફીયો    દીઠી ચોરે ચ્યાર
દરિદ્ર ગયા તે દેખતા    મનમાં કરે વિચાર ૫૨
ઇશ્વર તુઠા આપણે    પૂરણ રુડી પેરી
'આવું આઇ શુકન કરી    વલતા જઇઇ ઘેર' ૫૨ અ
બે જણ તીહાં બેસાર્યા    બે જણ ગયા ગુણ ગામ
લીધાં ઘેવર લાડુયા    બેઠા જઇ એક ઠાંમ ૫૩

વીચ્યાર કર્યો તે બે જણે    'દેઇયેં પેલાં બેં જણનેં ઝેર
બેં બેં કોથલી લેઇનેં    જઇઇ આપણે ઘેંર'    ૫૪
ઝેર ઘાલ્યુ ઘણું લાડુએ    આવ્યા વાવડી-માંહે
આપ્યા હાથ બેં મીત્રનેં    સુતાં સુખેં ત્યાંહે    ૫૫
ઉનાળાના દાહલા    આવી નીદ્રા ઘોર
લાડુ ખાતાં વીચ્યારીયુ    ચીતમાં પેલા ચોર    ૫૬
'એ ઉંઘે છેં બેં આલસુ    મારી નાંખીઇ મેલ
તો બેં બેં બાંધીઇ બોરીયો    ખરો કરેં એ ખેલ'    ૫૭
નીપાતન કર્યા નિમેખમાં    તે વેલાઇ ત્રત
એટલેં ઝેંર ચટી ગયુ    તે બેં પાંમ્યા મૃત    ૫૮
કોથલીયો રહી કુપમાં    પામ્યા મૃત જણ ચ્યાર
લોભ-થકી લક્ષણ ગયાં    વાયેં ગયા વીચ્યાર    ૫૯
'આગલથી સ્યત એક એક ત્રે    તો તે થાતું કાંમ
જેહ કરેં તે ભોગવે    કલજુગ માહરૂ નામ    ૬૦
સુધેં મારગ ચાલશેં    તે તો પાંમસ્યેં શુખ
કપટીનું ચપટ થશેં    દેહમાં પાંમેં દુખ    ૬૧
જેહ કરેં તે ભોગવેં    જે વાવેં તે ખાય
જેહ ખણેં તે તો પડેં    કલીયુગ એ કહેંવાય    ૬૨
જે મારેં તે તો મરેં    લુટે તે લુટાય
ઠગ-વીદ્યા હાઠેં નહી    જ્યમ આવેં ત્યમ જાય    ૬૩
આપેં એક આ લોકમાં    પરલોકેં લેં લાખ
એક અમલ છેં માહરો    શોધી લેજ્યો નાખ્ય    ૬૪
સરસવ-કણ શીંગ ઉપરેં    રહેં જેટલી વાર
મન થીર રહેં મનસા-સિધેં    તો તે ઉતરેં ભવ-પાર'    ૬૫
સાંભલી વાત તે નૃપ-પતિ    હરખ્યા હઇયડા-માંહે
સાચું રાજ્ય સાચો અમલ    તોલ કરતેં ત્યાંહે    ૬૬

સુર કહે 'અમ્યો સરગે જસ્યુ    સાભવ્ય કલીયુગ ગય
એ મૃત્ય પામ્યા છે બાપડા    જીવે તો સારુ થાય' ૬૭

વીમાન બેસી વૈકુઠ ગયા    દેવ દયા-નિધી ત્યાગ
એગલ આવિ ત્યાર જણુ    અનીશે રુપ અપાર ૬૮

સુખી સમાણી સુદરી    સુદર રુપ સરુપ
વાવડી-માહે વનીતા ગઇ    અકલ અતી અનુપ ૬૯

પછ્યા દિઠા ત્યારે પુરુષને    મૃત્યક પામ્યા જે સુઠ
અચિરજ પામી ઓરતા    ગુણવતી છે ગુઢ ૭૦

જુવતી કહે 'જીવાડીઇ    પગણીઇ રુડી પેર
એક પુરુષ એક કોથળી    લઇને જઇઇ ઘેર ૭૧

મુયા તો જીવે નહી    જીવે તેહવા જોગ
પ્રકાશે પુન્ય-પગક્રમે    આપ આપણો અંકોર' ૭૨

ત્યારે નર કીધા એકઠા    નેક ન ગણી નુન્ય
જેહમા જે પ્રાક્રમ હતુ    તેણે તે પરગ્યુ પુન્ય ૭૩

એક કહે 'મે તો કર્યા    અડસઠ તીરથ ઘણા વૃત'
તે પુન્ય સુંપ્યુ તીકા    તે વેલાઇ વ્રત ૭૪

બીજો કહે 'મેં તો જપ્યો    જુગજીવનનો જાપ
જન્મ પન્જત જપ મેં કર્યો    તે આપુ આપોઆપ' ૭૫

ત્રીજો કહે 'મેં પુન્ય કર્યા    ધાર્યા મથવા ધર્મ''
તેહ સમરપ્યુ એકને    'કરુ ન કુડા કર્મ'' ૭૬

ચોથી કહે 'હુ જનમનુ    બોલી સાચા બોલ
તેહ મત્ય સમર્પીઇ    તન મન ધનથી તોલ' ૭૭

ત્યારે ચતુર ચિતની    સુપ્યુ જુવનીઇ જોગ
આલમ મોટી ઉડીયા    ત્યારે પેલા ચોર ૭૮

એક-એક વર્ગે તે વરી    અની મન પોહોતી આશ
એક-એક કાથલી તે લઇ ગઇ    વનીતા પોહોતી વાસ ૭૯

વલતી દાઢ કરકડાવેં ઘણી   ઠગેં નહી ઉજેણી-ધણી
વલતું શબ રોવા લાગીયું   મહિપતિ-પાસેં વચન માગીયુ ૧૩
કરગરી કહું કરજોડ   મેહેલી દીધો મનનો મોડ
પુર-પતિ પંથ પલ્યો જેટલેં   તે શબ બોલ્યુ છેં તેટલેં: ૧૪
'નર-પતિ સાંભલજે નર-નાથ   આખર તાહરો ઉપર હાથ
કહું વાત આગલ્યથી અમ્યો   હુંકારો નવિ દેશો તમ્યો ૧૫
મન રાખિ મહિ-પતિ સાંભલો   ઇશ્વર આંણુ જો રાખો આંબલો
પર-દુખ-ભંજણનેં કારણે   પુણ્ય-થકી આવ્યો બારણેં ૧૬
હુંઇ પણ દુખીયો છું ઘણુ   તુઝનેં તોલ કહીશું તે-તણું
કહુ તે સાંભલ્ય માહારી કથા   જે જાંણેં તે કહેજે જથા' 
મહિ-પતિ તો નવિ બોલેં મુખેં   શબ વાંસે લેઇનેં ચાલ્યો સુખે ૧૭

દુહા

મૃત્યક કહેં: શુંણુ મહિપતિ   વારું કહું એક વાત
નર કોઇ શાખી નહી   બીજી માઝમ-રાત્ય ૧૮
રણીયાલું એક રાજવી   ગુણવંતું શુભ ગાંમ
રાજ્ય કરેં રાજા ભલો   નીતમસંઘ નીજ નાંમ ૧૯
પદમાકર સુત પાટવી   લાયક સુત લઘુ-વેશ
વજીર-સુત વછરાજજી   ડાહ્યાપણ દાખેં દેશ ૨૦
રમેં જમેં રાજી રહે   એકઠા નિત્ય એકાંત્ય
એક-એક-આગલ સુખ-દુખની   ભાજે સઘલી ભ્રાંત્ય ૨૧
મુગ્ધા માત્રાઇની   વહેં એકઠા વીર
પ્રીત્ય રાખેં પુરણ પરેં   જિમ મછ નેં નીર ૨૨
આપે રમવા એકલા   જલનેં આશ્રય જાય
તમાસગીરી તરુણી-તણી   માંણેં બે મન-માહેં ૨૩
વારુ દિવસ ઇમ વહી ગયા   રમત કરંતા રંગ
એકાકી અધિપત્ય ગયો   સાથી નહોતો સંગ ૨૪

રાજ-પુત્ર ઘણું રીઝમાં    એકાકી એ આપ
પાથરણું નાંખી પુર-પતિ    બેઠે પુર પ્રતાપ ૨૫
નૌકા એક પરનગરનું    નીતમ બેઠી નાર
અધિપત્ય-આગલ ઉતરી    વનીતા પેંઠી વાર ૨૬
સનાન કર્યું શલીતા-વીખેં    શજ્યા શોલ સણગાર
સુંદર રુપ સલક્ષણી    અતીશેં રુપ અપાર ૨૭
મોહ પમાડ્યા મહિ-પતી    બહુ-વીધ્ય માર્યાં બાંણ
કટાક્ષ કરી ઘણુ કાંમીનિ    જુવતી તે તો જાંણ ૨૮
પાંગરણુ પહેંર્યાં પદમની    જાવા તતપર થાય
ચેહેંન કરે તે ચિતની    દેખી રીઝયો રાય ૨૯
ચાંપું દેખાડે ચિતથી    વલતી કરી જલ-ધાર
તાંદુલની ઢગલી કરી    ઉપર ફોફલ ચ્યાર ૩૦
કટકું કિધું કુંકુમ-તણું    વલતી દેખાડી વેંણ
હાથ મુકયો હેયડા-ઉપરે    નીચાં ઢાલ્યાં નેંણ ૩૧
દંત દેખાડ્યા ડાહાપણેં    હેઠો નાખ્યો તંબોલ
નારિ બેઠી નાવમાં    પાડી તાલી મોલ ૩૨
રાજા તો ઘણું રીઝીયા    દેખી શંમાનું રુપ .
ચાતુર તે ચિત-ભ્રમ થયો    ભ્રાંત્યમાં પડીયો ભુપ ૩૩
ભુખ તરસ નીદ્રા તજી    તજ્યુ ડાહાપણ દિલ દાંમ
ભણવું લખવું ભુલી ગયો    કાંય ન સુઝે કામ ૩૪

છપય

નારી-સાથેં નેહ, દેહ પરવશ છે તેહનો
પર-નારી-શું પ્રીત્ય, જિવને જોખમ જેહનો
પર નારી-શું પ્રીત્ય, પનોતી લાહોટી કહયેં
પર-નારી-શું પ્રીત્ય, કોટી વીઘન તિહા કહિઇ
પર-નારિની પ્રીતથી, ઘણા દુખના ગચ્કમાં
સામલભટ સાચું કહેં, પર-નારી નાંખે નરકમાં ૩૫

મૃત્યક કહે શુણ મહિપતિ · 'નેક ન રાખીસ પુન્ય '
એ ચ્યારેમાં કહીનુ પ્રૌઢ પ્રગટ્યુ પુન્ય ૮૦
જે પુન્યેથી ઉવીયા એ ચ્યારે જણ આપ
સાચું જાણો ને કહો નહી તો બ્રમ-હત્યાદિક પાપ' ૮૧
સત્ય-વાદિ કહે શાબ શુણો 'જેણીઇ સુણ્યુ સત્ય
તેહ પુન્ય તો અતી ઘણુ ન્યાઇ કહે એ નૃત્ય ૮૨
જાપ થવા તો નોહલા મોહલા તીરથ વ્રત દાંન
સત્ય પાલવા નો દોહિલાં મોટા તેહના માંન ૮૩
અર્ધ વશો અવની-વીષે આવ્યો વીશ્વ-જ-માહે
સત્ય મોટુ સહુ-થી થકી તોલ કર્યું મેં ત્યાંહ ૮૪
સાચા-ઉપર પુન્ય નહી જુઠા-સમુ નહી પાપ
સત્ય મોટુ સોએ વશા વેદ પુરાણે છાપ ૮૫
સત્યેં બાંધ્યુ જલ રહે સત્યે દિવાકર ચંદ્ર
સત્યે અન પાકે અધિક સત્યેં વરશે ઇંદ્ર' ૮૬
'શાબાશ' કહી શાબ ઉઠીયું જઇ બેઠું વડ-ડાલ
મંદિર આવ્યો મહીપતિ પુરમાં પ્રાતુસ-કાલ ૮૭
પુન્યને જ નેં પ્રીછવે 'ચિંતા ન કરીશ ચીત
કાલે આણિ આપશુ રાજસ કહી રિત્સ' ૮૮
વાયદો કીધો તે પુન્યને વેદ વચન-વીલાસ
નૃપ આવ્યો રંગ-મહેલમાં કહે કવી શામલદાસ ૮૯
ભુખ તજી નિદ્રા તજી તન્યાં સુખ-સાગર ધામ
તન્ય મંદિર માવીયાં કરવાને પર-કામ ૯૦
પુરાણ પરમાર્થ-તણા પુન્ય-તણા એ પંથ
રખીદાનના નૃપવટ ગુણવંત રુડા ગ્રંથ ૯૧
દાના-પ્રતાપે દશ કથા પચીસ-માંહે પરમાણ
રુડા જન તો રીઝશે ચોબેં શાદ સુજાણ ૯૨

*

# કથા અગિયારમી

## ચોપઈ

શ્રી વિદ્યા માચી સરસ્વતિ    માહા-મનોહર આપો મતિ
ટાલેં સંકટ ટાલેં શુલ    સકલ ગુણ-તણું એ મુલ ૧
ગુંણ-નીધ્ય ગીરુયો ગંભીર    ધરમવંત ધીર ધર ધીર
માત તાત ગુરુ ઇષ્ટ અનુપ    વંદુ વીરેશ્વર શીવ ભુપ ૨
વર્ણુંસું વીક્રમસેન-ચરિત્ર    પરમ મનોહર પુન્ય પવિત્ર
એકાદશમેં દિવસેં જતી    બોલ્યો કહેં 'શાંભલ્ય પુર-પતિ ૩
તુઝથી કાંમ માહરું નવિ થયુ    વચન તમારું વહેંતું ગયુ
તુઝથી કાંમ એ તો નહી થાય    મૃત્યક લેઇ શકે નહી રાય ૪
તો જીવતાં તું લાવેં કિમ    રીસ કરો તો માહારા સમ
તુઝમાં નવિ દીઠો એકે ઘાટ    મેં જાણ્યો તે ઉંડી વાટ ૫
આગન્યા દ્યો તો જઇઇ અમ્યો    એ કાંમ કરી સકો નહી તમ્યો'
તાહરેં વિક્રમેં જોડ્યા હાથ    શુભ વચન બોલ્યો સિધ-સાથ ૬
'માહારાજ આજ રાત્યેં જાઉં છું    અરુણોદયે ઉશંકલ થાઉં છું
ધૂઠ રાખો તમારું ધીર    કરી કાંમ પીઉં છે નીર' ૭
પુન્ય સમ ગાધા પુર-પતિ    જુગત્ય કરી સંતોષ્યો જતિ
રાત્ય પડતેં ઉઠ્યો તે રાય    ખડગ કાઢ્યું છે કર-માહે ૮
ધીર વીર માહા શુભ શુજાંણ    કરે કાંમ જિમ ગંમનાં બાંણ
ગાંધર્વે મશાણેં ગય ગયો    વીર તણો માહા-વીર જ થયો ૯
બલ-બાકલ વેંહેંચ્યાં છે બહુ    સંતોખાણા ખેચર સહુ
મંત્ર-જંત્ર મોટાના મોડ    ખેચર કોય કરે નહી ખોડ ૧૦
શીધવડ-વૃક્ષ ચઢ્યો તે સીધ    લાયક શબ છોડીનેં લીધ
પુઠે બાંધ્યુ પ્રથવી-પતિ    રાજા બીહિક ન આંણે રતી ૧૧
ચાચર દેખ્યા નાખે ચીસ    'ખાઉં ખાઉં' કહ્યૂં વ ર દશ-વીસ
વલતી બુંબ પાડી છે બહુ    'ધાયો ધાયો રે સામંત સહુ' ૧૨

વલતી દાઢ કરકડાવેં ઘણી ડગેં નહી ઉજેણી-ધણી
વલતું શબ રોવા લાગીયુ મહિપતિ-પાસેં વચન માગીયું ૧૩
કરગરી કહું કરજોડ મેહેલી દીધો મનનો મોડ
પુર-પતિ પંથ પડયો જેટલેં તે શબ બોલ્યુ છે તેટલેં: ૧૪
'નર-પતિ સાંભલજે નર-નાથ આખર તાહરો ઉપર હાથ
કહું વાત આગલ્યથી અમ્યો હુંકારો નવિ દેશો તમ્યો ૧૫
મન રાખિ મહિ-પતિ સાંભલો ઈશ્વર આંણુ જો રાખો આંખલો
પર-દુખ-ભંજણનેં કારણેં પુણ્ય-થકી આવ્યો બારણેં ૧૬
હુંઇ પણ દુખીયો છું ઘણું તુઝનેં તોલ કહીશું તેન્તાણું
કહુ તે સાંભલ્ય માહારી કથા જે જાંણો તે કહેજે ન્યથા'
મહિ-પતિ તો નવિ બોલેં સુખેં શબ વાંધે લેઇનેં ચાલ્યો સુખેં ૧૭

દુહા

મૃત્યક કહેં: શુંણુ મહિપતિ વારું કહું એક વાત
નર કોઇ શાખી નહી બીજી માઝમ-રાત્ય ૧૮
રણીયાલું એક રાજ્વી ગુણવંતું શુભ ગાંમ
રાજ્ય કરેં રાજા ભલો નૌતમસેંપ નીજ નાંમ ૧૯
પદમાકર સુત પાટવી લાયક સુત લઘુ-વેશ
વછર-સુત વછરાજ્જી ડાહાપણુ દાખેં દેશ ૨૦
રમેં જમેં રાણી રહેં એકઠા નિત્ય એકાંત્ય
એક-એક-આગલ સુખ-દુખની ભાંજે સઘલી ભ્રાંત્ય ૨૧
સુરસ્તદા માત્રાઇની વહેં એકઠા વીર
પ્રીત્ય રાખેં પુરણ પરેં જિમ મછ નેં નીર ૨૨
આપેં રમવા એકલા જલનેં આશ્રય જાય
તમામગીરી તરુણી-તણી માંહો ગેં મન-માંડેં ૨૩
વારુ દિવસ ઇમ વહી ગયા રમત - કરંતો રંગ
એકાકી અધિપત્ય ગયો સાથી નહોતો સંગ ૨૪

રાજ-પુત્ર ઘણુ રીઝમાં　એકાકી એ આપ
પાથરણુ નાંખી પુર-પતિ　બેઠે પુર પ્રતાપ ૨૫
નૌકા એક પરન્નગરનુ　નૌતમ બેઠી નાર
અધિપત્ય-આગલ ઉતરી　વનીતા પેંઠી વાર ૨૬
સનાંન કર્યુ ગલીતા-વીખેં　શન્ન્યા શોલ સણગાર
સુંદર રુપ સલક્ષણી　અતીશેં રુપ અપાર ૨૭
મોહ પમાડ્યા મહિ-પતી　બહુ-વીધ્ય માર્યાં બાણુ
કટાક્ષ કરી ઘણુ કાંમીનિ　જુવતી તે તો જાણુ ૨૮
પાગરણુ પહેર્યાં પદમની　જાવા તતખર થાય
ચેહેંન કરેં તે ચિંતની　દેખી રીઝયો રાય ૨૯
ચાંપું દેખાડે ચિતથી　વલતી કરી જલ-ધાર
તાંદુલની ઢગલી કરી　ઉપર કોફલ ચ્યાર ૩૦
કટકુ કિધું કુકુમ-તણું　વલતી દેખાડી વેંણુ
હાથ મુકયો હેયડા-ઉપરેં　નીચાં ઢાલ્યા નેણુ ૩૧
દંત દેખાડ્યા ડાહાપણેં　હેઠો નાખ્યો તબોલ
નારિ બેંઠી નાવમા　પાડી તાલી ચોલ ૩૨
રાજા તો ઘણું રીઝીયા　દેખી રમાનું રુપ
આતુર તે ચિત-ભ્રમ થયો　ભ્રાત્યમાં પડીયો ભુપ ૩૩
ભુખ તરસ નીદ્રા તજી　તજ્યુ ડાહાપણ દિલ દામ
ભણવું લખવું ભુલી ગયો　કાય ન સુઝેં કામ ૩૪

છપય

નારી-સાથેં નેહ, દેહ પરવશ છેં તેહનો
પર-નારી-શું પ્રીત્ય, જિવને જોખમ જેહનો
પર નારી-શું પ્રીત્ય, પનોની લોહોડી લાગેં
પર-નારી-શુ પ્રીત્ય, કોટી વીઘન તિહા કહિઈ
પરન્નારિની પ્રીતથી, ઘણા દુખના ગરકમાં
સાંમલભટ સાચું કહેં, પર-નારી નાખેં નરકમા ૩૫

પરનારીની પ્રીત્ય, લોકમાં લજ્જા જાઈ
પરનારીની પ્રીત્ય, લછ લુંટી લે રાયે
પરનારીની પ્રીત્ય, બુધિ એકે નવી બુઝે
પરનારીની પ્રીત્ય, સત્યની વાત ન સુઝે
રાંમનાંમ રુદે નહી, પ્રીછે નહી તે પુન્યમાં
પરનારીની પ્રીત્યથી, તે ગધ્ધવત હિંડે શુન્યમાં ૩૬

દુહા

કાંમ-કાજ સુઝે નહી | ગજ-પુત્રને રોશ
ભુયા ગારડી શુ કરે | જોષી શું જુઈ જોસ ૩૭
ઘહેલો થયો ગુંણ-નિધી | 'ગઈ ગઈ' કહે ગુણ-હીણ
કારણ કો જાંણે નહી | થયો દાંમહો દીન ૩૮
મા-બાપને ચિંતા થઈ | પુછી જોયા લોક
ભુયા ગણીયા ને ગારડી | કાંઈ ન મારે હોક ૩૯
વૈદ્ય વ્યાસ ને ડાકલે | પુછી બહુ-વીધ પેર
એટલે મીત્ર રાયનો | ગુંણ-નિધન આવ્યો ઘેર ૪૦
બોલાવ્યો બહુ પેંરથી | 'ગઇ ગઇ' કહે દે મુખ
બીજું કાંઇ બોલે નહી | શરીર-માંહિ નહી સુખ ૪૧
મીત્રે મન વીચ્યારીયુ | 'મેંહ વનિતાનો હોય
બીજુ દુખ એકે નહી | કલી ન શકે કોય' ૪૨
એકાંત્ય તેડયો તેહને | 'ગઇ ગઇ' કહે સુખ જત
'આવી આવી' એહો કહ્યુ | તે વેલાંઇ વ્રત ૪૩
કમલ પ્રાંણ આવી ગયો | સાજું થયુ શરીર
બાહે પશારી બે મલ્યા | ધારણ દિંધી ધીર ૪૪
'હાસ્ય મેલવું તે કાંમિની | પરણાવું તુઝને પેંર
ચરણ નમાવું ચિંતની | ઘણા હેતથી ઘેંર' ૪૫
હરખે મીત્ર હૃદયરાન્વીખે | આપે બેસે એકાંત્ય
કહ્યાં દીઠાણુ જે કાંમીનિ | ભાગી તેહની ભ્રાંત્ય ૪૬

'ચાપા નામ ચિંતની તણું' નદી-પાર જવુ છે નેટ
ચોખાવટી નગરી-વિષે ઠરી રહે છે ઠેઠ ૪૭
ફેફલસા નામ પીતા-તણુ કકુ તેહની માત
વડાઉયો વેણીસા કહ્યો ખરી જેહની ખ્યાત ૪૮
વ્યાપારી ચુદા-તણો વનીતાઇ કલો વીચ્યાર
નયણા મેલ્યા નારીઇ કહ્યુ 'તુ હઇયડાનો હાર' ૪૯
સોલ દિવસ કડે આવજ્યો સજુ સોલ શણગાર
ઇધાણુ સમઝ્યો એટલા તો હું ભામીનિ તુ ભરથાર' ૫૦
રીઝો મન રાજા ઘણુ રીઝયો પુરપ્રધાન
'મેલવે એ તુ માનની તો દીધુ જીવતદાન' ૫૧

વછરાજ વછેરનો દીકરો પદમાકર પાટવી પુત્ર
આવ્યા બે ચતુરાઇથી મેહેલીને ઘર સુત્ર ૫૨
પુછા પુછે પ્રીતથી ગયા ગુંણી-જન નામ
ઉભા રહ્યા જઇ આગળે ઠરી રહ્યા તે ઠામ ૫૩
ખાગળે દિઠા બે જણા ઓલખ્યા આપો-આપ
નારિ નીરખી તે નરે છતવત ખરો એ છાપ ૫૪
કાગલ આણ્યો કરકડો દેખાડયો તે દિશ
એક હાથ ઉચો કર્યો એક અડાડયો શીશ ૫૫
વણિકપુત્ર વછેર છે તે તો સમઝે સર્વ
મહિપતિ તો મુરખ ઘણો ગુણ-હીણો છે ગર્વ ૫૬
'આજ તો છે અનુયાવીયુ આવે અધારી રાત્ય
તાહરે વેહેલા આવજ્યો' વનીતા કહી એ વાત ૫૭
કહ્યુ 'જે કોયક દેખશે તો તો ખોશો શીસ'
ઉચો હાથ કરી કહ્યુ 'રાખે શ્રી જુગદિશ' ૫૮

માલણને ઘેર જઇ મલ્યા ઉતરીયા એકાત્ય
મમસ્યા મમઝયા સ્ત્રી-તણી ભાગી મનની ભ્રાત્ય ૫૯

મોકલી માલણ ચાંપા-કને ચાંપાં લેઇ કહ્યુ ચેત
'પરુંણો પંથી પરદેશનો તેહને તુજ-શું હેત' ૬૦
કહેતાં કોપી કાંમીનિ કર્યો કુકુયાલો હાથ
તમાચા માર્યા ત્રણ તેહને સુંઠી વઢવા સાથ ૬૧
પછીતે કાઢી પ્રેમદા ઉંચી અટારિ એક
દોરડી તાંણી દશ વરાં વનીતા કર્યો વીવેક ૬૨
માલણ આવી મંદિરે વીતક કીધિ વાત
તમાચા માર્યા તે કહ્યા જાંણી તે તો જાત ૬૩
'શંમા એહ રજસ્વલા ચોથે દિવસે ચાહો
બુધ્ય કરી તેડયો બારીઇ ગોખ કરંતા જાયો' ૬૪
મધ્ય-રાત્યે મહી-પત મોકલ્યો તાંણી લીધો ત્રત
ચતુરાઇ તો ચેતે નહી વનીતા-કેરી વૃત ૬૫
કાચ ઢાલ્યો તિહાં કાંમીનિ નર-પત્યે જાંણ્યું નીર
પાછો વલ્યો તે પલકમાં ધારણ ન રહ્યુ ધીર ૬૬
મીત્રે ફરીને મોકલ્યો 'નહી નીર એ કાચ'
વીંટી નખાવી તે ગયો તરુણી કેરા તાછ ૬૭
એહવા ઇધાણ અનેકધા શીખવ્યાં મીત્રે સર્વ
માંનનીને મહિ-પત્ય મલ્યો ઘણું મુંકાવ્યો ગર્વ ૬૮
એકાંત્ય થયે તે ઓલખ્યો 'મોટો મુરખ એહ
શાંણો કોયક શીખવે એ નરને મુઝ-શું નેહ ૬૯
અંગ દેખાડ્યુ એહને લોપી માહરી લાજ
પાંણી પીવું ને ઘર પુછવું તે આવે શે કાજ' ૭૦
સમઝી તે મનમાં સુંદરી ઘણીક પ્રીત તે-સાથે કરી
પરસપરે પુછી વાત 'કિમ આવ્યાં તમ્યો અહાં રાત્ય ૭૧
કિમ એ જાંણ્યથયુ છે તુંને કિમ ઓલખી તેં મનથી મુંને?
તમ્યો ચતુરાઇ આવ્યા કિમ સાચું ન કહો તો મારા સમ ૭૨

એકાંત્ય આપણુ આપો-આપ    જુઠું બોલો બ્રમહત્યા-પાપ'
પેલો મુરખ ભોલો ભુપ    રીઝયો દેખી રાંમાનું રુપ ૭૩
કર જોડી તે ઉભો રહ્યો    કથન કાંમીનિ-આગલ કહ્યો
'હુ તો છું રાજાનો તન    તુજ ઉપર મોહ્યું મુઝ મન ૭૪
દેખી ગ્રહ થયો તાહરો    કુંભ ટલકી ગયો ગાહરો
પછેં પ્રધાન આવ્યો માહરો    તેણું કોલ કર્યો તાહરો ૭૫
તેણું માજા કિધા અમ્યો    એધાંણે ઓલખાવ્યાં તમો
સાંમ દ્દાંમ ને ભેદે કરી    તમ-સુધી આવ્યા ચીત ધરી ૭૬
અકલ વડી નહી મુઝમાં આપ    પ્રધાંન-તણો સરવેં પરતાપ'
પુછી લીધો તેહનો પાર    ખરો ખેદ રાખ્યો મન ખાર ૭૭
ધારણુ એવી મનમાં ધરું    'એ પરધાંનના પ્રાંણુ જ હરું'
નારિ-આગલ વાત જ થઇ    ગીત્ર-આગલ માંડીનેં કહી ૭૮
સમઝયો મિત્ર ચતુર તે ચેત    'એહુનેં શાંનું મુઝ ઉપર હેત
સ્ત્રીની બુધ્ય હેતેં હારશેં    માંનની એ મુઝનેં મારશેં' ૭૯
નારી પણ સમઝી ગઇ નેટ    પડ્યો ધ્રાશકો પોઢા પેટ
તે પ્રેમદાઇ કીધિ પેંર    જમણુ-લાડુ-માંહે ઘાલ્યુ ઝેંર ૮૦
હેતે આપ્યા ધણીના હાથમાં    સુપ્યા સહુ દેખતેં સાથમાં
'તમારા મીત્રનેં આપજ્યો તંમ્યો    ઘણેં હેતેં મોકલીઇ અમ્યો' ૮૧
મલપતોં ઘેંર આવ્યો મીત્ર    પ્રધાન-પુત્ર જિહાં પરમ પવિત્ર
લાડુ ઝેંરના હતા જેહ    પ્રધાન-આગલ આણ્યાં તેહ ૮૨

દુહા

'તાહરી ભોજાઇઇ મોકલ્યા    દીવ્ય લાડુયા દિધ
પ્રીત ઉપની પ્રધાંન-પર    કરુણા ઝાઝી કિધ ૮૩
મોદિક તમનેં મોકલ્યા    ખાંત્ય ધરી એ ખાયો
રમો જમો તમ્યો રંગમા    જુવતી-પાશે જાયો' ૮૪
શાંણો તે મન સમઝીયો    પ્રીછયો પ્રેમદાની પેંર
'જોખમ એ જુવતી-થકી    ઝાઝું છેં એહમાં ઝેંર' ૮૫

કેહને વાત કરી નહી   તે ચેલાં જોયું મત
મોહિક નાંખ્યો માંજરને   તે તો પામ્યો મૃત ૮૬
પ્રધાંને વીચ્યારું પંડમાં   કર્યું કપટ નેં કાજ
છેતરું એહનેં છલ કરી   લોપું એહની લાજ ૮૭
વાત તો વીસારે પડી   દીવસ ગયા દશ-વીશ
પરપંચ એક તેણું રચ્યો   રુદેં ધરીનેં રીસ ૮૮

છપય

નમેં આપણુનેં જેહ, તેહનેં સાત વાર પણ નમીઇ
દમેં આપણુનેં જેહ, તેહનેં દશ દશ વારેક દમીઇ
પાએ એક વાર નીર, તેહનેં સાત વાર ભોજન દિજેં
કરે આપણુનેં ઘાયો, તેહનો જીવ ચાલેં તો લીજેં
ઘાશેં કો દશ દાંમ, જર આપીઇ ઓઝો તહી
ગુંણુ-અવગુંણુ જાણું નહી, તેહનો પીત્રી પંડ લેશેં નહી ૮૯

ચોપઈ

એમ વીચાર્યું તેણું ચિત્ર   કપટ કરવા માંડયુ તે મીત્ર
મીઠાશ તો રાખી મુખ-તણી   કાયામાં રાખી કાલક ઘણી ૯૦

છપય

રાજા જીતાઇ સેન્ય, સગાં જીતાઇ જમાડેં
જાગ્યેં જીતાઇ ચોર, અરભક જીતાઇ રમાડેં
વીપ્ર જીતાઇ દાંન, જુવતી જીતાઇ જરથી
લોભી જીતાઇ લાંચ, દોખી જીતાઇ ડરથી
નીરમલ જીતાઇ નમ્યા-થકી, મોહોકમ જીતાઇ મારથી
શાંમલભટ સાચું કહેં, જારી જીતાઇ જારથી ૯૧

ચોપઈ

એક દિવસ બેઠા દેં મીત્ર   મનમાં વીચ્યારેં વાત વિચીત્ર
એક કપટી ને સાધુ એક   છલ ભેદ માંડયુ તેણું છેક ૯૨

મીત્રને તો શિખામણ દિધ    તેહ વાતનો કોલ જ લીધ
'આજ તમારી નારિ-પે જજો    સુર-પૂર મન્દ મુછાળા થજ્યો ૯૩
ખાજ્યો પીજ્યો રમજ્યો રત્ય    કામ કરી આવજ્યો પરભાત્ય
નારિ નીદ્રાવશ થાયે જ્યારે    કરું તે કામ કરજ્યો ત્યારે ૯૪
લેજ્યો કાન તણી તો ઝાળ્ય    જેહમા છે અમુલક માલ
નેપુર લેજ્યો પાય તણુ    રતન-જડીત મુકે છે ઘણુ ૯૫
પછે ત્રીશુલ લોઢાનુ જેહ    જ ઘા જમણી ઉપર દેહ
તે ત્રીશુલ પાછુ લાવજ્યો    આક જંઘા ઉપર થાપજ્યો ૯૬
ઝાળ્ય નેપુર લાવજ્યો વ્રત    ન પડે જિમ નારીને નરત'
ભુપત્ય તે તો ભોળા ભુપ    પ્રધાન તે કપટીનુ રુપ ૯૭
પડિ રાત્ય ચઢયો માત્રીઇ    ઝાખીને જોયુ જાત્રીઇ
માનનીઇ દીધા બહુ માન    ખાન પાન ભોજન ને પાન ૯૮
શુખ સજ્યા સુખ સાગર-માહે    રમ્યા જમ્યા તે મોહોલા-માહે
નીદ્રાવશ તે નારિ થઇ    રાત્ય-મધ્ય તે વેલા ગઈ ૯૯
નારીને નીદ્રાની લેર    લીધુ ઝાળ્ય જુવતીનુ ઝેર
માર્યુ ત્રીશુલ જ ઘા પાર    તનુચ કરી રુધીરની ધાર ૧૦૦
ત્રીશુલ લેઇ તે વેલા વળ્યો    મીત્ર પોતાનાને જઇ મળ્યો
જાગી જુવતી વીતિ રાત્ય    'વાગ્યુ ત્રીશુલ એ શો ઉતપાત' ૧૦૧
ગયો કથ, આભુખણ અગ    વીપત્તિ દિઠો છે તિહા રગ
અતરનુ દુખ કિહા કહે વાય    કુપની છાયા કુપે સમાય ૧૦૨
રાય પ્રધાન બે જોગી થયા    મશાણ માહે શુણવતા ગયા
કપટે ભર્યુ છે તેહનુ મન    ચોર્યો એક ગજાનો તન ૧૦૩
તેહને ચુકામા મુકીયો    પ્રાણ ઘાતથી નવિ ચુકીયો
લીધુ ઘરાણુ તેહનુ ઘણુ    સત મહસ્રધા લાખા-તણુ ૧૦૪

દુહા

દુખ પામ્યો તે દેશપત્ય    ખોલાવે છે પુત્ર
એક જ એક તેહને તન હતો    ભાણુ છે ઘર સુત્ર    ૧૦૫

દેશ-માંહે ડુંડી ફરે જે લાવે રાયનો તન
અરધ-રાજ્ય રાજા દિઇ કહે તે મનાવે મન ૧૦૬
એહવે પેલે વજીર-સુતે મીત્ર મોકલ્યો ત્યાંહ
'તું જા ઘરાંણું વેચવા ટંકશાલ પડે છે જ્યાંહ' ૧૦૭
અત્યંત વેશ અવધુતનો તેહુ ગયો ટંકશાલ
દેખાડું ઘરાંણું વણીકને લાખ કરોડાં માલ ૧૦૮
વીચ્યાર કર્યો વાંણિયે 'અમુલ અતીશે ધન
આભુખણ એ પેહેરતો પુરપતિ-કેરો તંન ૧૦૯
માલ આપણને નહી પચે અપરંપાર અપાર
રાજા દેશે શુલીઇ લુટી લે ઘર-બાર' ૧૧૦
જાંણ કર્યું તિહાં જુગતથી પગલુ કાઢયું પ્રીત્ય
'ચોર એહનો પેદા થયો' રાજાઇ જાંણિ રીત્ય ૧૧૧
બાંધી લીધો બાપડો મારવા માંડયો માર
'એનો પેહેરનારો કિહાં ગયો નિશ્ચે કહો નિરધાર' ૧૧૨
તાહરે તે બાલીકો બોલીયો 'વાત કહુ એ વીધ્ય
મોકલ્યો મુઝને વેચવા સાચો મસાંણે સિધ' ૧૧૩
રાય પ્રધાંન સેવક સહુ પરવરીયા પુર બહાર
બેઠો સિધ મસાંણમાં ભણ્યાં અંબરનો ભાર ૧૧૪
નર-પતી જઇ પાએ નમ્યો નયણે ભરીયાં નીર
'એ ઘરાંણુ માહરા પુત્રનુ ધારણ ન રહેની ધીર' ૧૧૫
સીધ કહે 'રહો સાંમના' મીસ ફેરવ્યો હાથ
'માહાદેવ મહીમા રાખશે સાચું કહું તુઝ સાથ ૧૧૬
મધ્ય-ગત્યે એક માંનની અંતરીક્ષ આવી આંહ
ચિતામાં સેકયો ચતુર નર તે તન તાહરો ત્યાંહ ૧૧૭
ભક્ષ કર્યો તે ભામીનિ અરધુ ખાધુ અંગ
એટલે મેં દીઠી તેહને શીશ હતો મુઝ સંગ ૧૧૮

ત્રીશુલ દેઈ તે ઉપરેં  દિધી મેં તો દોટ
નારી અંતરીક્ષ ઉડી ગઇ  ચીતથી કરી મેં ચોટ ૧૧૯
પડી ઝાંઝ ને નેપુર  પડયો મુગતાફલ હાર
ચીસ પાડી ગઇ ચીંતની  મે તો દીધો માર ૧૨૦
ત્રીશુલ વાગું તેહની જાઘમા  ચાલી જે રુધીરની ધાર
લેં આભુખણ ઓલખી  કુણ પુરુષની નાર ૧૨૧
ડાકિણ છે તુઝ દેશમા  ખાયે માનવી વ્રત
બોલ્વી કાઢો તેહને  મેલ પમાડો મૃત ૧૨૨
પછે આવ્ય માહરી કને  જો માનશે માહાદેવનુ મન
સંજીવન કરશે સહજમા  તાહરેં પુન્યે તાહરો તન' ૧૨૩

## ચોપઇ

તે રાજા પછે હરખ્યો ઘણુ  ખોલ કરાવ્યુ ડાકિણ-તણું
શોની તેડાવી દેખાડ્યા ઘાટ  'કેહના ઘડીયા છે શુભ સાટ' ૧૨૪
તરત ઓલખ્યુ તેણે તેહ  વેણીસા ફેફલસાને ગેહ
કુકુ-કેરા એ તો એન  ઘડાવ્યા હતી જે બહેન ૧૨૫
ગયા રાય-કેરા તિહા લોક  જેહને મન છેં સુતનો શોક
આલી તે નારિની બાંહે  'એ એક ઝાંઝનુ જોડુ છે કયાહ ૧૨૬
કાઢી ડાબડેથી આપ્યુ એક  બીજુ સિધ પાસેથી છેક
સાચા માને સર્વ ઇધાણ  જોવરાવ્યુ પગનુ એંધાણ ૧૨૭
ત્રીશુલ વાગું વાગવાર  રુધીર તણી દિઠી છે ધાર
'ડાકિણ સીકોતરી એ બ્ય તરી  નીત્યે માણસ ખાઇ છે તરી' ૧૨૮
તેહના માત તાત કે ભ્રાત  તેમણે કાને ન ધરી વાત
સગા સહોદર જોઇ રહ્યા  નારિને લેઇને તે ગયા ૧૨૯

## દુહા

સમાચાર સિધને કહ્યો  ડાકિણને આવી બાહેં
'કહો તો શુલી દીજીઇ  કહો તો આણું આહેં' ૧૩૦

સીધ કહેં 'શુલી નવી દિજીઇ    હાટો અરધું અંગ
અન પાંણી કે માંનવી    કોય ન રહેંસ્યો શંગ' ૧૩૧
બોલી ન સકી તે બાલીકા    વારી ન શકે કોય
ઝડો જે ઉપર રાંમજી    જે હનાર હોય તે હોય ૧૩૨
હાટિ સહુ-કો દેંખતાં    રેઇઇા સુધી હેત
ઉપર પંચ ઇંટાલીયાં    સજન સહુ સમેત ૧૩૩
'ફ્ટ ફ્ટ' કરેં સહુ    'આંણ્યો એહનો કાલ
લાડકવાયેો લાખીણો    ખાધો રાયનો બાલ' ૧૩૪
સિધ કહે રે 'તું રાય શુંણુ    તું પરવરજે પરભાત'
જાયો તાહરો જીવશેં    રહેં ઘેર તાહરેં રાત્ય ૧૩૫
ખાધું અરધુ અંગ એણીઇ    અરધુ મુકાવ્યુ આજ
તે સાજું શીવજી કરેં    રાખેં સહુની લાજ' ૧૩૬
 વોલાવ્યા બાધા વિશ્વનેં    જાંણુ સુજાંણુ અજાંણુ
ગુરુ ચેલો ગાજી ગ્યા    મોટું જિહાં મમાંણુ ૧૩૭
ગજ્ન કહેં 'શમા માહરી    મરી જશેં વણ્-વાંક
શા માટેં તમ્યો એમ કર્યું    અણઘટતું આડું આંક' ૧૩૮
સીધ કહે 'કાં કલકલેં    એ શામાનેં લેઇશુ સાથ
નહીતર નૌતમ નાર એ    કિમેં ન આવત હાથ' ૧૩૯
બુધ્ય વીચ્યારિ બેં ગયા    બાલીકા-કેરેં પાસ
'તેડી જાઇશુ તન્ણી તુનેં    રાખે મન વિસવાસ ૧૪૦
તેં મોકલ્યા લાડુ ઝેંરના    એવટો પડ્યો તુઝ વાંક
એટલુ વીતું તે તુનેં    એ તો આડે આંક' ૧૪૧
નાગિ કહેં 'હત્યા નિચ તું    એ શીખામણ નવિ હોય
ઘાતી પ્રાણી કેં ગમાંતરું    એહવું કાંમ કરેં નહી કોય ૧૪૨
હવેં સાથેં આવું તાહરી    ધીક વપુ એ વૃત'
જીભ ખંડી જગનેં કરી    તે માંનની પામી મૃત ૧૪૩

હાથ ઘસી તે બે રહ્યા    એકે કાંમ ન હોય
સુયો નથી એ જીવતો    કરનારો નહી કોય    ૧૪૪
ગુફા-માંહિ ઘાલ્યો હતો    તે ગજા-કેરો પુત્ર
મુકયો તે જઇ માલીઇ    જિહાં તેહનુ ઘર-સુત્ર    ૧૪૫
નાહા બે તિહાંથી નિચ-જન    પગ્ઠી પાપેં પેંર
રડવડતો આવ્યો અધિક દિન    શુંણુ-હીણો કરી ઘેંર    ૧૪૬

શબ કહે . ‘સત્યવાદિયા    અધિપતિ વીક્રમ આપ
વનીતા મુઇ વણ વાંકથી    એ કોહોનેં બેંહું પાપ    ૧૪૭
પાપ એહના મા-બાપનેં    કે પાપ ગાંમનો રાય
કે પાપ એ બે મીત્રનેં    કે સ્રીનેં આપ-હત્યાય    ૧૪૮
જો જાંણો નેં કહો નહી    તો તુઝનેં હત્યા ચાર
સ્ત્રી-હત્યા કોને ચઢી    જે વણુ-વાંકે મુઇ નાર’    ૧૪૯
‘મા-બાપ તો સુકી ગયાં    કાને મુકયો હાથ
ઘરાણુ લાવ્યો ઘર-ધણી    સુઢ્યાં સહુ-કો સાથ’    ૧૫૦
વાચા કરી વિક્રમ વદેં    ‘શબ સાભલ્ય સમરથ
એહમાં કોહોનેં હત્યા નહી    વાંણી બોલે તે મથ    ૧૫૧
એહ પુરનો જે પુરપતિ    જેહનો લીધો’તો તન
ગરજે તે સમઝયો નહી    મીઠું કીધુ મન    ૧૫૨
મા-બાપ બચ્યારા શુ કરે    જો અધીપત્ય કોપ્યો આપ
ના-અન્યા જોયો નહી    તો એહનેં માથેં પાપ    ૧૫૩
જીભ કરડી જુવતી મુઈ    ઘણા દુખ-માંહે ગરક
સો કલ્પ સુધી સામટા    રાય ભોગવશે નરક    ૧૫૪
ન્યા ચુકેં નહી નરપતી    સાચું જુઠું નવી જોય
પાપ પુન્ય તે ભોગવે    બીજો તો નહી કોય’    ૧૫૫
શબ કહે : ‘રે શાબાશ તું    પર-દુખ-ભંજણ વીર’
ઉડી ગયુ આકાશમા    બેઠું જઇ તરવર-તીર    ૧૫૬

પ્રથવી-પત્ય પાછો વલ્યો　　આવ્યો ખખેરી હાથ
વાયદો કરી વીક્રમ વલ્યો　　પેલા સિધને સાથ　　૧૫૭
'ધારણ ધીરજ રાખેજ્યો　　શુધ્ય રાખજ્યો શરીર'
તુને રાગ આણિ આપશુ　　તાહરે લેશું નિર'　　૧૫૮
　રખીદાસ પ્રતાપથી　　એહ થયો છે ગ્રંથ
શામલભટે વરણવ્યો　　પુન્ય-પ્રમાણ્ય-પંથ　　૧૫૯
બીજે દીવસે બાધુર થઈ　　જશવંતો લેવા જાય
કુણ જાણે વલી શી કથા　　વદશે તે વાચાય　　૧૬૦
ગાયે સીખે ને સાભલે　　મનની પોહોચે આશ
અગીયાર કથા પુરણ હુવી　　કહે કવી શામલદાસ　　૧૬૧

*

## કથા બારમી

### દુહા

પ્રથમ શારદા પ્રણમુ    પુજુ ગણપત્ય પાય
જેહ પ્રતાપે પુન્ય વધે    ગ્રંથ ચાલતો થાય ૧
અનપુરણા જે ઈશ્વરી    જીવ-દાતા સમરથ
પરમેશ્વર પુજન નહી    વપુ ધર્યો તે વ્યથ ૨
બુધ્ય-નિધાન દિન બારમે    આવ્યો ચતુર સુજાણ
બલ બાકલ બહુ વિધ્યના    પુર દેતો પરમાણ ૩
શબ દાડીને નીકળ્યો    પુર-પત્ય પોતે પુઠ
બોલ્યુ શબ તે બલ કરી    એક વાત લેઇ ઉઠ ૪
સાભલ્ય સત્ય-વાદિ સલક્ષણા    સુર-પત્ય ચતુર સુજાણ
હુકારો દેઇશ મા    કથા સુણો માહરી કર્ણ ૫

મોહનપુર નામે નગર    મદનસેન રાજન
હીરણ્દંતસા સેઠ છે    ત્રીલોચન તેહનો તન ૬
મદનસેનની દિકરી    માનસરુપા નામ
સલક્ષણ-રુપી સાધવી    કરે પુન્ય નીત્ય કામ ૭
ભાગ્યશાલી તે ભામીની    જોવનમા ભરપુર
અવીવા એકે નહી    સત્ય વાતમા સુર ૮
એક વાર વસતમા    વાડિ રમવા જાય
ફુલ વીણિ શીવ-ઉપરે    પ્રીતે કરે પુજાય ૯
પુત્ર તે નગર-સેઠનો    ત્રીલોચન જે તન
તેણે દિઠી તારુણી    મોહ પામ્યો તે મન ૧૦
એકાંત્ય થઇ તે કામીનિ    શીવ-દેહરામા સાથ
વીવલ થયો તે વાણીયો    હૈયડુ ન રહ્યુ હાથ ૧૧
કર ઝાલ્યો કામીનિ-તણો    ભીડી અંગે અંગ
આલંઘન ઓપાવીયુ    રીઝે કીધો સંગ ૧૨

'હાં હાં' કહી હશી ગઇ 'કુણ છે' રે તું કુડ
વ્રત ભંગ માહરું કર્યું માહું કીધું મુઠ ૧૩
તરત કહું જઇ તૈતને માચ ખેદાવું શીશ
અદપ ન રાખી અંબની દેખે છે ઉમયા-ઇશ' ૧૪
કર જોડી તે કરગર્યો 'ઘુનો કરો તુમ્યો માપ
હું ત્રીલોચન ચાકર તાહરો માહરો હીરણ્યદંતસા બાપ ૧૫
તેજ દિઠું મેં તાહરું પરવશ પડિયો પ્રાંણ
ગમે તો મુકય કે મારજે તું છે ચતુર સુજાંણ' ૧૬
નારી તો નીચું જોઇ રહી એકે ન મુજે પેર
અસવાર થઇ આપે ગઇ પ્રેમદા પોતાને ઘેર ૧૭
માનની બેઠી માલીઇ એકલી આપે આપ
ડશી અગુઠે દેખતાં શત્રુ થઈને સાપ ૧૮
લહેર લાગી તે લક્ષ વમા થયુ રાયને જાંણુ
'ગારુડી છે કોઈ ગાંમમાં' એમ ફેરવી આંણુ ૧૯
રજપુત એક ગજસિંઘનો પ્રથીરાજ પ્રતાપીક પુત્ર
વીષ વાલ્યું તેણે જઇ સાજી કીધી સુત્ર ૨૦
એકાંત્ય ઉજળી નાંખતે દીઠું રાંમાનુ રુપ
મોહબાંણુ વાગી ગયુ ડોલવાયો તે ભુપ ૨૧
બીડી રુદયા-શું ભામીનિ આટ્યંઘન અતિ સાર
તે શામા સમઝી સકલ રાખ્યો તેહનો ભાર ૨૨
'અઘટતું કિધુ અરભકા વીવલ કર્યું મુજ મન
જીવત-દાંન તે આપીયુ નહીનર શુલી દેની વ્રત' ૨૩
પાય લાગ્યો તે પ્રીતથી આવ્યો પોતે બાહાર
વખાંણુ થયાં બાધા વીશ્વમાં એણે જીવાડી નાર ૨૪
એક દિવસ એક વિપ્રનો તેટ તરુણી તન
માંનની પુજન મોકલ્યા માહાદેવ પુજવા મન ૨૫

'શીવ-પુજન કરી આવજયો    સિધુ લેવા સરવ
એ ઉપર દક્ષણા આપશું    હેમ મોહર, જે દ્રવ્ય'    ૨૬
દેવ ગયો તે દેહરે    પુજ્યા દેવ મમસ્ત
સેવા સમરપી શીવ-શીરે    વીધ્ય-વીધ્યની જે વસ્ત    ૨૭
પુજા-પાઠ કર્યા પ્રીતથી    મહીમન-માલા મંત્ર
પંચામૃત-પુજન ક્યાં    તેર વીધીના તંત્ર    ૨૮
અધીક કપુરેં આરતી    કરી મનસા ગીધ
ગયો રુખી તે રાજમાં    રાંમા દિઠી રીધ    ૨૯
પટકુલ પંચરંગ પેહેરણે    કેશર કુંકુમ ભાલ
શોલ સન્ત્યાં અંગ શોભીતાં    ઝલકતા શ્રવણે ઝાલ્ય    ૩૦
પંડિત-સુત બેસાર્યો પાટલે    સમીપેં શામા પાસ
એકાકિ તે કામીની    નહી કો દાસિ દાસ    ૩૧
વીપ્ર તે જોવન વેશમાં    જોવન મતનો જોર
દીઠિ તેણે દેવાગના    ટેક ઘણેરા તોર    ૩૨
કર ઝાલ્યો કાંમીની-તણો    સનેહ ઘણેથી સાથ
આલીંઘન ઓપાવીયુ    હેડું ન રહ્યું હાથ    ૩૩
રામા રીસ કરિ કહે    કરી વીપ્ર પર કોપ
'હત્યા જો કહુ માહરા તાતને    લજ્જ કરશે લોપ'    ૩૪
કર જોડી તે કરગર્યો    'ક્ષમા કરો મુઝ વાંક
કાંમ-બાણ વાગું મુને    હું છું તાહરો રાંક'    ૩૫
દાંન દક્ષણા તેહને આપીયુ    કાહાડી મુકયો બહાર
વીચ્યાર કર્યો વપુ-વિષે    જે સતી શીરોમણી નાર    ૩૬
'ત્રણ પુરુષ તેવ-તેવડા    માન્યુ મુઝ પર મન
મત ભંગ માહરુ કર્યું    દિધું આલ ધન    ૩૭
કેહને વરું કેહને પરહરું    કેહને પુછુ વાત
કાલ્ય વીવા માહારો કરે    ચોથા વરને તાત'    ૩૮

એકેં વાત ન ઉકલેં    દશ-બારેંક વીતા દીન  
નંદસેનના કુયર-સ્યુ    માંન્યુ મહીપત્યનું મન    ૩૯  
વિશ્નુદત્ત-સાથેં વીવા કર્યો    જુગત્યે આવી જાંન  
ખાન-પાંન સનમાંનથી    દેશેં કન્યા-દાંન    ૪૦  
દુંદુભી વાજે ગડગડેં    ઢોલ ધ્રુમકારા થાય  
નગર બાધુ ભોજન કરેં    રીઝેં ગંણી રાય    ૪૧  
તેહ નગરીનિ રીત્ય છેં    લગન પેહેલી જે રાત્ય  
વર-કન્યા પુજેં અંબિકા    પરણેં બીજેં પરભાત્ય    ૪૨  
ચંદન કેશર અરઘજા    કુંકુમ અક્ષત લીધ  
કોડે પુજેં કાંલીકા    સાચી શક્તિ સિધ    ૪૩  
વરેં કહ્યૂં 'વીશ્વેશ્વરી    માહરી અરજ તું માન  
સમ ખાઇ સમરપુ હારડો    કરતુત સુણો તુમે કાંન    ૪૪  
મેં કો સ્ત્રી નીરખી નથી    નથી ઝાલ્યો હાથ  
નથી આલંઘન કર્યું    નથી વાત કરી કો સાથ    ૪૫  
જો એ સમ હોયે સાચલા    તો મંઘરજે મુઝ હાર  
નહી તો કાઢી નાખજ્યો કોટથી    ક્ષણું ન લગાડીસ વાર'    ૪૬  
કાલીકાઇ કલોલ-શું    હશીનેં લીધો હાર  
પાગ્ય લાગ્યો વર-ગયજી    'ધન્ય નોધારાં આધાર'    ૪૭  
પછેં કામીનિનેં કહ્યુ    'કરો પુજા તમ્યો આજ  
મેં કર્યું તિમ તમે કરો    લેશ મ ધરશો લાજ'    ૪૮  
જુવતી મન ઝાખી થઇ    સુઝ પડી નહી પેંર  
અંગુઠી-માહે હતું    કાલ-જેહવું માહા ઝેંર    ૪૯  
ભક્ષ કર્યું તે ભામીનિ    થઇ શિંઘડું વ્રત  
કાલીકાના ગોખમાં    માનની પામી મૃત    ૫૦  
વર આવ્યો'તો પરણવા    થયું એ માઠું કામ  
'ધુનેગાર હુ તો થયો    થાઇ માહરુ નામ    ૫૧

સવારેં દેશેં શુલીઇં     એ કન્યાનો તાત
લુટશે જાંન એ માહરી     વીપરિત થાશેં વાત' ૫૨
એમ વીચ્ચારી આપથી     કર કટારિ લીધ
પંડ પાડયો તે પલકમાં     કાંમ કારિમું કીધ ૫૩
પુજારો પરભાત્યમાં     દેહરેં જાઇ જિમ
દીઠાં મૃત્યક બેં પડયાં     તાળાં તે ચેલાયેં તિમ ૫૪
એક રજપુત એક વાંણિયો     એક વીપ્રનો તન
એ ત્રણે દેહરામાં હતા     માંનની જોવાને મન ૫૫
કો કોહોને નથી જાંણુતા     કેહુનો નથી મીછતા પાર
જુવતી દેહુરેં ગયા     જાંણિને કર્યો વિચ્ચાર ૫૬
'કાલ્ય તો જાશે સાસરેં     તો કિહાં દેખીશું સુખ
એક વાર અવીલોકીયેં     તો તો ભાગે ભુખ' ૫૭
ત્રણેં દેહુરામાં હુતા     જાલીઇથી જોયંત
દીઠી ઇંદ્રની અપછરા     પુગ્ણ મન મોહંત ૫૮
પછેં પ્રાંણુ તજયો તે તારુણી     ભુંઇ પડ્યો ભરથાર
ત્રણેં પેલા કલકલ્યા     અંતર-માંહે અપાર ૫૯
નાસી તે તો નવિ શકયા     રહ્યા તે દેહરા-માહે
એટલે પુજારો પ્રભાત્યમા     ગયો રાજ-સભા છેં જયાહે ૬૦

ચોપઈ

ખબર કરી ખખેરી હાથ     સમઝયો રાજ સભાનેં સાથ
હલહલ કરી ઉઠે તે ત્યાહે     ગયો માહાદેવીના દેહરા-માંહે ૬૧
લક્ષધા કોડે આવ્યા લોક     સમુદ્ર-જેહવો સહુને શોક
જુવતીનેં વલી પડચો જામાત્ર     પોતાની પુત્રી નેં પુજ્ય પાત્ર ૬૨
કુણે માર્યો કુણે નડ્યા     અકસ્માત એ બેં કિમ પડ્યા
પગલા કઢાવ્યા જોયા અરણ્ય     દેહરામા દિઠા જણુ ત્રણુ ૬૩
અવલા બંધ બાધી આણિયા     પુત્રના મારણુ જાણિયા
'કહો શા માટેં માર્યો મુઝ પુત્ર     ભાગી કિમ નાખ્યું ઘર-સુત્ર

શું તમને એ સાથે વેર    કર્યો એવડો કોપ જ કહેર' ૬૪

દુહા

તારે તે બોલ્યો વાંણીયો    'સાંભલ્ય રાજા કન્યુ
મેં માર્યા એ બે જણાં    મુને પમાડો મન્યુ ૬૫
એ બેંને મુની દો બાપડા    નથી એહનો કાંઇ વાંક
માંનો વાંક ખ્યુનિ અમ્યો    એ તો આડે આંક' ૬૬
રાજસુત કહે 'રાજા સુણો    એ વણીક બોલ્યો છે અધમ'
એ તાહરા બે મેં હણ્યાં    કીધું છે કુડું કર્મ ૬૭
માર્ય મુને હે સુધીઇ    હે એહાવ્ય મુજ શીશ
મુંકી દે એ બે બાપડા    નહી તો કોપશે ઇશ' ૬૮
વિપ્ર કહે 'સુણ વસુધા-પતિ    તમ્યો લઇ સાંભલો દો લોક
હું ગુનેગાર મે મારીયાં    એ બોલે તે ફોક ૬૯
મેં માર્યા તાહરાં બાલીકાં    એ નર નેં એ નાગ
જીવ-આશા સાચું કહું    તું તો મુજને માર ૭૦
માર મુને તું મહી-પતિ    તુજને નહી બેસેં પાપ
જેહ કરે તે ભોગવે    અમ્યો અધરમી આપ' ૭૧
અચરજ પાંમ્યા અધિક જન    'એ શું બોલેં ત્રણે બોલ
વણ-સમઝે નવી મારીઇ    કરીઇ એહનુ તોલ' ૭૨
મોહા-સત્યવાદિ તે મહિપતિ    'મરે કિમ એ વણ-વાંક
એહમાં મારનારો એકે નહી    એ તો આડે આંક' ૭૩
પછે પંચે ન્યાય પ્રમાંણીયો    'નાખો દેહગ માહેં
કુડાને ખાશે કાલીકા    તન નહી મુકે ત્યાંહ ૭૪
માતા જુઠાને મારજે    સાચાને મુકજે સત્ય
તું તાહરું બલ પરખજે    પાણી રાખજે પત્ય' ૭૫
તાહરે તે ત્રણે બોલીયા    'ભલી કિધી એ રીત્ય
અમ્યો કહીઇ તિમ તમ્યો કરો    પરખો અમ-શુ પ્રીત ૭૬

એ બેં બાલક દિં મુયા દેખો દો ગહુ માથ
મુંપો દેવીને દેહરે જો હૈયડુ હોઇ હાથ ૭૭
કાલીકાને કહો એટલુ જેહ મોહોય એ વાક(?)
તો એહને જીવાડજે તાહરા સહુ રહીયત રાક' ૭૮
સુંપ્યા જીવ એ શક્તિને પાપી જીવ જે પાચ
'ભુડાને તું ભક્ષ કરે બાકી ના'વે આચ ૭૯
કાલીકા કુડું નહી કરે નહી લે કોની લાચ
અપારશ કોહોની નહી કરે મત્ય દેડે જે સાચ' ૮૦
વાત માની તે વસુધા-પતિ 'એ રહે આજની રાત્ય
પછે જે કરવું ઘટે તે કરશું પરભાત' ૮૧
બે મૃત્યક ત્રણ જીવતા પાચે સુપ્યા પચ
તાલુ કુચી તરતીબથી સાગી પેરે સચ ૮૨
ઓકી મુકી ત્યારે દશા પુર બાધી તે પેર
રાજા રાજદ્વારે ગયો પુરણુ પરજા ગઇ ઘેર ૮૩

ચોપઈ

દિપક જ્યોતિ કરી છે જિહા ઝાકઝમાલ છે દેહરા-માહ
બહુ-રુપી બહુ-ગુણુ બાલિકા કલ્યાણુ-રુપ પ્રગટી કાલીકા ૮૪
અષ્ટાદશ હાથ માહે છે ત્રીશુલ માહા દૈત્યના ખેદે મુલ
કોટિ અરૂણુ ઉદયા હોય જિમ ત્રીપુરસુંદરી પ્રગટી તિમ
સત્યની સાખી સત્યનુ રુપ આદ્ય નીરંજન અકલ અનુપ ૮૫

દુહા

પરમેશ્વર પ્રગટ થયા બોલ્યા બુધ્ય નિધાન
'ત્રણુ જણા તસ્કર તમ્યો સમરથ થાયો સાવધાન ૮૬
ભોગ લેયુ ને ભક્ષ કરુ સત્ય સોવરાવુ સષ્ટ
સભારો શીવ-સાધન કરો અંતસકરણથી ઇષ્ટ' ૮૭

ચાપઈ

કહે વાણીયો 'સાભલ માત    વીનકની એક કહુ છુ વાત
ગુણ નિધી ગુરુયો ગૌતમ-રુખી    ઇદ્રનો ગોર મુની માહે મુખી ૮૮
અહલ્યા નારિ તેહની સતિ    પવીત્ર સ્ત્રી ને પવીત્ર જ પતી
સતી મધ્યે સિરોમણુ સાર    અવની મ્હી છે એહુને આધાર ૮૯
મુખ જાણે શરદનો ચદ્ર    એહવી દેવી દિઠી ઇદ્ર
થયો વીવલ ને મન મોહિયું    શત જન્મનું સુક્રીત ખોહીયું ૯૦
ગૌતમ ગયા કરવાને નીત્ય    તાહરે ઇદ્રે વિચ્યારુ ચિત
કપટ કરી ઉઘડાવ્યા બાર    ભામીનિઇ નવી ઓલખ્યો ભરથાર૯૧
ગૌતમને મન વાધ્યુ જ્ઞાન    પડ્યા વસ્ત્ર ભુમી અનુમાન
પાછા ગૌતમ આવ્યા ઘેર    પ્રીછો ઇદ્ર તે સઘલી પેર ૯૨
માજાર થઈ પેઠો ખાલમા    ગૌતમ કોપે ચઢ્યો કાલમા
ઓલખ્યો ઇદ્ર ને દિધો શ્રાપ    સહસ્ત્ર ભગ પામ્યો તે આપ ૯૩
શ્રાપ નીવારણુ તેહના કર્યા    સહસ્ર ભગના સહસ્ર લોચન થયા
અહલ્યા શલ્યા શ્રાપે થઇ    તે રામચદ્રને શરણે ગઇ ૯૪
તાહરી માયા તાહરુ રુપ    ભોલવાણા કે ભારે ભુપ
માહા માયા મોટી આડે આક    તો મુઝ ગરીબતણો શો વાક ૯૫
તાહરી માયામા હુ તો પડ્યો    તે દારે વાહિઇ જઇ ચઢો
અજીત કામ વશો મઝ દેહ    નારી સાથે પ્રગટ્યો નેહ ૯૬
હેતે આ યો એહનો હાથ    સ્પર્શ કર્યો શામાને સાથ
માટે એહને મરવુ પડયુ    પાપ બેનુ માહરે સિર ચડ્યુ ૯૭
જો સત્ય જુયો તો તમને પાપ    અજીત તાહરી માયા આપ
એ તો હુ સાચુ બોલ્યો વૃત    કરો ભક્ષ હુ પામુ મૃત'
બોલી ભવાની મન ભાખીયુ    'એણે માહરે માથે નાખીયુ' ૯૮

દુહા

કહે રજપુત 'સુણુ કાલિકા    મે અધમ' કર્યો ઉતપાત
મેહેરવાન માત મયા કરો    વીતકની કહુ વાત' ૯૯

## ચોપઈ

'ભારે મોટા બ્રહેસ્પતી રુખી અઠયાસી સહસ્ત્ર-માંહે મુખી
ડાહાપણ ચાતુરી વીદ્યાવંત સત્ય-વાહિ સીરોમણ સંત ૧૦૦
નીરમલ ગંગા-જલ જેહવી નાર સીતા મંદોદરી-કેરી હાર
એક દિવસ ઘેર આવ્યો ચંદ્ર મોટા રુખી ગુરુનાં મંત્ર ૧૦૧
દીઠી નારી રંભા-રુપ ભોલવાઈ ગયો તે ભારે ભુપ
ગુરુજી તો હતા નહી ઘેર પાપીઇ પાપ-બુધીની પેર ૧૦૨
કપટી કપટીક-રુપે થયો માંનનીને મંદિર તે ગયો
જોરાવરી તેણે કીધુ જાર ઘરઆવ્યો ભાંમીનિનો ભરથાર ૧૦૩
માંથું કુટી ગુરુ તો રયો ગુંણવંતી-ઉદરે ગર્ભ જ થયો
બ્રમા ઉપાસી ગુરુ-રાજ કરી અરજ મોટે મહારાજ ૧૦૪
વીતક વાત કહી વરતની "ચંદ્રે લીધી માહારી ચેંતની"
બ્રમાણીયે તેહને ભાંઠીયો ઘણો શ્રાપ દેવા માંડીયો ૧૦૫
નારી પાછી અપાવી નેટ પાંચ મસવાડાનો ગરભ જ પેટ
ધણી કહે "ધણીયાંણી માહરી ગરભમાં નર-નારી તે તાહરી" ૧૦૬
સત્યવંતી નારીઇ શોધી સુધ્ય બાલક પુત્ર પ્રગટાવ્યો બુધ
ચંદ્ર કહે "હું તો નવિ લેઉ" બ્રહેસ્પત કહે "હુ નાંખી દેઉ"
તે બ્રમાંઇ રાખ્યાં ઘેર નવ ગ્રહમાં ભાગ અપાવ્યો પેંર ૧૦૭

## દુહા

ચંદ્ર જુયો ચંચલ થયો ગુરુ-પતની જે ખંભ
એહને ઘેર સી ખોટ છે રોહણી-સરખી રંભ ૧૦૮
માયા મોટી માત તાહરી જુગમાં રહી છે રીઝ
શ્રષ્ટ વૃષ્ટ તાહરે થયાં જહારે પ્રગટયાં માયા-બીજ ૧૦૯
અજીત કાંમ જીતે કવણ માયા-માંહે સહુ ગરક
જાંણિ જોઈ જોખમ કરે નાંખે જઇને નરક ૧૧૦
સત્ય વાત શક્તિ કરો તો તો તમારો વાંક
બલીયાને કહી કુણ સકે રંજાડે સહુ રાંક ૧૧૧

‘માતાજી મોટાં છો તમ્યો એ બેંઉ પડ્યાં છે બાલ
એ દુખેં અમ્યો અમારડો કાલ્ય આંણિશું કાલ ૧૩૮
એહોને જીવ્યે જીવીઇ એહુને મૃતેં મૃત્ય
જગત-પત્ય જુગદિશ્વરી એહુને ઉઠાડો ત્રત ૧૩૯
દેવીથી દાતા કવણ દેવીથી કવણ દયાલ
સંજીવન કરશે જોડુયાં તો ઝંપે સઘલી ઝાલ’ ૧૪૦
હૈયડેં હરસીધી હસ્યાં નીમેખ ન રાખી તુન્ય
‘એ જુવતી હવડાં જીવશે કંઇ પોહ્ં મુંકો પુન્ય’ ૧૪૧
વીપ્ર કહે ‘માહરી વતી પલશેં એટલું કર્મ
પાંચ લાખ પારથીવ કરું એટલું ધીરું ધર્મ’ ૧૪૨
રજપુત કહે ‘શંભની પ્રીતથી કરશું દશ ઉપવાસ
તેટલું પુન્ય એહુને હજો ભોગવજો લીલ-વીલાશ’ ૧૪૩
વણીક કહે ‘વનીતા-નિમીત જનમથી સાધુ જોગ
ઘરની પરણી નાર-શું ભોગવું નહી હુ ભોગ’ ૧૪૪
જલ મુંક્યાં જુવતી-કરેં પોહ્ંચો પારવતી પ્રતાપ
સંજીવન થયાં સહુજમાં ઉઠ્યાં તે આપો-આપ ૧૪૫
કાંમીનિ કહે ‘શુંણુ કાલીકા તું દુખ-ભંજન દયાલ
ઉઠાડ્ય જીવાડી અરભકો નહીતર આંણુ અમારો કાલ ૧૪૬
વરવા આવ્યો વરવરણાગીયો જોડાવી એ જાંન
મુઝ માટેં એ કિમ મરેં માતા દ્યો જીવત-દાંન’ ૧૪૭
અંબા કહે ‘એહના હાથમાં કાંઇ પુન્ય હોય તો આપ્ય
શંચિ નમન મીવજી-તણું વચન ધીર કરી થાપ્ય’ ૧૪૮
‘જનમ-પરજંત જે આ ઘડી સુકીત માહારું જે સાથ
તે વીશ્વંભરીના વચનથી હેતેં મુંકુ હાથ’ ૧૪૯
આલસ મોડી તે ઉઠીયો અંગેં નવી આંણી આંચ
કર જોડી કાલીકા-આગલેં પાગ્ય નમ્યાં જણ પાંચ ૧૫૦

સ્તુતિ કીધી શત-સહસધા દેખતે દરસન
પવીત્ર દીઠાં પાંચે જણાં પોતે થઇ પરસન ૧૫૧
'આપ આપણાં સકીત સહુ ભોગવજ્યો ભરપુર
મેં કરુણાથી કર્યાં જીવતાં નયણે નિરખ્યુ નુર' ૧૫૨
વણીકને કહે વિશ્વેશ્વરી 'તું ભોગવજે બહુ ભોગ
તેહમાં દોષ તુઝને નહી હું જાંણીશ તારો જોગ ૧૫૩
રજપુત દશ ઉપવાસનું તું ભોગવજે પુન્ય
પંડીત પાંચ લાખ પારથીવનુ નેક રહી નહી ન્યુન્ય' ૧૫૪
એમ કહી તે અંબીકા પાંમ્યાં અંતરધ્યાંન
અરુણ-દેવ તે ઉગીયો ગુંણીજન ગાઇ ગાંન ૧૫૫
રાજા રાંણી રહીયત સહુ કેડે લખધા લોક
દેહરે આવ્યાં દેવી-તણે સહુને મન છે સોક ૧૫૬
પરસાદ ઉઘાડી પરવરે પાયે દીઠાં પુન્યવંત
અમૃત-ધન ઉલટ્યો અધીક આનંદ-કંદ અનંત ૧૫૭
પુછી વાત પટંતરે રાજાઇ સઘલી રીત્ય
સાચું બોલ્યા સલખ્યણા પુરણ વાધી પ્રીત ૧૫૮
વીતક વાત પોતા-તણી પ્રકાશ કરી પવિત્ર
જવ-ભારેક જુઠું નહી માચાં ચેંહેંન ચરીત્ર ૧૫૯
કોડે પરણાવી કન્યકા ધારી મનમાં ધરમ
સુરજ જે વાતે સાખીયો કુડું ન કરે કર્મ ૧૬૦
શગ કહે સાંભલ્ય શ્રીવંત તું વર-હથ વીક્રમ વીર
દાંન ગાંન ડાહાપણપણે ધનુર્વીદ્યાનો ધીર ૧૬૧
સુર-પુર ગુંણ-ગ્રાહેંક ગુંણ-સાગર ગુંણ-રુપ
દેવ-રુપ દરિયાઓ-દિલ ભરત-ખંડના ભુપ ૧૬૨
જુઠી વાત નહી જીવમાં સત્ય-તણા છો સુત્ર
અંચાવત અવનિ-વીખે પુરંદર-કેરા પુત્ર ૧૬૩

માહરો જીવ જાતો તું જ રાખ્ય   સુરજ-ચંદ્ર બે તેહની શાખ
એક ઘડી એક અબ્દ થાય છે   તુઝ વીણુ જીવ માહરો જાય છે ૧૨૫
જે તું કહેં તે તો હું કરું   જો વનીતા તું મુઝને વરું"
રીસ કરી તે રામા રુદેં   વરુયાં વચન વીશ્વંભર વદેં ૧૨૬
"ઘરડો ટરડો ઘેલો ઘણો   તું કિમ વર થાયેં અમ-તણો"
શીવજીઇ કરવા માંડી શેવ   દેવાધીદેવ તણો જે દેવ ૧૨૭
"હું મહાદેવ કૈલાસનો પતી   ઘેંર છે પારવતી નારી સતી
તુજ ઉપર મોહ્યૂં મુઝ મન   તું કહેં તે કરું અનુદિન" ૧૨૮
કોટિ કોટિ ઉગ્યા હોય રવિ   એહવી શોભા સીવની હવી
પ્રકાશ કર્યું પોતાનું રુપ   તેજ-પુંજ ભવ ભારે ભુપ ૧૨૯
તાહરેં તે બોલી ભીલડી   ઇશ સાથેં તે આવી અડી
"તાહરેં. માંથેં ગુંણવંતી ગંગ   પારવતી રહેં છે ઉછંગ ૧૩૦
ત્રીજી આવીને હું સ્યું કરું   તાહરેં ઘેંર અમ્યો કિમ ઠરું"
શીવ કહેં "એને પરહરું   કાંમીનિ તુંને પટરાંણી કરું ૧૩૧
કહો તો ગંગાને રાખું શીશ-સંગ   પારવતી રાખું અરધંગ
તુમને રુદયા ઉપર રખું   ભવ કેં (હેં) એ હું સાચું ભખું ૧૩૨
સુરજ ચંદ્ર બેં સાખી દેઉ   સત્ય વાચા ધ્રુવ વાચા લેઉ"
પ્રગટાવ્યું પારવતી-રુપ   લજ્યા પામ્યાં ભોલવાંણા ભુપ ૧૩૩
કાયા-માંહિ ચઢ્યો બહુ કોપ   "એ કાંમેં લજા કીધી લોપ"
શીવજીઇ ખાઝ્યો તે કાંમ   નીમેખ માત્ર નવી રાખ્યું નાંમ ૧૩૪
કાંમ બાલીનેં ભસ્મ જ કર્યો   નખમાં નારાયણીઇ ધર્યો
વીમાંનેં બેસી ગયો કૈલાશ   હેત પ્રીતેં કર્યું એમ હાશ ૧૩૫
માહા-માયા મોટી આડેં આંક   તો ગરિબ માંનવીનો શો વાંક
ઇશ્વરીજી વીચારો આપ   તાહરી માયા તે તુઝનેં પાપ
અજીત અતલીબલ મહાદેવ   તેણેં નવી જીતિ કીધી સેવ' ૧૩૬

દુહા

કલોલ પાંમી મન કાલીકા   દીધાં ત્રણેં જણુનેં માંન
'મુકું છું તમનેં જીવતા   હું થાઉં છું અંતરધ્યાંન' ૧૩૭

સાચું જાણો ને કહો નહી    અંતરક્ષ જો આપ
તો બ્રમ-હત્યા ગો-વધનું    સ્રી-બાલ-વધ પાપ ૧૬૪
કોહોનેં પાપેં પેલાં મુયાં    જીવ્યા કોહોનેં પુન્ય
પરણાવી કોહીને પ્રેમદા    નીમેખ ન રાખી ન્યુન ૧૬૫
'પેલો આવ્યો'તો વર પરણવા    અહંકારી તે આપ
પ્રેમદાનેં મરવું પડયુ    તે પેલા વરનેં પાપ ૧૬૬
વીપ્રેં જલ મુકયુ જુગતથી    શીવ ઉપર શુભ સેવ
એ પુન્યેં જીવી પ્રેમદા    મોટો મૃત્યુ-જય માહા-દેવ ૧૬૭
માહાદેવ-સમો દાતા નહી    માહાદેવ-સમો નહી મંત્ર
પારથીવ-સમાંન પુજા નહી    જુયો તેહ કોટિધા તંત્ર ૧૬૮
સંજીવન-મંત્ર તે સીવ-તણો    બીજા તે આલ-પંપાલ
માનની જીવી મંત્રથી    શીવ-દાતા દેવ ' દયાલ ૧૬૯
વડું પુન્ય તો વીપ્રનુ    જેનેં નારાયણ-ઉપર નેહ
પરણ્યો તે પેલો વાણીયો    તેહમાં . નહી સંદેહ ૧૭૦
પ્રથમ એ સાચું બોલીયો    પછેં તજીયુ ઘર-સુત્ર
પ્રથમ રીઝવી પરમેશ્વરી    પરણ્યો વણીકનો પુત્ર ૧૭૧
મારગ દેખાડેં સહુ સચરેં    તે ડાહાપણનાં નહી કાંમ
અજાંણી ભાત્ય ભુલેં નહી    આપવું તીહા અનામ' ૧૭૨
'સાબાશ શાબાશ' શબ કહેં    અંતરીખ ઉડી જાય
હજુર રહ્યુ હરસિધને    જીહાં સીધ-વડની શાખાય ૧૭૩
પાછો વલીયો પુર-પતિ    ગયો ગુણવંતો ઘેર
કથા કરી કરતુતની    પુજ્યનેં સઘલી પેંર ૧૭૪
'ચિંતા ન કરીશ ચતુર નર    ધારણ રાખજે ધીર
એ શબ આણિ આપશું    તાહરેં લેશું અન નીર' ૧૭૫
ગાઇ શીખેં નેં સાંભલેં    પોહોચેં મનની આશ
બારમી કથા પુરણ થઇ    કહેં કવી સામલદાસ ૧૭૬

★

# કથા તેરમી

## ચોપઇ

પ્રથમ સારદા કરું પ્રણામ    જેહ કરેં મન-વંછીત કાંમ
દુખ-ભંજન દુંદાલો દેવ    શુભ પ્રકારેં કરો સહૂ સેવ ૧
શ્રી-પારવતી-કેરો પુત્ર    ચિંતામણી-કેરાં ઘરસુત્ર
વૈતાલ-પચીસિની કથા    જોગ્ય વાત બોલુ છું જથા ૨

તેરમેં દિવસેં તે રાજન    મહારાજેં વિચ્યારું મન
ધીર વીર ધૃઠતા થઇ ઘણો    કુલ કલંક કાલીક નહી કશો ૩
બલ બાકલ ખાંડ નેં ખીર    વડાં વેડમી ઘૃત નેં નીર
ધૂપ દિપ અક્ષત ને પુષ્પ    બરાસ-બેંહેંક આપ અનુપ ૪
'અહો' તે કહેંતો જાય    કેહિનો ભય ન ગણેં મન-માંહેં
'હા' કહી કરેં સહૂ હોડ    મહિપત્ય ઉતારે તેહનો મોડ ૫
ચોસઠી ચેટક ચોકી જેહ    ત્રણ-વત કર્યાં સહૂ તેહ
સીધવી મંત્રનુ સ્નેહ સાંધીયુ    છોડયુ શબ વાશે બાંધીયુ ૬
તેણે લક્ષધા નાખી ચીસ    મલ્યા જક્ષ લાખ દશ-વીસ
વીક્રમનેં વેંટી લીધો વ્રત    જાંણે જે પ્રાંણ હરીસ્યુ ત્રત ૭
જેહનેં ધરમ પોતાનો સાહાય    તે કોહિનો ગાંજ્યો નવિ જાય
જેહનેં માથેં અંબા માત    કુણ કરેં પછેં તેહનેં ઘાત ૮
જે પુન્ય પ્રાક્રમ કરે પર-કામ    તેહનેં રાખનારો છેં રાંમ
ચાતુર શબ લેઇ ચાલીયો    મહીપત્ય મનમાં માહાલીયો ૯
તાહરેં શબ બોલ્યુ તે વાણ    સાભલ સત્ય-વાદિ સુજાંણ
કહુ એક અલૌકીત કથા    જોગ્ય વાત જગમાં જે જથા ૧૦
ચમક ચમક ચલાવો ચર્ણ    કથા કહુ સાભલજ્યો કર્ણ
હુકારો નવી દેશો તમ્યો    એક અનોપમ કહીઇ અમ્યો ૧૧

ચંદેરી નગરી ચારુ ચીત્ર    વીશ્વ બાધામા વારુ મીત્ર
રેવંત-શેઠ તેહનો છેં રાજ    લક્ષ કોટીધા તેહની લાજ ૧૨

વર ચારે વિચ્યારીયુ 'જોયુ રામાનુ રુપ'
ચ્યારે જણ જોવા ગ્યા અકલવંત અનુપ ૨૬
મેડીઇ ચ્યારે ખાગીયો ચીહુ પાશા ચિહુ દેશ
દાખ્યો છે વર ચારે દશા પુર-માહે કર્યો પ્રવેશ ૨૭
કંચન-કાયા-વત કામીનિ કનક લતા લક્ષ લીન
પ્રીત બધાણી પ્રીય જન જિમ જલ-સાથે મીન ૨૮
એટલે એક કૌતિક થયુ મોહુ માલીયા-માહિં
જક્ષ એક જમદુત શો તરત જ આવ્યો તાહે ૨૯
બાલીકા લીધી બાથમા અંતરિખ ઉડે આપ
મુખથી કાવીઘે (?) કહ્યુ 'પ્રેમદા તાહરા પાપ ૩૦
તરણી માસ જ તાહરુ શેકુ જઇ મસાણ
આરોગું હુ એકલો પ્રાતુસ કાલ પ્રમાણ' ૩૧
ચારે વર જોઇ રહ્યા કથન સાભળ્યા કર્ણ
દોડયો એક તેહમા-થકી ત્રણાવત કીધા ત્રણ ૩૨
નાઠો જમ લેઇ નારિને હેતે પકડયો હાથ
પીતા લાગ્યો'તો પરણાવવા તે બાવીચે મારી બાથ ૩૩
જુધ મંડાણું જોરથી એક ઉપરે એક
ગડદે ગડદા પાટુએ વાજે ઘણા વિવેક ૩૪
ચરણે ચગણા ચોહો તરફથી મુકા મુકી મુખ
અરસપરસ થયા અધમુવા દેહે દાવાદલ-દુખ ૩૫
માર્યો પેલા મહીખને ઉડાડયો આકાશ
પાપીને પ્રાજે કર્યો પાડયો પ્રથવી પર પાશ ૩૬

એક પહોર એમ વહી ગયો સુખ પામ્યા મન આપ
ભોગગ ભયાનક ભાર-ભર શત્રુ આવ્યો સાપ ૩૭
કામીનિ કર ડાબે ડશી ધમકારે પડી ધણું
શ્વાસ નહી નહી ચેતના જાણે પામી મર્ણ ૩૮
ત્રણે વર તો તરફડ્યા ઘસવા માંડ્યા હાથ
ચોથો વર કાકે આણીયો તે સુઢયો શત્રુ સાથ ૩૯

ગારડીનિ વીદ્યા ભણી જાંણુતો'તો તેહ જરૂર
ખીલ્યો નાગ તીણું ખાંત્યથી પ્રાન્તે કીધો પુર ૪૦
વીખ વાલ્યું વીનિતાન્તણું કીધો'તો જે કહેર
કાંચન જેહવી કાયા કરી જુવતીનું ઉતાર્યું ઝેહેર ૪૧
તરફડ્યો નાગ તે તરત મુયો મોટો એહવો મંત્ર
ઉડાડ્યો આકાશમાં તોલ ઘણેથી તંત્ર ૪૨

એ પોહોર બાકી રહ્યા કલી ન સકે કોય
કૌતિક દિઠું કારિમું હોડ ઘણેથી હોય ૪૩
શીઘ્રી એક સીકોતરી વેંસી વ્યંતરી વેશ
દંત કુડા કટારિયો કીધો પુર પ્રવેશ ૪૪
વલગી વનીતાને જઇ કાંમીનિ પાંમી કષ્ટ
ચીંતા ચ્યારે જણ કરે સ્ત્રી મરતી દિઠી દ્રષ્ટ ૪૫
ચડી બેઠી ચંડાલીનિ ખાવા માંડયો માંસ
બેહોશ થઇ બાલીકા હરવા માંડયો હંસ ૪૬
ભ્રાત લાગ્યો'તો ભુપતી તેહમાં ભુયાન્વીદ્યાના ભેદ
અક્ષત અરદ લેઇ ઉડીયો ખરો આંણે મન ખેદ ૪૭
ભસ્મ કરી ભુંડી ભાંમીનિ ડાકિણુને દિધો દંડ
નીરમલ નાસી નવિ સકી પ્રાન્તે કીધો પંડ ૪૮

પાછલી પોહોર [રયણી] રહી થઇ એક કૌતુક વાત
સ્નેહ કરવા આવી તે સમે ઓરમાંન જે માત ૪૯
મીઠા મોના મરકલા વપુ-માંહે ઘણા વેંર
લાડુ લાવી લાખીણા જેહમાં , ઝાઝું ઝેહેર ૫૦
ખવરાવ્યુ ખાંત્યે કરી તે થઇ ગઇ સીંગડું વ્રત
કપટ કરી ગઇ કાંમીનિ જાંણુ જે પાંમી મૃત ૫૧
બરેલીયા(?) આવ્યા મુખ બાલકી લચી ગયાં કર ને કોટ
વર ત્રણે તો કલકલ્યા ખરી પડી ગઇ ખોટ ૫૨

ઉઠયો એક ઉમેદથી વૈદ્દુ જાંણે વિવેક
ગોલી એક તે ઘૃતની મુંકી નારી મુખ નેક ૫૩
વીખ વાલ્યું એક પલકમાં સર્યો શાંમાનો અરથ
વૈદ-વીદ્યાથી વીખ વલ્યુ શુંણ એ મોટો ગરથ ૫૪
પ્રભાત-કાલે પ્રેમદા— કેરી શી થઇ પેર
ત્યારેં વર ઠેકાંણે હર્યો કન્યા પોતાનેં ઘેર ૫૫

ચોપઇ

પ્રભાત-કાલ થયો છેં પ્રાત મલ્યાં એકઠાં માત નેં તાત
પુત્રી પરણાની પ્રીછેં પેંર 'કુંણ પરણશે કુંણ જાશે ઘેંર' ૫૬
તાહરેં તે બોલી કન્યાંય 'આચરશો માં કો અન્યાય'
રાત્ય-સમેં વીતું જેટલું તે વીસ્તારી કહ્યું તેટલું ૫૭

દુહા

એકેં માર્યો મહિખનેં બીજેં માર્યો સાપ
ત્રીજેં મારી જક્ષણી ચોથેં વીખ વાલ્યુ આપ ૫૮
જીવત-દાંન ત્યારે કર્યું વીદ્યાવંત વીવેક
અધિકી વીદ્યા અધીપતિ બીજા ત્રણ તજશેં ટેક ૫૯
શુંણ જાણે તેહની ગોરડી કથન સાંભલ્યાં કરણ
બાકી બીજા પાછા વલેં તોલ જોતાંમાં ત્રણ ૬૦
શબ કહેં છેં 'સુંણ સુર-પતિ ચીત છો ચતુર ગુંજાંણ
એ ચ્યારમાં કુંણ ચતુર વર વીસ્તારી કહો વાંણ ૬૧
જો જાંણો નેં કહો નહી તો બેઠો તન તાપ
બાકી રાખો જો બોલતાં તો પ્રલય-કાલનુ પાપ' ૬૨
વીક્રમ કહેં 'છે વડ-હથી 'હુ ભાગું' તાહરો ભેદ
જુઠાનેં આંણુ જુગદિશની ખરા-માટે નહી ખેદ ૬૩
વીદ્યા-વૈદથી વીખ વલ્યુ સીધ-મંત્રે માર્યો સાપ
સાધનથિ મારી શાકિની એહમાં શું અધિકું આપ ૬૪

વડો વીર વીખ-વાદથી થયો સંગ્રામેં સુર
મહીખ માર્યો મલન્વીદ્યા-થકી નૌતમ એહનું નુર ૬૫
પેલા ત્રણ - નેં પીતા-તણું જાંણુ પ્રોછું જોર
એકનેં મન તો ઓરતો ઇશ્વર ઉપર અંકોર ૬૬
પરણાવી તેહનેં પ્રેમદા ' કથન સાંભલ્યાં કર્ણ
પોતેં પોતાના વાંકથી તો તરત ગયા ઘેંર ત્રણ ૬૭
પીતા-વાલો તે પરણીયો 'જેંણેં માર્યો મલ
ત્રણે તેહની સ્તુતી કરી ભુપત્યનું ભલભલ ' ૬૮
'શાબાશ શાબાસ' શબેં કહ્યું ધન્ય ધન્ય ધનવંત
પર-દુખ-ભંજન સુખ-કરણ અધિક પુન્ય અનંત ૬૯

દુહા

અંત્રીક્ષ આકાશ તે ઉડીયુ બેહું જઇ વડની ડાલ
ગુંણવંત ઘેર આવીયો પુન્યવંત પ્રાતુસ-કાલ ૭૦
વરતીક-આગલ વારતા વીસ્તારી કહી વીર
'એ શબ તુઝનેં આપશું તો કરશું નિદ્રા નીર ૭૧
સુખસાગર સિંન્ધ્યા તણી ઘણાક દુખની ઘેર
સાંમલભટ શોભા કહી તરતીબ કથા એ તેર ૭૨
પરમારથ પરબંધ એ [illegible] વીવધ વાંણિ-વીલાશ
શ્રીગોડ-માલવી વીપ્ર શુભ કહેં કવી શાંમલદાસ ૭૩

*

## કથા ચૌદમી

### ચોપઇ

| | | |
|---|---|---|
| પ્રથમ પરમેશ્વર પુજીઇ | શુભ વાંણી સંપતી શુઝીઇ | |
| ગુંણપત્ય-કેરા હુ ગુંણ ગાઉં | પલક-પલકમાં પાવન થાઉં | ૧ |
| શ્રી સારદાને નાંમું શીશ | આરાધુ ઉમયા-પત્ય ઇશ | |
| ચૌદમેં દિવસેં ચાલ્યો રાય | ગાંધરવા મસાણા-માંહિ | ૨ |
| કઈ વેઠયુ શરીરેં બહુ | સંતોખ્યા તે ખેચર સહુ | |
| સીધ-વટેથી શબ છોડીયુ | માંન્ય સર્વ-તણુ મોડીયુ | ૩ |
| વાંમેં પાંધી ચાલ્યો વીર | ધનુર-વીદ્યા-કેરો જે ધીર | |
| તાહરેં શબ વાંણિ બોલીયુ | મન અહંકાર મુંકી તોલીયુ | ૪ |
| સાંભલ્ય રે સત્ય-વાદિ ભુપ | રાજ-બીજ રઢીયાલું રુપ | |
| કથા કહુ સાંભલ્ય રે કર્ણ | ચતુર સુખેં ચલાવો ચર્ણ | ૫ |
| અથ ઇતિ આદ્ય કહુંછુ તુનેં | હુકારો નવી દેશો મુંનેં | |
| સૌરાષ્ટ્રદેશ-સમીપેં ગાંમ | નીરમલસેન રાજાનુ નાંમ | ૬ |
| અહમ્તાવટ ધાયર ધર-શુત્ર | પાંનાચંદ પરતાપીક પુત્ર | |
| બત્રીસ-લક્ષણ બાવન વીર | ધારમીક ધનુર-વીદ્યાનો ધીર | ૭ |
| કરેં અરજ માત નેં તાત | વીવા-તણી વખાંણેં વાત | |
| એકેં કન્યા તેહનેં નવી ગમેં | માત-તાતનેં અધીકુ દમેં | ૮ |
| 'સકોમલ સુંદર જુવતી જેહ | તમ્યો પરણાવો મુજને તેહ' | |
| વીવા-કેરી વાધી વાત | સુદર કન્યા પરણાવી સાત | ૯ |
| એક-એકથી અધીકુ રુપ | ભાંમીનિ દેખી મોહ્યો ભુપ | |
| એક-એકથી ગુંણ છેં ઘણા | તેજ-પુજ તે તરુણી-તણા | ૧૦ |
| એક-એકથી કોમેલ કાય્ય | ભારે ભુપત્ય પડીયો ભ્રાંત્ય | |
| એક-એકથી ચતુરાઇ ચેહેંન | એક-એકથી નીરમલ નેંન | ૧૧ |
| એક-એકથી દૈવત દેહ | નર-નારીમાં અધીકો નેહ | |
| અધિક ઓછેં કો નારી નથી | કાંમનિ કનક-લતા-વત કથી | ૧૨ |

તે ઉડતી'તી આકાસમાં   તરત મરત તરુણી ત્યાંહેં
આવરદાઇ ઉગરી   પતીઇ પકડી બાંહેં   ૨૫
પવન અડતાં પહેલી મરે   એહવી એ સુકુમાર
બીજી તડકાથી તરત બલે   ત્રીજી મરે અડતે વાર   ૨૬

ચોથે દિવસ ચતુર નર   જુઇ ચતુરા-કેરાં ચેહેંન
જોવા-કારણ સંચર્યો   તે આપણુ એકલો એન   ૨૭
પલંગથી પગ પ્રથવી-પરે   પ્રેમદા ધરીયો પ્રીત
તલવાયા ચરણ તરુણી-તણા   એહવી રાંમાની રીત   ૨૮
'ખમા ખમા' કંથે કહ્યૂ   રુદે ધરી નહી રીસ
આવલ બાંધી અતી ઘણી   તોહે ભંભોલા દશ-વીશ   ૨૯
શુદ્ધ સકોમલ શુંદરી   પગ હીંડે તજે પ્રાંણ
તે કાંમીનિ વાહલી કંથને   જુવતી જાંણુ સુજાણ   ૩૦

પાંચમે દિવસ પરભાતમાં   પતિઇ કિધી પુઠ
સકોમલા નામે સુંદરી   તે આલશ મોડી ઉઠ   ૩૧
વર ગયો'તો વાડીઇ   લાવ્યો'તો જાયનાં ફુલ
મહા-સુગંધ સુહાંમણાં   મોટમ મોઘે મુલ   ૩૨
સારુ ફુલ દેખી તે સ્વાંમીઇ   મેહલ્યુ શામાને શીશ
પ્રથવીમાં જતી'તી પ્રેમદા   તે ઉગારી છે ઇશ   ૩૩
બલ કરી ઝાલી બાહેંથી   વનીતા જીવી વાત
નહીતર ફુલના ભારથી   પ્રથવી-માહે સમાત   ૩૪

છઠે દિવસે છત્ર-પતી   જોવાં નારીના નેંન
ઉભો રહ્યો તે આંગણે   જોયાં ચતુરાનાં ચેંહેંન   ૩૫
અસઅસનો ખાંડો એક કણુ   લાંગ્યી કોપી લક્ષ
પેટ ચઢ્યુ તે પ્રેમદા   તેહમાં પાંમી દુખ   ૩૬
લાછા ઉતાર્યાં લખ વશાં   શેક કર્યા શરીર
આયુરદાઇ ઉગરે   હૈઇયડાનું તજીયુ હીર   ૩૭

સુકોમલ એહવી સુંદરી   અન જમેં અણુતાય
જોજન થાડું લાંગીનિ   પદ્મખનનો કણ ખાય ૩૮

સાતમેં દિવસ તે સજ થયો   લેવા-કાગળ જાય
નારી બેઠી'તિ નેહમાં   આનંદ અંગ ન માય ૩૯
પાનેં પતિ બેઠો જઈ   કરી વીનોદેં વાત
એટલે એક કૌતિક થયુ   રીડો અની ઉતપાત ૪૦
પાડોસણ માંચમા ઘરનણી   ધમકે ખાંડે ધાંન
તેહનો અવાજ એક ઉઠતો   કામીનીઈ સાંભર્યો કાંન ૪૧
બે કર પાક્યા કાંમીનિ-તણા   છાલા પડીયા છેક
પાટા-પિંડી પોઢાં કર્યાં   નારી છબિ નેક ૪૨

એહવી નાર સુકોમલા   સોભીત છેં ઘેર માન
એક-એકથી આગલી   વખાંણવા-જેહવી વાત ૪૩
સંદેહ પડ્યો તેહના સ્વામીને   સહુથી કુંણ સરદાર
પટરાણિ તેહને કરું   અની પ્રાક્રમ અપાર ૪૪
શબ કહે : સાંભલ સત્ય-વાદિયા   વીક્રમસેન વડહથ
દાને માને ટાહાપણેં   શુભ વાતેં સમરથ ૪૫
સાતમાં અધિક સુકોમલા   કુંણ પટ-રાંણિ પાર
જો જાંણો તો તે કહો   દેવાથી દાતાર ૪૬
જો જાંણો ને કહો નહી   અકલ ઘણેંથી આપ
તો તમનેં ત્રી-લોકમાં   પ્રલય-કાલનું પાપ ૪૭

વીચ્યાર કરી વીક્રમ વદે   'સાંભલ રે શબ સાથ
ખાંડતેં સાભલ્યો ખડખડો   તે તરુણીનો હાથ ૪૮
એકનેં તો કીરણ અડ્યું   બીજીનેં અડીયું બુંદ
ત્રીજીનેં પંખી અડ્યું   ચોથી પગ મુકે તે ભુંદ ૪૯
પાચમી ભાર પુષ્પે પચી   છઠી ખાધો કણ એક
સાતમીયેં શ્રવણે શબ્દ્યું   એહનો વડો વીવેક ૫૦

સાતમી શ્રવણે સુણ્યા    પાક્યા- કર્ણ પાટા-પીડ
એ તો અચરત અતી-ઘણુ    ઘણો અચિરત દીઠ' ૫૧
'શાબાશ શાબાશ' શબે કહ્યુ    'શાબાશ રાજશ રુપ
તુજ જોડ નહી કો જગતમા    ભરતખંડમા ભુપ' ૫૨
ઇમ કહી શબ ઉડીયુ    ગયુ સિધ-વડ-હેઠ
પાછો વળી આવ્યો પુર-પતિ    ગઢ દિગ પોહોતો ઠેઠ ૫૩
ચોદ વિદ્યા કરી ચાતુરી    પુન્યથી કીધિ પ્રીત
માટી સગવ મહિમા કહ્યો    રાત્યે થઈ જે રીત્ય ૫૪
ધીરજ દિધી ધર્મ-સુરત્યે    ધારણ દિધી ધીર
'આણી આપશું એક ગબ    તાહરે પીશું નીર' ૫૫

ગુરુ શ્રવ ગુણ-ગ્રાહકે    અધીક ચાતુરી આપ
ઇછા તો ઇશ્વર તણી    રણીયલનો પરતાપ ૫૬
ગાયે સીખે ને સાભળે    અતી મન પોહોચે આશ
શ્રી ગોડ-માલવી વીપ્ર શુભ    કહે કવી શામલદાસ ૫૭
સીહાસન-બત્રીસમા    એક છેલુ આખ્યાન
ચૌદમી કથા પચીસમા    વીક્રમનુ વાખ્યાન ૫૮

★

# કથા પંદરમી

## ચોપઇ

સ્તવન સારદાનુ કીજીઇ — લાખીણો લાહો લીજીઇ
કીપા કરી કરુણા-નિધી ઘણી — પુરણ કથાય પચવીસિં-તણી ૧
સિંહાસન-બત્રીસિ સાર — અતીશેં ચાતુરી અપરંપાર
પનરમે દિવસે પુર-પતિ — રુડી કરમની રેખા રતી ૨
ગંધર્વે મસાણે ગુણ નિધ્ય — સિધ-વડે સાચી હરસિધ
બાવન વીર ચોસઠ જોગણી — ભાગ્યશાલી ભારે ભોગણી ૩
નવ નાથ ભૈરવનો ભાર — છપન કોડ ચામુંડા ચ્યાર
બીજો કાયર તો ઉડયો જાય — રુધીર-માસ કરીને ખાય ૪
વીક્રમ વીર-કરો મહાવીર — ધર્મ-મુરત ધીરધર ધીર
અમૃત ચોઘડીયુ સાધીયુ — ટોડી શબ વાશે બાધીયુ ૫
ભુખ તરસ નિદ્રાનો ભર્યો — ઘણો ક્રોધ કાયામા કર્યો
'આજ બોલ્યાનુ તો છે વ્રત' — તરતીબપણે તે ચાલ્યો વ્રત ૬

## દુહા

શબ કહે સાભલ્ય સિધ નર — બોલ ગમે તો બોલ્ય
કહુ વાત શ્રવણે સુણો — કરે મન તેહનુ તોલ ૭
દેશો મા હુંકારડો — કથા સાભલો કર્ણ
મનમા વાત તુ ધારજે — ચતુર ચલાવે ચર્ણ ૮
મલયાચલ પાસે માધડુ — તહેનો જીમુતકેતુ રાજન
અપુત્રવત દુખીયો અધિક — સાહ સીરોમણ સત ૯
પંડિત તેડ્યા તેણે પાચસે — વપુઇ કર્યો વીચ્યાર
'કુણ પુન્યથી પ્રગટશે — કુલ દિપક કુમાર' ૧૦
પ્રશ્ન કરી પંડિત વદે — શાહાસ્ત્ર શાખના સુત્ર
'વૃક્ષ વવરાવો પીપલા — તો તે પામો પુત્ર' ૧૧
અશ્વસ્થ વવરાવ્યા સત સહસ — પ્રગટ્યુ પોતુ પુન્ય
સપુત પુત્ર પ્રગટ થયો — નિમેખ રહી નહી ન્યુન્ય ૧૨

પનર વરસે થયો પાટવી    તે ધર્મ-તણો અવતાર
સત્યવાદિ હરીચંદ્ર-સમો    કરણ-સમો દાતાર ૧૩
બલરાય જેહવો જગત-કૃત    કુબેર જેહવો ધનવંત
જુધીષ્ટર જેહવો જાંણુ-જન    સકલ કલા શ્રીમંત ૧૪
પાટ સુંપ્યો તે પુત્રને    રાંમ-સરિખું રાજ્ય
નહી લોભી નહી લાંચીયો    તુઠ બુધી કરી તાજ્ય ૧૫
વસ વરતેં વસુધા-પતિ    વસ વરતેં સહુ લોક
રાયો રીઝેં રહીયત-ઉપરેં    સુપનામાં નહી શોક ૧૬
વસુધા ફ્લેં વીધ-વીધની    માઅ્યા વસ્સેં મેહુ
પ્રતાપ પુરંદર-સારિખો    દીવ્ય દેવાંસિ દેહ ૧૭
કીરત ચાલી કોટિધા    વાડિ બહેંક બરાસ
સજન સહુ સંતોખીયા    નીચનો કીધો નાસ ૧૮
પીતરાઇ એક પાપીએ    તેહને વીર-ઉપર વેંર
રુડું દેખી નવ્ય સકયો    ઝાઝું રાખ્યુ ઝહેંર ૧૯
સૈન્ય લેઇ સાંમો થયો    વઢવા આવ્યો વાદ
જુધ રચવા મોરો કર્યો    આંણી મન ઉલાદ ૨૦
પીતાઇ કહ્યુ પુત્રનેં    'એ વેંરીનેં તું માર્ય'
એહમાં બલ કાંઇ નથી    એ છેં તાહરી ચ્યાર' ૨૧
પુત્ર કહેં 'પીતા સુણો    એ ગોત્રી-કેરો બાલ
કુટુંબ-નીકંદન નહી કરું    જીવીશુ કેટલા કાલ ૨૨
જુધીષ્ટરેં જોરો કરી    કર્યું કુટુંબ-નીકંદ કોડ
પછેં વીમાંસવું પડ્યું    ખરી પાગ્યો મન ખોડ ૨૩
કુટુંબ-કલહો કરવો નથી    અલપ આયુશનેં કાજ'
પોતાના પીતરાઇનેં    રીઝથી સુપું રાજ ૨૪
માતા તો ગઇ મુંશાલમાં    મુંકી ઘર ઘર-સુત્ર .
વન-માંહે બેં નીકલ્યા    પીતા નેં પેલો પુત્ર ૨૫

રૂપનીધાન રૂખી હતા    તપશી પુરણ પેર
તેહુને આશ્રય બે રહ્યા    ગુણવંત ગણ્યા ઘેર    ૨૬
કરે ચાકરી કોડથી    ધર્મ-બુધીયે ધાય
અવીદ્યા એક નહી    સંતોખ સુખ-સગાય    ૨૭
એક દિવસે તે દીકરો    ગયો શિવને પરસાદ
પુજન કરવા તો ગયો    આણી મન ઉલાદ    ૨૮
એટલે આવી એક કન્યકા    સાત સખી છે સાથ
કુંકુમ ચંદન અરઘજા    હેતે પુજ્યા હાથ    ૨૯
પુરૂષને નીરખો પ્રેમદા    વાગ્યુ કામનું બાણ
વનીતા તે વીવલ થઇ    પરવશ પડીયો પ્રાણ    ૩૦
પરમેશ્વરની પુજા કરી    પછે રાજ દ્વારે જાય
રૂખી આશ્રમે કુમર ગયો    ગુણ ગોવંદના ગાય    ૩૧
પુત્રીને પીતાઇ કહ્યુ    'ઉઠો કરીઇ ભોજન'
અખંડ ધાર આસુ પડ્યા    લીન થયા લોચન    ૩૨
'આશુ બોલ્ય મત્રક્ષણી    વીતક કેરી વાત
શા માટે આશુ પડ્યા?'    તનયાને પુછે તાત    ૩૩
તરૂણી કહે 'રે તાત શુણ    રૂખી આશ્રમ કો ગર્ક
માહરુ મન તેશુ અડ્યુ    ક્ષમા કરો એ વાક    ૩૪
ખાવું પીવું કે ખેલવુ    એકે ન સુઝે સુઝાય
મન વલગુ મોહત થઇ    ધણી કરું સી ગુઝાય'    ૩૫
પીતા સમઝયો તે પ્રીતથી    રામાના મનની રીત્ય
પરણાવી તેહને પ્રેમદા    પોઢી આણી મન પ્રીત    ૩૬
જાત્ય ભાત્ય જાણી નહી    નવિ જોયુ કુલ કે રૂપ
કન્યા દાન કોડે કર્યું    એહવો ભારે ભુપ    ૩૭
પીત્રાઇ. પેલા કુયરનો    તેણે જાણી વાત
રૂખી ઘર એ બે ગયા    એક તન ને બીજો તાત    ૩૮

સુરપણેં સમરથ હતા  પણ ઘણું હતું મન ગ્નાંન
રંક જાંણી સુંપ્યુ રાજ્યનેં  મુકેં સુમત મન માન  ૩૯
પીતર-ઘાયો કર્યો નહી  કુટુંબ-કલહો નથી કીધ
ગન્ય-પાટ નેં રીધ્ય ઘણી  એ દયા જાંણીનેં લીધ  ૪૦
તેણેં મન વીચ્યારીયુ  'ધીક ધીક મુજ અવતાર
ૅ સુખ-સાગર ભોગવું  એ દુખ પાંમેં દાતાર'  ૪૧
એમ કરી તે નીસર્યો  તનથી તુછ કીધું તાન્ય
પીતરાઇને પાએ નમ્યો  સુંપ્યુ રીધ-વીધ ગન્ય  ૪૨
પ્રીત કરી બેં પરવર્યા  વેંસંચી લીધાં ગાંમ
ગુણ-સાગર સુખ ભોગવ્યાં  કુલ-દીપક પડીયાં નાંમ  ૪૩
શબ કહેં : સાંભલ્ય રાયજી  વીક્રમસેન ભટ ભુપ
બુધી વીચારી બોલજે  રાંમ-તણું શે રુપ  ૪૪
પ્રથમ એ રાજા ભલો  કે પીત્રાઇ પુર
ભલી નાર કેં ભલો સસુર  જેહમાં નર-પતિનાં નુર  ૪૫
ભલાં માત કેં તાત એ  જે કરતાં'તાં રાન્ય
પુત્ર-તણા કહ્યા-થકી  તેણેં સુખ કીધુ તાન્ય  ૪૬
જો જાંણો નં કહો નહી  તો તુમ હત્યા ચ્યાર
પાપ તો પ્રલય-કાલનું  ભુમી-કેરો ભાર'  ૪૭
વીક્રમસેને વીચ્યારીયુ  બોલ્યો વીચ્યારી બોલ
શબનેં સમઝાવી કહી  તેહનો વીચ્યારી તોલ  ૪૮
'સત્ય-વાદિ તો સુત થયો  જેણેં કર્યું પ્રથમ પુન્યનુ કામ
જશ તો પ્રથમ જાણુતો  તેહનુ જીમુતવાહન નામ  ૪૯
કામીનિ કામાતુર થઇ  તેહમાં શાનુ સત્ય
પીત્રાઇ પુત્ર હણ્યો નહી  એહમાં શાંનુ પુન્યનુ પત્ય  ૫૦
સમરેં જાંણ્યુ મરેં સુંદરી  તો સ્રી-હત્યા થાય
એહવું 'જાંણી પરણાવીયાં  એહમાં સત્ય તે કીયુ કહેંવાય  ૫૧

પછેં પીતગઇ ગુણ કર્યો　　એહવા તો બહુ હોય
પ્રથમ જે કો ગુણ કરે　　તે જશવતો જોય　　પર
અમરથ હતો સીંગ્રામમા　　પીતર જાણી લાગો પાય
ગજ-મદ મુકીને મલ્યા　　એહ સત્ય કહેવાય　　પ૩
ગુણ કેડે તો ગુણ કરે　　એહવા એક હજાર
અવગુંણ કર્યે જે ગુણ કરે　　એ તો અપરમપાર　　પ૪
જીમુતશ ઘે જશ લીયો　　એ સત્યવાદિ સાચ
બીજા ઉતરતા એ-થકી　　પુન્યવતા જણ પાચ'　　પપ
આપે શખ ઉઠી ગયુ　　કહ્યૂ 'શાબાશ શાબાસ'
બીધ-વડ સમીપે જઇ રહ્યા　　પરમેશ્વરી-પાસ　　પ૬
પુરદર સુત પાછો વર્યો　　કહી પુન્યને પેર
'કાવ્ય લાવું કોડે વસા'　　ગુણવત આવ્યો ઘેર　　પ૭
પુરાણ એ પરમારથ-તણું　　વાણી વીવધ-વીલાશ
પચીસ માહે પનરમી કથા　　કહે કવી શામલદાસ　　પ૮

*

## કથા સોળમી

### દુહા

શ્રી-સુખ સેવું સારદા  વેણા પુસ્તક પાંણુ
મત્ય આપે તું માવડી  વદને અમૃત વાંણુ  ૧
સોલમે દિવસેં સંચરે  વીક્રમ વીર સુંજાણુ
સીધ-વડેં સમીપેં ગયો  ગાંધરવું જહાં મસાંણુ  ૨
શબ છોડી શ્રીવંત નર  વાંસેં બાંધી લીધ
બોલ્યું તે બુધ્યેં કરી :  સાંભલ્ય સત્ય-વાદિ સિધ  ૩
હુંકારા નવી દેશો તમ્યો  સુખેં ચલાવો ચર્ણ
વાત તોલ તરતીબ ત્રત  કથા સાંભલો કર્ણ  ૪
ધરમવતી-નગરી વીખે  ધર્મ-ધ્વજ રાજન
સાધુ-મધ્ય સીરોમણી  ગીરુયો પુરુષે એ ધન  ૫
નગર-સેઠ એક નીહાલસા  કોટી-ધ્વજ કૃત કાંમ
નરેંદ્રવતી નારી નવલ  કન્યા કરમ-નીધાંન  ૬
માંનની બેઠી'તી માલીઇ  પરોવતી'તી મોતી-હાર
રુપવતી ગુંણ-આગલી  પ્રાક્રમ અપરંપાર  ૭
એક વીપ્રનો બાલકો  મહેંલ તલેં થેઇ જાય
તે વેલાં એક અભીનવું  કૌતુક રુડું થાય  ૮
કાંમીનિ-કેરા કર-થકી  મોતી પડીયું તે દિસ
વીપ્ર જાતો'તો વાટમાં  પડીયુ તેહને શીશ  ૯
ઉંચુ જોયુ અરભકેં  નીચું જોયું નાર
દ્રષ્ટેં દ્રષ્ટ તેહની મલી  હાઠ બન્યો તે ઠાર  ૧૦
મહેંલ-માંહિં ગઇ માંનની  વીપ્ર આવ્યો વાશ
ખોલીયું આવ્યું મંદિરેં  મન તો પ્રેમદા-પાસ  ૧૧
એકેં વાત ન ઉકલેં  તે આકુલ-વ્યાકુલ થાય
અન જલ નીદ્રાં તજી  તે ચતુર મનમાં ચાહ્ય  ૧૨

અગન કાઠ કરી એકઠા　　દહન કરવા નીજ દેહ
જીવ ઉપર જોખમ કરે　　નારી-માથે નેહ　૧૩
મહદેવ ને મુલદેવ છે　　માના જાયા ભ્રાત
ઠાકુર તે ઠગ વીદ્યા-તણા　　વીશ્વ-માહે વીખ્યાત　૧૪
કામરૂ-દેશ-માહે ગયા　　તિહા વીદ્યા ભણીયા વેદ
કામાક્ષા દેવી-તણા　　ઉપાસીક અભેદ　૧૫
તે ભમતા ભમતા આવીયા　　જોખ કરંતા જાણ
અગની-કાઠ એકઠા કર્યા　　જિહા વીપ્ર તજે છે પ્રાણ　૧૬
'શા માટે તુ તો બળે　　શું છે દેહમા દુખ
શીવ-આગન્યા સાચુ કહો　　ભગવાન ભાગશે ભુખ'　૧૭
વીપ્રે તો વાણી વદી　　સઘળી વાત કહી સત્ય
'માહરો વાક માહરો ધુનો　　મુઝને માઠી મત્ય　૧૮
નથી વાક તે નારીનો　　નથી તેહને શીર પાપ
પ્રાણ તજુ હુ માહરો　　તે અકલ-હીણ હુ આપ　૧૯
મહેં રહેંવાતુ નથી　　વાગુ છે મેંહનુ બાણ
એક વાર મન મલવા-તણુ　　માટે તજવા પડે છે પ્રાણ'　૨૦

ચોપઈ

મુલદેવ બોલ્યો 'મહારાજ　　લેશ મ ધરશો લાજ (?)
એક દિવસની તુઝને આશ　　પાસે પોઢાડુ પનર માસ　૨૧
કામરૂ-દેશથી હુ આવીયો　　લાખ ગમે લક્ષણ લાવીયો'
ગોત્રી એક ખાવાની ખરી　　પંડીત હતા તે પ્રેમદા કરી　૨૨
મુલદેવ વીપ્ર તો વધ જ થયો　　નગર-સેઠને મંદીર ગયો
અતીશે દિધો આસિરવાદ　　પામ્યો શેઠ મનમા ઉલાદ　૨૩
'કિમ આવવું થયુ છે તુને　　કાઇક આજ્ઞા દીજે મુને'
પંડિત કહે 'એક માહરો પુત્ર　　આ તેહની ઘરણી ઘર-સુત્ર　૨૪
તેહ પુત્ર વીદ્યા વાશીઇ　　કાવ્ય ભણવા ગયો કાશીઇ
તેહને તેડી આવુ જ્યો　　તાર-સુધી વહુ ઘેર રાખો તમ્યો'　૨૫

'વારુ સ્વાંમી વહે લા આવજ્યો    લાડકવાયો સુત લાવજ્યો'
સુલદેવેં ગુંદી માંનની    ભણાવી વાતે તો ભાંમીનિ    ૨૬
શીખામણ દીધી સાથમા    ગુટીકા બેં આપી હાથમાં
'એક મુખ-માહે મેલશો    ખરા પુરુખ થઇ ખેલશો    ૨૭
બીજી ગોલીઇ થાશો બાલિકા    કામસ્ની વિદ્યા કાલિકા'
શીખ માગી સુલદેવ તો ગયો    વીપ્ર વનીતા થઇ તિહા રહ્યો    ૨૮
શેઠની પુત્રી પરમ નિધાન    વીશ વશા શોભેં સાવધાન
કુયારી કન્યા કંદ્રપ-રુપ    અતી પ્રાક્રમી તે અકલ અનુપ    ૨૯
તે-પાસેં સુદ્રી માનની    જોખ કરો બેં જણ જાંમીનિ
પરસપેર કરી બહુ પ્રીત્ય    સખી સમાંણી કેરી રીત્ય    ૩૦
એક-એકનેં ઘાલે બાથ    રમેં જમેં પોઢેં સખી-સાથ
પુરસ-તણો તીહા નહી પરવેશ    બેં જણ જુવતી જોવન-વેશ    ૩૧
એક દિવસ રમતામાં રાત્ય    વણીક-પુત્રીઇ કહી એક વાત
'કાયામાં કંદ્રપ વાધ્યો કશી    નર તો કોઇ નીરખ્યો નથી    ૩૨
મલવા-કેરું થાઇ મન'    પરવશ પડયું તરુણીનું તન    ૩૩

દુહા

વનીતા વીપ્રની વાણિ વદે    'આણિ આપું એક કંથ
રમો જમો જોખાં કરો    જો ચાહેં તુજ ચિત'    ૩૪
'હા' કહીનેં હરખી સખી    ગુટીકા ઘાલી મુખ
તરુણી-રુપ ટલી ગયુ    પ્રાક્રમી થયો પુરુખ    ૩૫
ભાંમીનિનેં તે ભોગવેં    જે વેલા થાઇ જોખ
મંદિર રહેં તે માલીઇ    રામા-કેરે ગોખ    ૩૬
ગરભ રહ્યો તે ગોરડી    થયા મસવાડા પાચ
તાર-સુધી છાંનુ રહ્યૂ    નાવી ઉની આચ    ૩૭
એક દીવસ તે રાયનો    પુરણ પ્રાક્રમી પરધાન
સીમંત હતું પુત્રી-તણુ    સજન તેડ્યા સનમાન    ૩૮

ભોજન કરતી'તી નારીયો નગરશેઠની નાલ્ય
પુત્રી-સાથેં પરવરી જુવતી-કેરી જાત્ય ૩૯
જોવા-સરખી જાતરા સખીઇ તેડી સાથ
રથમાં બેઠાં બે જણાં હેતેં વલગાં હાથ ૪૦
પ્રધાંન તણો દિવ્ય દીકરો દીપચંદ શુભ રુપ
તેણેં નરખી તારુણી ભામીનિ ભારે ભુપ ૪૧
પટંતરે ઘણી પ્રીતથી પુછી લીધો પાર
'એ વીનતા છે એક વીપ્રની સુદર સોભા સાર ૪૨
સસરો એહનો ચુપી ગયો પળ્યો છેં પોઢં પંથ
આજ-કાલ્ય ઇહાં આવશે એ કાંમીનિ-કેરો કંથ' ૪૩
રાત્ય પડી તે રીઝમાં ગયા સહુ સહુને ઘેર
પ્રધાન-સુત પરવશ થયો પ્રભાત્ય થઇ શી પેંર ૪૪

ચોપઇ

તેહનેં વાગું મોહનું બાંણુ અકલ અંધ તે થયો અજાંણુ
જડી નહી તેહનેં એકે જાગ્ય પીતા-તણેં જઇ લાગ્યો પાગ્ય ૪૫
'આપ-ઘાત કરી હુ મરું દેહમાં પ્રાણુ માહરો નહી ધરુ
નગર-શેઠનેં ઘેર રહી નાર તેહને પરણાવો મુઝ આ ઠાર' ૪૬
સમ પ્રતીજ્ઞા કિધી વીર તજ્યુ અન નેં. તેણેં નીર
અન-વીના લંઘન થઇ સાત ચેત્યો તેહ પુત્રનો તાત ૪૭
'વણુ-ખુટેં કુયર એ મરે છાનું રાખ્યેં અરથ કિમ સરેં'
નગર-સેઠનેં તેડ નિરમલો પાય લાગી ભગતીમાં ભળ્યો ૪૮
નગર-સેઠ કહે 'કહો મુઝ કાંમ અમ્યો વેચાંણુ છુ તાહરેં નામ'
પ્રધાન કહેં 'હુ આવ્યો માગવા પુરણુ પ્રીત પાએ લાગવા' ૪૯
બાધ્યા સેઠનેં વચને ફરી વચન-માહેં આવ્યા શ્રી-હરી
'સુખેં માગી લેજ્યો તમ્યો આ જીભેં ના નહી કહુ અમ્યો ૫૦
ઘર ઘરવાઇ ઘરણી ઘર-સુત્ર અરથ ગરથ પુત્રી નેં પુત્ર
વાચા ચુકું જો ન કરું કામ વચમાં આંણી સીતા-પતિ રામ' ૫૧

પ્રધાન કહે 'કષ્ટ માહારાં કાજ્ય — વીપ્રની વહુ તે મુઝને આપ્ય
એહ માગ્યાનું મારુ મન — તો જીવે લાડકવાયો તંન ૫૨
આપ ઘાત કરી એ મરે — વાણિયા એ અમને તો કરે
વીપરીત થઇ ગઇ છે વાત — જલ પીધા થયા દિન સાત' ૫૩
નગર સેઠ કહે 'કિમ એ થાય — જીવતી માખી કિમ ગલાય
કરે વીપ્ર જાણે તો કોપ — ધરમ લાજનો થાઇ લોપ ૫૪
સંધ્યા વાદિને દે એ શ્રાપ — નગર પ્રતે કરે એ આપ'
પ્રધાન કહે 'મરશે એ પુત્ર — ભોગતારીક જે ઘર ઘર-સુત્ર' ૫૫
નગર સેઠ કહે 'કહુ તે કરો — હવડા જીવાડ તાહરો દિકરો
લેઇ જા એ ઘરણીને ઘેર — પુત્ર જીવાડ્ય તુ રુડી પેર ૫૬
એહનો આવશે જો ભરથાર — પડશે તેહવા દેશુ ખાર
અધિકુ આપીશુ એહને ધન — જિમ-તિમ કરી મનાવીશુ મન ૫૭
એહથી નહી કરુ અન્યાય — એ સાટે આપીશુ માહારી કન્યાય'
પ્રધાન-પુત્રીને સુપી નાર — જાયો પરોણા દિન દશ-બાર ૫૮
માહારી પુત્રી તિહા નિત્ય આવશે — અમૃત મેવા ખાવા લાવશે
પરવશ પડી તે શુ કરે — પ્રધાન તણે મંદિર પરવરે ૫૯
એકાંત્ય સીજ્યા ઢાલ્યા ઢોલ — બાલક બોલવા લાગો બોલ
'ભલે પધાર્યો પ્રેમદા પાસ — જે કહો તે પુરુ હુ આશ' ૬૦
તરુણી બોલી તે વેલા વ્રત — 'આજ માહારે શીવ-કેરા વ્રત
કાલે આ હામે આવજ્યો — આભુખણ ઓપીતા લાવજ્યો' ૬૧
તેહને બોલાવ્યો ઘર માહે — એકે વાત ન સુજે ત્યાહે
મહાદેવનુ ધ્યાન જ ધર્યું — જાહરે અરથ એકે નવી સર્યું ૬૨
સહદેવ આવ્યો માલીઇ — આખી જોયુ તેણે જાલીઇ
'રુખી-પુત્ર શા માટે રુઇ — કિમ પાણી અમારુ ખુઇ' ૬૩
તાહરે હકીગત માંડીને કહી — નગર-સેઠની કન્યા તો ગઈ
'સાહામી મુઝને બૈઇર કરે — ભોગ કર્યાની મંછા ધરે ૬૪
માટે જીવ માહારો જાય છે — સીહને સીયાલીયુ ખાય છે' ૬૫

દુહા

સહદેવ કહે 'રહે સુખે  તું સીદ તજે છે પ્રાંણ
ઉપાય કરું હું એહનો  હુ વણ-પાંણી ખેડું વાંહાંણ' ૬૬
મુખમાં આપી ગુટીકા  પુરુષ કર્યો તે પ્રૌઢ
ઉતર્યો અટારી-થકી  ઘણી વીદ્યા છે ગુઢ ૬૭
પ્રધાંન-પુત્રને ઉચકો  અંત્રીક્ષ ઉડ્યો આકાસ
એક ઘડી-માહે આંણીયાં  પ્રીત્યે જે પુર-પાશ ૬૮
છાનો રાખ્યો એક ગોખમાં  કોય ન પ્રીછે પેર
વેખ વરધ બ્રાંમણ થયો  ગયો નગર-શેઠને ઘેર ૬૯
આશીશ આપી ઉભો ર્‌હ્યો  'કુસલ વારતા કહાવ્ય
કલ્યાણ કલ્યાંણ તારું થજો  માહારી પુત્ર-વધુને લાવ્ય' ૭૦
નીચું જોઇ નિરમાલ્ય થઇ  બોલ્યો વલતો શેઠ
કેશ ત્રોડે મુસ્તકન્તણો  પોતે કુટે પેટ ૭૧
વીપ્ર કહે 'સુણ વાંણિયા  વેશ કરે તે વ્યથ
બોપા-ગાલા કર્યા-થકી  એકે સરે નહિ અર્થ ૭૨
કુયર કટારી મારશે  લેશે તુમ સહુના પ્રાંણ
કહેંશો પછે કહ્યૂ નહી  થાશે મોટી હાંણ' ૭૩
વણીક કહે 'વહુ તાહરી  એ તો થયો અન્યાય
માહારા પેટની દિકરી  તાહરો કુયર વરે કન્યાય' ૭૪
કન્યા-સાટે કન્યા ગ્રહી  ઉપર લીધું ધન
વીપ્ર બોલાવીયો વાણીયે  મેલ મનાવ્યુ મન ૭૫
સહદેવ લાવ્યો સુદરી  મુલદેવનો મંત્ર
રુખીઇ રાંમા ભોગવી  ત્રણે ના સરખા તંત્ર ૭૬
મુલદેવના મંત્રથી  નર પામ્યો કન્યાય
સહદેવે લીધી સુંદર  નહીંતર થાત અન્યાય ૭૭
સહદેવ નેં મુલદેવ  ત્રીજો રુખીનો તન
કન્યા દિઠી કોડામણી  માનની-ઉપર મંન ૭૮

સણ કહેં : રે સત્ય-વાદિયા ધરમ-ધોરંધર ધીર
પુન્ય પાક્રમ પરમારથી વડ-હથ વીક્રમ વીર ૭૯
પ્રધાંન-પુત્રનેં જીવતો કાઢી મુકયો બહાર
ખોહુ દાતારપણું ડાહાપણું ખોહુ નીરમલ નાર ૮૦
મુલદેવ કહેં માહરી કન્યકા તોલ કરંતા તંત્ર
કામરુ-દેશની ગોલીયો માંણી જોયા મંત્ર ૮૧
મેહ્દેવ કહેં 'રહો સાંસતાં પંડિત તજતો'તો પ્રાંણ
મંત્રથી મરત એ માંનની હોડેં થાયેત હાંણ ૮૨
પુરુષ થાત તો પ્રાંણ લેત વનીતા થાત તો મ્રત
પરણ્યો'તો રુખી એ પર-વશેં મંત્ર તાહારાથી મરત ૮૩
મારું સમરણ એણેં કર્યું હું લેઇ નીસર્યો બાહાર
વરધ થઇ ઠગ્યો વાંણીયો માટે મારી નાર' ૮૪
બ્રાંમણ કહે 'ભાઈ સાંભલો નારી મારી નેટ
માનની તો મેં ભોગવી પુરણ ગરભ છે પેટ' ૮૫
ન્યાય તેહનો નથી ચુકતો શાહાસ્ત્ર વાત હોય 'વેદ
વીક્રમસેન વાંણી વદો ભ્રાંત્ય ન રાખો ભેદ ૮૬
સહદેવની એ સુંદરી કે મુલદેવની માંન
કેં એ પેલા વીપ્રની? મ્રત સંભલાવો કાંન ૮૭
જો જાંણો ને કહો નહી તો બ્રમ-હત્યાદિક પાપ
સુરજ ચંદ્ર બે સાખીયા કેં શીવ-શક્તિના શ્રાપ ૮૮
પર-દુખ-ભંજન પ્રીતથી બોલ્યો બાબત બોલ
'વનીતા તો પેલા વીપ્રની તેહમાં સી કરવી તોલ ૮૯
મંત્ર મુલદેવે કહ્યો એ તો ગુરુ ગુણવંત
શીશ-નારી તે તો સુતા અવિલોકે પાપ અનંત ૯૦
સહદેવેં સરણે રખ્યો એ તો દેહ-દાતાર
પુત્રની સ્રી તે તો પુત્રીયો વાંણી વેદ વીસ્તાર ૯૧

ગરભ ગ્રહ્યો જેહને ઉદર    ભામિનીઇ સહ્યો ભાર
હતી કુંયારી કન્યકા    માટે બ્રામણ ભરતાર' ૯૨
'શાબાશ' કહી શબ સંચર્યું    ગયુ સીધ-વડને શરણ
પુન્ય-આગલ પ્રથવી-પત્યે    કરતુત સંભલાવ્યા કર્ણ ૯૩
'લાવું શબ આપુ તુને    તાહરે લેશુ અન
નીદ્રા જલ તાહરે કરું    મેલ મનાવું મન' ૯૪

વેતાલપચીસી-તણી કથા    કહેતા કરે કલ્લોલ
પવીત્ર પુરાણ પરમારથી    સુંદર કથા એ શોલ ૯૫
ગાઇ સીખે ને સાંભલે    મનની પોહોંચે આશ
શ્રી-ગોડ-માલવી વીપ્ર શુભ    કહે કવી શામલદાસ ૯૬

★

## કથા સત્તરમી

### દુહા

શંકર-સુત સલક્ષણો સુંદર રુપ સરદાર
મહાદેવ-પ્રતાપે મોટમપણું મોદિક અમૃત અહાર ૧
ઉમયાથી ઉતપતિં હુયો ચિંતામણી ઘર-મુત્ર
રીધી બુધી સી રીધ્ય વીધ્ય સુતા લખ્ય લાભ બેં પુત્ર ૨
બ્રમ-તનયા હંસ-વાહની સારદા નાંમ સિરદાર
બ્રમ-વીણા-માંહે ભરી બુધી-તણી દાતાર ૩
વીક્રમાર્ક મહા-વીર-વર વિશ્વ-પાલક વસ-શંમ
ચાલ્યો ચતુર ચિંતા તજી કરવાં એ પર-કાંમ ૪
શબ હોર્યુ સત-વાદિઇ બાંધું પુંઠલ્ય બંધ
પુર-પ્રત્યેં તે સંચર્યો સીહાસનનો સંધ ૫
મૃત્યક કહેં : સુણુ મહીપતિ વારુ કહું એક વાત
ગમેં તો દેજે હુંકારડો નહીતર નીગમીઇ સત્ય ૬
સત્ય-વાદિ હો તો સમઝજ્યો અંતર-થકી હો આપ
શબ મુંકયેં તુનેં સુખ છેં લીધેંથી છે પાપ ૭
જંબીરી-નગરી વિષે જશવંતશંઘ રીધ્ય-રાય
ભાગ્યશાલી એક ભામિની કુંકુમવતી કન્યાય ૮
રુપ-રતી સતી-સમી શીલ-પાલણુ એ સત્ય
સમઝુ સાવીત્રી-સમી મરુદેવી-વત મત્ય ૯
દમયંતી-વત દેહ શુભ અનસુયા-વત પવીત્ર
રોહિણી-વત રુપાવતી પુન્યવંતી પવીત્ર ૧૦
વિદ્યા વિવેકી વાંણુ વર વપુ વીનય વિવેક
નીરમલ કુલ નીરમલ નીજ નીરમલ રુડાં નેક ૧૧
પીતા કહેં 'પરણાવીયેં' કન્યાઇ ના કીધ
'હું માહારી મેળેં વરીસ સારો સ્વાંમી સિધ' ૧૨

અનેક દિવસ ઇમ વહી ગયા  જુગ બાધે થયુ જાંણુ
ચંદ્રવદના છે ચિંતની  ભાંમીની ઉદયો ભાંણુ  ૧૩
નગર-નગરના નર-પતી  અધીપતી ઇછા થાય
'કો પુરુષને તો પરણુશે  કુંકુમવતી કન્યાય'  ૧૪
આદ્ય-શક્તિ અનપુરણા  દેવલ દેહરાં દાખ્ય
પ્રગટ તિહાં પરમેશ્વરી  શાસ્ત્ર જ પુરે શાખ્ય  ૧૫
વડું લિંગ વિશ્વનાથનું  દૈવત મોટું દીઠ
સુર સનકાદિક સુર-પતિ  પરતક્ષ પુજે પીઠ  ૧૬
આદિત્ય-વારે અરભકી  દીપક કરી તે દીશ
આદ્ય પુજા અનપુરણા  વલતાં ઉમયા ઇશ  ૧૭
ડંડેરો ફરે દેશમાં  પુરુખ ન નિકલે કોય
સખીયો સાથ તે સુંદરી  હરખ ઘણેરો હોય  ૧૮
અબીલ ગુલાલ અતી અરઘજા  ઉજવલ અક્ષત અનુપ
કસ્તુરી કુંકુમ કેસરે  ભાગ્ય-નિધી એ ભુપ  ૧૯
'શીવ-સક્તિને સેવતાં  દેશે એ દાતાર
તે માહરે મન માંનીયો  ભવો-ભવ એ ભરતાર'  ૨૦
જે દાડે પુજા કરે  તે ચાલે ચરણે ચાલ
પાંચ લાખનું પુન્ય કરે  નર-નારી નગર નીહાલ  ૨૧
એક નરમદા-તટનો નર-પતિ  નારસિંઘ નિજ નાંમ
જાતો હુતો જાતરા  ઠરી રહયો તે ઠાંમ  ૨૨
પાંચ દિવસ પુરમાં રહયો  ઓછયો સઘલી પેર
માહા ડાહી માલણ હતી  ઉતર્યો તેહને ઘેર  ૨૩
એક ગંગા-તટનો ગુંણ-નીધી  ગંધર્વસેન દીધ્ય-રાજ્ય
બલરાંમ બાહુર બેટડો  તે આવ્યો કન્યા-કાજ  ૨૪
પરણ્યા-ઉપર પ્રીતડી  પણ જોરાવરી કિમ થાય
રુખી ઘેર તે તો રહયો  ગુંણ ઇશ્વરના ગાય  ૨૫

એક માહારાષ્ટનો મહિપતિ આધાતા નિજ નામ
મહેંદ્રપાલ તેહનો દીકરો હરી રહ્યો તે ઠામ ૨૬
વણીકનેં ઘર તે વાસો રહ્યો ચરચા જુઇ રવી-વાર
ગોભા સુર-નાયક-તણી તે અલખત અપરંપાર ૨૭
એક સુરસ્વતીનિ તિર-પર ગણેશપરું શુ ણુ-ગાંમ
દેવીસ ઘનો દિકરો દામોદર વર નાંમ ૨૮
પરધાંનને ઘેંર તે રહ્યો ચરચા જોવા-કાજ
પ્રેમદાનિ પ્રીતેં કરી રહ્યા તજીનેં લાજ ૨૯
ત્યારેં નીરખી તે ચિંતની પુર-માંહે પટ તર પુઠ
પર-વશ પ્રાંણુ તેહનો પડ્યો માંનની વરવા મુંઠ ૩૦
કો કેહનેં નથી જાંણતા કો નથી કહે તો કહીં વાત
કો કોનેં નવી ઓલખેં શું ણુ ભરીયાં છે ગાત ૩૧

ચોપઇ

ત્યારે જાણુ તે દેહરેં જાય એક પીઇ પય પણુ અન નવિ ખાય
મધલી ત્રમગ્ય તજીયુ સુખ વેઠેં ટાઢય તડકો ને ભુખ ૩૨
મનમાં સમરેં સહુ મહાદેવ ત્રમ્યક પ્રકારેં કરેં સહુ સેવ
'પુજા કરી આરાધુ તુનેં એ કન્યા પરણાવો મુને ૩૩
દેવ માહાદેવ છે' તુ દાતાર' કન્યા એક ને' વર છેં ચ્યાર
વીશ્વ ભર શીવ તો મનમા મોહય હેત ચ્યાગના જસમા જોય ૩૪
'જોયુ ચ્યારમાં કોહને અધિકુ હેત તેહનેં આપુ કન્યા નેત'
જોગેશ્વર જોગીનુ રુપ લેખ ધરી આવ્યા તિહા ભુપ ૩૫
ચ્યારે ઓંહા ધ્યાન જ ધરેં પચામૃતની પુજા કરે
'કહે' જોગી કા કરે કાય ' 'પ્રભુ પરણાવે એ કન્યાય' ૩૬
પ્રથગ પ્રથગ ઇમ પુછે ચ્યાર 'દો તો કન્યા જહ્એ દાતાર' ૩૭

દુહા

માહાદેવ કહે 'મહિપતિ શુણો પ્રથવી-પ્રદક્ષણા જાયો
છીતો ઇદ્રી પાચનેં જવનો લોટ જ ખાયો ૩૮

બીજો ઉપાય તો એક છે    દીધ્ય વીધ્ય મુકી ગન્ત્ય
કૃષ્ણાર્પણ કરી કહો    કામિનિ-કેરૂં કાન્ત્ય    ૩૯
બીજો ઉપાય વલી એક છે    ધુમ્રપાન ધર ધીર
પંચાગ્ની દેહે ધરે    શુધ્ય કરે શરીર    ૪૦
ઉપાય ચોથો વલી એક છે    દાધાદલ દેહ દીશ
તન મન ધન અરપે તજી    જીવને નમગપે શીશ    ૪૧
તેહ પામે એહ પ્રેમદા    બાકી મુકો આશ
ભુખે તરસે મરતા રહો    જયો વશેકે વાસ    ૪૨
ઉઠ્યો એક આલન તજી    પ્રથવી-પ્રદક્ષણા-કાજ
બીજે કૃષ્ણાર્પણ કરી    દીધ્ય દીધ્ય સઘલું રાજ    ૪૩
હસ્તી ઘોડા માલ ધન    લુટાવી લક્ષ લાખ
અવધુત થયો તે એકલો    રાજા ચોળી રાખ    ૪૪
ત્રીજે તે વેલા-થકી    ધાર્યો ધુમર-પાન
સુખ તજ્યુ શરીરનું    ત્રોહો-વીધ તનનુ તાન    ૪૫
ચોથો ચતુર પણ આલસુ    એકે ન સુઝી પેર
તિહાંનો તિહાં બેસી રહ્યો    તે ઘણા હેતથી ઘેર    ૪૬
પહેલે પ્રદક્ષણા પુરણ કરી    પુરા પનર માસ
કાયા કીધી કોયલો    અન તણી નહી આશ    ૪૭
બીજે ધુમર પાનથી    દમી તેણે બહુ દેહ
કાયા કીધી કોઇલો    એહવો નારિશુ નેહ    ૪૮
નન્ત્ય તજ્યુ જેણે નીધ્ય તજી    તજ્યુ સઘલુ સુખ
કાયા કરી કોઇલો    ભુંડી વેઠી ભુખ    ૪૯
બેસી રહ્યો જે બાનણે    તજ્યા ભાવતા ભોગ
પડ રોગ થયો પાડુઓ    વાધ્યો ગૈરવ રોગ    ૫૦
સોલ મહીને સહુ એકઠા    ચાતુર મલીયા ચ્યાર
વીશ્વંભર વીનમે થયા    વપુ કર્યો વીચ્યાર    ૫૧

'પ્રભુ-વચન કિમ પાલટે' એ નર કિમ પાંમે' નાર
કન્યા એક દેહ દાંમણી ચાંદશ પેલા ચ્યાર' ૫૨
પીતા કહે' 'પુત્રી સુણો તુંને વરસ થયાં છે તેર
કુંયારી રહીસ કેટલા દિવસ માંથે . મેં'હેંણાં મેર ૫૩
આજ પુછો જઇ અંબીકા કહીઇ વર સુ'ને' આલ્ય
નહીતર હું કહું તે વરો કરું પીવા તાહરેં કાલ્ય' ૫૪
'વારુ' કહી વનીતા ગઇ આંણ્યો મન ઉલાદ
રાત્યે' તે રામા એકલી પરવરી શીવ-પરસાદ ૫૫
વીપ્ર એક વટેમારગું કરતો'તો સીવ-પુજન
બેઠો'તો તે બારણે' શીવ-રાત્રીનો દિન ૫૬
તે રાત્યે' ચ્યારે' જણા શીવ-દેહરાંનાં સંચ
એક વટેમારગુ બાપડો મલ્યા એકઠાં પાંચ ૫૭
પુજા કરવા ગઇ પ્રેમદા અધીક હેતથી આપ
પુરવ-જન્મ વેરે કરી એીને' ડસીયો સાપ ૫૮
પલક એક-માંહિ' પડી વપુઇ વાધ્યું વેર
મૃત પાંમી તે માંનની ઝાલ ચઢયું તે ઝે'ર ૫૯

ચોપઈ

વાહાણું વાયું વિતી રાત્ય પ્રહે' ફાટો થયો પરભાત
જાંણ થયું તેહની માત ને' તાત વીપરિત વાત થયો ઉતપાત ૬૦
ડુંડી ડંડેરો ફરિયો દેશ કો વીખ વાલી જાંણે' લેશ
તે વર એ કન્યાને' વરે'' બાકી અરથ કોહોનો નવ સરે' ૬૧
કોણે' નવી ઘાલી હાંમ પેલા ચ્યાર કહે' 'માહરું કામ'
એકે' તો જલ મુકયુ હાથમાં સાચું ભાખ્યો સહુ સાથમાં ૬૨
પ્રથવી-પ્રદક્ષણાનું પુન્ય આપ્યુ હાથમાં સી રહી નુન્ય
બીજો કહે' 'મેં મુકયુ રાજ્ય તે તો કાંમીનિ તાહારે' કાજ' ૬૩
ત્રીજો કહે' 'કીધું ધુમ્ર-પાંન તે પુન્ય તુઝ છીવત-દાંન'
ચોથે' સમરયુ સીસ 'માંનનીને છીવાડો ઈશ' ૬૪

પંથી બેઠો છે પાંચમા — તે પણ આવ્યો આંચમાં
તેણે પણ સમરપ્યુ શીશ — વચ-માહેં પડ્યા છે ઇશ ૬૫
પારવતી બોલ્યા માવડી — 'અરે શીવ અન્યા આવડી
જીવ એ સહુ કોના જાય છે — એ પાપ આપણે થાય છે' ૬૬

દુહા

આલમ મોડી ઉઠીયા — નોધારાં-આધાર
ઉઠાડી ચેલી કન્યકા — ક્ષણું ન લાગી વાર ૬૭
'ઘેલાજરી જા ઘેર તું — દે છે મહને દુખ
આવીશ માં તુ ડેહરે — દેખાડીશ માં મુખ' ૬૮
નારી તે પાગે નમી — સ્તુત કીધી શીવ-રાજ
'માહારાજ-રાજ-રાજેશ્વરી — રાખો માહારી લાજ ૬૯
જીવાડો એ બે જણા — તો તે પોચે આશ
પછે ગમે તેહને પરણાવજ્યો — પરમેશ્વર છો પાશ' ૭૦
અમૃત શીચ્યુ ઇશ્વરે — અમૃત દષ્ટે જોય
અમૃત હાથ હેતે ધર્યો — કરી ન સકે કોય ૭૧
સુખ પામ્યા સહુ શીવ-થકી — નાવી ઉની આંચ
કન્યા એક કોડાંમણી — પુરુખ પ્રતાપીક પાંચ ૭૨
રાજ કહે • રે સત્ય-વાદિયા — સુદર સત્ય સુજાણ
કન્યા એ કોહને વરી — પચે કરી પ્રમાણ ૭૩
જો જાંણો ને કહો નહી — તો પચ જણાનું પાપ
શાહાસ્ત્ર સાખીથી સત્ય કહો — અકલ ઘણેથી આપ ૭૪
વીક્રમસેન વલતો વદે — 'સત્ય વાત કહુ સુત્ર
પ્રથવી-પ્રદક્ષણા કરી — એ પુન્યે તો પુત્ર ૭૫
ધુમ્ર-પાંન જેણે ધારીયાં — વીપરિત કીધી વાત
તે નર-પત્ય નારી-તણો — ભાવીક જાણો ભ્રાત ૭૬
રાજ્ય-પાટ જેણે તજ્યુ — તે તરુણીનો તાત
અધીક પુન્ય છે એહનું — વેદ વચન વીખ્યાત ૭૭
મુસ્તકની પુજા કરી — એ તો પરમારથ પુન્ય
એ તો ઇશ્વર જાંણજ્યો — નિમેખ ન રાખી નુન્ય ૭૮

પેલો પંથી જે પાંચમો　　પડી રહ્યો'તો પાશ
તે કન્યાને નથી જાણતો　　નોહોતી પરણ્યાની આશ　７૯
બીજા હતા સૌ લાલચી　　આંણી તેમણે આંચ
નીરલોભી નીરલાલચી　　તે પેલો પંથી પાંચ　૮૦
સહુને સુખ કરવા-કારણે　　સહજ સમરપ્યું શીશ
ઇશ્વરે એહના પુન્યથી　　ઉઠાડ્યા સહુ ઇશ　૮૧
કામીનિ-કાજ જે કષ્ટ કર્યું　　દેહ પાંમ્યા જે દુખ
માગ્યું આપે મહાદેવજી　　સહજ કરે તે સુખ　૮૨
એ જ્યારે મનથી ચિંતવ્યુ　　એ માંનની પામી મૃત
પુન્ય પોતાનુ આપીયું　　તેણે ઉડી વ્રત　૮૩
બેકે બાકી નવી રહ્યુ　　માગ્યું તે પાંમ્યા માંન
એથી સ્યું આપે અધીક　　જે દીધુ જીવતન્દાંન　૮૪
પાંચમો પેલો પરમારથી　　નીરલોભી નિસકાંસ
નહી વાંછીત નહી વાસના　　તેણે રીઝયા રાંમ　૮૫
એહનુ પુન્ય ઉગ્યું અધીક　　એ વર એ કન્યાય
બીજે આશ એહની કરે　　એ મોટો અન્યાય　૮૬
નીકાંમે શીવ આરાધશે　　નીકામે કરશે પુન્ય
શીવ પરમારથથી પ્રસન　　નીમેખ રહે નહી નુન્ય'　૮૭
'શાબાશ' કહી શબ ઉડીયું　　અંતરીખ-મારગ આકાશ
સૈન્ય કર્યું સીધ-વડ-ઉપરે　　અતી મન પોહોતી આશ　૮૮
પુર-પત્ય આવ્યો પાછો વલી　　ઘણા હેતથી ઘેર
માંડી વાત મહીમા કહે　　પુજ્ય-આગલ તે પેર　૮૯
'શબ લાવું સકાલમાં　　કરુ તમારું કામ
આપુ તુને ઉછંકલ કરું　　તો સેવક મારું નાંમ'　૯૦
ગાઇ સીખે ને સાંભલે　　મનની પોહોચે આસ
સતરમી કથા પુરણ થઇ　　કહે કવી સાંમલદાસ　૯૧
એહવું સાંભલી આપશે　　અન વસ્ત્ર દક્ષણા દાંન
વીક્રમસેને પુન્ય કર્યાં　　તો પામ્યો સનમાંન　૯૨

*

# કથા અઢારમી

## ચોપાઇ

નમો નમો ગણપત્ય નામ્યને — નમો નમો ચિધ્ય-બુધ્ય સ્વામ્યને
નમો નમો શિવજી તાતને — નમો નમો ઉમયા પતિ માતને ૧
નમો નમો શ્રી ગુરુદેવને — નમો નમો શીવ શેવને
નમો નમો ધારક ધીરને — નમો નમો વીક્રમ વીરને ૨
નમો નમો રાધા ક્રશ્નને — નમો નમો શ્રી વેદ વીશ્નને
નમો નમો ગ્ખીયલ ગજને — નમો નમો કવી ગજને ૩

ચાલ્યો વડ હથ વીક્રમ વીર — સત્ય શિરોમણ શુધ શરીર
શમ દોઢી વાગે બાધીયુ — સત્ય શીલ સમગ્થ સાધીયુ ૪
ચાલ્યો નગર ઉજેણી-ભણી — ધરમ-બુધ્ય ધગ્મનો ધણી
રાણ બોલ્યુ સાભલ્ય સત્ય-સાર — દેવ રુપ મોટો દાતાગ ૫
હુંકારા વીના ચલાવો ચણુ — કહુ વાત તે સાભળો કણુ
ગલકીનિ તીર ઘણુદિવી ગામ — નીત્યાનંદ નગ પત્યનુ નામ ૬
તેહને તનયા એક ત્રીયોતમા — અકલવંત અતી ઉતમા
જે-કો ચાતુરી ચિતમા ધગ — વર જડો જોઈ હુ વરુ ૭
એક ગામમા વીપ્ર જ સાચ — તેહને પુત્ર પ્રતાપીક પાચ
બુધ્ય સાગર ને બુધ્ય નિધાન — જાણે અષ્ટાદશ વિધાન ૮
તેડ ગયા રાજાને ઘેર — પ્રીછી પ્રેમદા-કેરી પેર
રાજાને કહે 'જયો ચાતુરી' — બેઠા બલ બાધી બાકરી ૯
પ્રેમદક્ષ એક પેહેલો પુત્ર — સાચુ બોલ્યો તે એક સુત્ર
'ભોજન કેરા જાણુ ભેદ — વીવધ્ય વીવધ્ય વખાણુ વેદ' ૧૦

## દુહા

પચામૃત પાક પુરણ કર્યાં — ખારા ખાગ મીઠ
ખાન પાન ભક્ષ ભોજના — પોતે નજરે દીઠ ૧૧
જમાડ્યો જુગત્યે કરી — સાલ દાલ ને ઘૃત
તે ભોજન છાડિ ઉઠીયો — તુછકાર કરી તે નત ૧૨

'મુયો ઉંટ એક અનમાં દુરગંધ ગંધાય
અરે મુરખ તું મહીપતિ રમોઇ કીમ રંધાય' ૧૩
ખોટ્ય કરાવી ખાંત્યથી તે ઘણુંક વેગલુ ગાંમ
કમોદ-તણો તિહાં ક્યારડો ઉઠીયો તેહનું નાંમ ૧૪
કો વેલા કો કાલમાં વરસ થયાં સેંહેં પાંચ
ઉંટ મુયો'તો તે અવની-વીષેં ઉપર તેહની આચ ૧૫
પરમાંણુયો પંચે મલી 'એ તે ભોજન કરનાર
બાકી તો બીજા બાપડા પોતેં પેટ ભરનાર' ૧૬
બીજો બાલમુકુંદ છેં તે પણ બુધ્યનો નીધ્ય
'નીશ્ચે ઓાલખું નાત્યનેં વખાંણુ વડેરી વીધ્ય ૧૭
ભાત્ય ભાત્યની ભાંમીનિ જાત્ય જાત્યના જન
ઓાલખી લેઉ એક પલકમાં જિમ એણેં ઓાલખ્યુ અન' ૧૮
રાંણી તે રાજા-તણી ભામીની રુડી ભાત્ય
દેખાડી તે દેવને કહું 'જાંણો તો કહો જાત' ૧૯
પારખું કીધુ પંડિતેં 'એ માછણનું માંન
ઉછરી છેં અન ખાઇનેં ધોબી-કેરું ધાંન ૨૦
ત્રણુ વરસ કેડેં તારુણી થઇ પદમની-પેર
રાજ-દ્વારેં રાણિ-કનેં રહી ઘણા હેતથી ઘેંર' ૨૧
ચરચા જોવરાવી ચતુર નર પ્રીછી લીધો પાર
વીપ્રેં કહી તે વેદથી થઇ વાત નીરધાર ૨૨
વીધવા એક માછણુ હતી ગરભ રહ્યો'તો પેટ
નદીમાં નાંખી'તી નારનેં ઘાલી માટલેં નેટ ૨૩
ધોબી ધોતો'તો લુગડાં તરતું આવ્યુ માટ
કાઢિ માંહેથી કામીનિ ઘણો ઉજલો ઘાટ ૨૪
ત્રણુ વરસની તે થઇ રાંભા રંભા-રુપ
કોયેંક સમેં આવી ચઢ્યો ભારેં કરમનો ભુપ ૨૫

દીઠી પુત્રી દેવાંગના  રીઝે આપ્યું એક રતન
અપુત્રવંત પુત્રી ગ્રહે  લાવ્યો વાસ વતન  ૨૬
પુત્રી કરી રાખી પેટની  પરણાવી તેહ પવિત્ર
કથા સરવ તેહની કહી  ચાતુર વાત ચરીત્ર  ૨૭

### ચોપઈ

ત્રીજો એક ત્રીલોચન તન  માંનની પરણ્યાનું છેં મન
તે કહેં 'બેંસી જાંણું અગ્યો  તેહનું તોલ કરો સહુ તગ્યો'  ૨૮
પ્રથવી ઉપર પથરણું કર્યું  તે ઉપર હેમ-સિંહાસન ધર્યું"
સુખમલની ગાદિ મોટિ લહેંક  ખરાસ-કસ્તુરી-કેરા ખહેંક  ૨૯
ઇંદ્રાસનથી અધીકું હોય  મહીમા કલી સકેં નહી કોય
તે ઉપર દીજ બેંઠો જાહરેં  તન તપ્યું તેહનું તાહરેં  ૩૦
આલસ મોડી ઉભો થયો  બોલ કારિમો તેહેં કહ્યો
'બાલ્ય બાલ્ય એ આસન વસ્ત  એ આસન હેઠે છેં અસ્ત'  ૩૧
ખોદાવી ભુમી ગજ પાંચ  સઘ અસ્ત નીકલ્યું છેં સાંચ
પંચે પરમાંણીક પરમાંણીયો  'જોગ્ય બેંસનાર એહને જાંણીયો  ૩૨

### દુહા

ચંદ્રદસ ચોથો કુયર  કહે 'સુઇ જાંણું સિન્યાય
પેંર પેંર જોયુ પારખું  રુદેં રીઝ તું રાય'  ૩૩
સુકડની સીજ્યા કરી  અતલસની ઉપરેણુ
સુખમલની માંહિ સુહત  સઘલાં સુખ-સરેણુ  ૩૪
સુતો સોડ તાંણી સુખેં  ઉડયો અધવચ અવ
વીંછી-કેરી છેં વેદના  શરીર-સમંધી સવ  ૩૫
'સુયાલો છેં ગખમલ તલેં  અશ્વ-તણો તસુ એક
તે ખુંચ્યો ખંધે માહરેં  વેદના થઇ વવેક'  ૩૬
પ્રમાંણ કર્યું પંચે મલી  તે ઉકેલ્યું તતકાલ
કાઢેં માંહેંથી કરકટો  વાલ એકનો વાલ  ૩૭

પ્રદ્યુમ્ન પુત્ર એક પાંચમો   તેણેં જાણ્યાં જયોગ
'જાંણું હું જુગતેં કરી   ભાંમીનિ-કેશ લોગ'   ૩૮
એકાંત સિન્યા અધીપતિ-તણી   પાથરી પુગ ચે હેંઠાણ
ગુંણીકા એક ગુંણની આગલી   ચતુરા ચતુર સુજાંણ   ૩૯
હાંમ-કાંમ મૃગ-લોચની   ઉરવંશીનિ જોડ
ચેહેંન જોતાં ચિત્રણિ-તણાં   ખણ માત્ર નહી ખોટ   ૪૦
પોઢાડિ તે પલંગ-પર   પંડિત-પાસેં પ્રીત
ઉઠયો તે આલસ તજી   એ રાંમા-શુ નહી રીત્ય   ૪૧
'અજનુ દુધ ઘણું એણીઇ   પીધુ છેં બહુ પેર
શાણા પુરુખ એહનેં શુ કરે'   એ ગુંણ-હીણીને ઘેંર'   ૪૨
જેવરાવ્યુ જુગત્યેં કરી   એહની મા પામી'તી મૃત
એ ધવરાવી અજને   ત્રણ વરસ-સુધી વ્રત   ૪૩
પ્રમાણ કર્યું પંચે મલી   એહ શીરોમણ સાંચ
એક કન્યા કોડાંમણી   પંડિત પુરુખ તો પાંચ   ૪૪
'ચાતુરી કોહોની ચોગણી   વધતી હોઇ વેશ
તેહનેં પરણાવું પદમની'   એમ કહ્યો ઉપદેશ   ૪૫
શબ બોલ્યુ તે સજ થઇ:   સાંભલ્ય સત્ય-વાદિ રાણ
જુઠું બોલે જો એહમા   તો ઇશ્વરની આણ   ૪૬
જો જાણે ને કહે નહી   તો પ્રલે-કાલનુ પાપ
પાચ-માહે પરણ્યો કીયો   અધકી બુધી આપ   ૪૭
વીક્રમ વીચારી વદ્યો   'જે બેસી જાણતો બાલ
પરણાવી તેહને પ્રેમદા   તે વેલા તતકાલ   ૪૮
અધકી બુધી એહની   ચ્યાર ચાતુર સમતુલ્ય
અન્ત કહ્યુ અવની થકી   એતો બુધે મુલ્ય   ૪૯
અવની-ભાગે અન કહ્યુ   પરસેવે કહી અજ
વાલ કહ્યો વાસા-થકી   પ્રસ્વેદ-થકે કહી રજ   ૫૦

અમ્ત ઉંડુ અનની વીમે   ઉપર આસન જાય
પંડિત જોણે પારખુ   તેહના વેદ વખાણુ'   ૫૧
'માણાગ સાખામ મલક્ષણા   પુન્ય પ્રાક્રમ-પરકાસ'
સીધ નરે તે જઈ રહ્યુ   અંતરીખ ગયુ આકાસ   ૫૨
પુન્યવંત પાછો વળ્યો   રેતે ખંખેરી હાથ
પેગ કરી તે પુન્યને   'સોપુ વીતતે સાથ'   ૫૩
વીક્રમસેન વરણાગીયો   વેગે પોહોતો વાસ
અઢાર કથા એ તો થઈ   કહે કવી સામલદાસ   ૫૮

# કથા ઓગણીશમી

## દુહા

શ્રી-સારદા શ્રી-સરસ્વતી    શ્રીય ભાગ્તી ભુપ
શ્રી-વીદ્યા શ્રી-શક્તિ-શીવ    શ્રી-ભાગ્ય-નિધ્ય ભવ-ભુપ ૧
શ્રી-કૃશ્ન કરુણાનિધી    શ્રી-બલભદ્ર બલ-વીર
શ્રી-સીતા-પત્ય રાંમજી    શ્રી-દશરથ-સુત દ્દઢ ધીર ૨
બીજે દીવસેં બાધુગ થઇ    તે આવ્યો ચતુર સુજાંણ
ભોગ આપ્યો ભાવેં કરી    ભલપણ-કેરો ભાણ ૩
બોધ-વડ-ઉપર જક્ષ છેં    શીશવ-કેરો સાર
તે-ઉપર ચોકી ઘણી    અપરંપાર અપાર ૪
શીશવથી સબ છોડીયુ    વાસે બાધ્યું મત
નગર-ભણી તે નર-પતિ    આવ્યો સત્ય-વાદિ વ્રત ૫
શબ બોલ્યુ સંસ્કૃત-વીખેં    વાસવ-સુત શુંણ વીર
ધરમ કરમ સરમ સહિત    ધર્મ-ધીર ધર ધીર ૬
ગમે તો દેજયે હુકારો    ચતુર ચલાવો ચર્ણ
માહારા સમ સલક્ષણા    કથા સંભલાવું કર્ણ ૭

## ચોપઇ

શિવકાંતિ વીસ્નુકાંતિઇ    પુસકર-પાસેં પાતીઇ
વીજયસંધ વસુધા-પત્ય તાહે    વરણ અઢાર વસે ઘટ-માહે ૮
સત્ય-વાદી સલક્ષણ રાય    વીપ્ર પાય તેહનેં ઘર જાય
વીપ્ર રુડા ઘણું વીદ્યાવંત    સાધુ-સીગંમણી સાહગ્રીક સંત ૯
સકલ-કલા-ગુણ-જાણ સુજાંણ    પંડિત નામ તેહના પરમાણ
જીવણરામ જોતકી-માહે જોસ    દેખે તેહવા કહેં નિત્ય દોસ ૧૦
લોઢી વડી પનોતી રાહાય    શની ભોંમ ભૃગુ ચીત ચાહાય
શીવશરમા એક શાહાસ્રી-સિંધુ    અધ્યાતમ સઘલો એ ઇંદુ ૧૧

કથા પુરાંણ કોડે કહેં લાખીણા મારગ જે લહેં
ત્રીજો એક આવેં વેદીયો ભરપુર વીદ્યાનો ભેદીયો ૧૨
મંત્ર જંત્ર નેં તંતર તાંન ગુંણ રુડા તે ગાઇ ગાંન
વિશ્નુદત્ત તેહનું છેં નામ ગુંણ ફેલ્યો છેં બાધેં ગાંમ ૧૩
ચોથો એક આવે તિહાં કવિ નીત્ય નીત્ય વીદ્યા લાવેં નવી
દેવસર્માં નામેં દાખંત ભાત્ય ભાત્યના ભેદ ભાખંત ૧૪
પાંચમો એક ગુણીયલ ગુરુ ઘણો ત્રંબક નાંમ છેં તેહ-જ-તણો
રાજાના મહિના ખાઇ છેં નીત્યે આસીસ દેવા જાય છેં ૧૫

દુહા

એક દિવસ તે અધીપતિ પોદું આવ્યુ પર્વ
જાચિક આવ્યા સહુ ગાંમના સુણીને આવ્યા સર્વ ૧૬
હસ્તી કર્યો એક હેમનો ઝવેર જડીત્ર તે જોર
તેહના ઉદર-માહે ભરી પાચ કરોડ મોહોર ૧૭
બ્રાંમણ સહુનેં ભુગ્મી કો દશ નેં કો વીસ
જેહનું જેવું કરમ છેં અપાવનારો તો ઇશ ૧૮
એક હસ્તી ઉભો કર્યો શ્રીય રુપે જે સાંચ
તેહને તાકેં પેલા પંડિતા જે ઘર પેસંતા પાંચ ૧૯
રાજા કહેં કોહનેં આપસ્યુ કીયા દુ્રશણ ચ્યાર
ડાહાપણ દિલમા ખોલીયુ વપુડ કર્યો વિચ્યાર ૨૦
'પાંચ તમ્યો દો પંડીતા વાહાલા દો વશેક
ચ્યાર જાશેં પાછા વલી હસ્તી લેશે જણ એક ૨૧
કહુ તે કહો મુઝ કાનમાં સંસાર-માહિ શુ સાર
આચાને હસ્તી સમપંશુ ભુગ્ગી લેશેં ચ્યાર ૨૨
ડાહાપણ દિલમાં દાખજ્યો વીચ્યારી જોજ્યો વસ્ત
પંચ જેહને પરમાંણશે તેહને હસ્તી આપશેં હસ્ત ૨૩

કે કેહને કહેશે નહી   જેહનું મન જે માંન
તે છાનું મુજને કહો   કંત સંભલાવો કાંન' ૨૪
'વારૂ મહારાજ વીચ્યારીઇ   શાહાસ્ત્ર પુરાંણે સાચ'
રાખ્યા સહુને જુજુયા   પ્રથક પ્રથક જણ પાંચ ૨૫
એકેં તો આવી કહ્યું   જે જોતકી વીદ્યા જાંણ
'સારામાં સારી અસ્તરી   બોલેં વેદ પુરાંણ ૨૬
તરણુ તારણુ ત્રી-લોકમાં   સંસાર-તણું સુખ સાર
અંત-કાલે અલગી નહી   તે આત્માનો આધાર ૨૭
વામ સુનો વનિતા વીના   સુંની સમરીધ્ય સેજ્ય
સુંનો અવતાર સ્વાંમી-તણો   તરુણી-વીણ શું તેજ' ૨૮
બુધ્ય વીચ્યારી બીજો કહેં   મીછ્તો'તો પુરાંણ
'સંસારમાં સારી લક્ષગી   ગેતેં ચતુર સુજાંણ ૨૯
લક્ષ્મીથી લીલા-લહેંર   લક્ષ્મીથી માંનેં લોક .
લક્ષ્મી-પાખી લંડીયા   જીવિત તેહનું ફોક ૩૦
લક્ષ્મીથી ઇશ્વર મલેં   લક્ષ્મીથી થાઇ જાગ
લક્ષ્મીથી સરગેં સંચરેં   માંન મુકાવેં માગ' ૩૧
ત્રીજો કહે 'ત્રી-લોકમાં   તત્વ-તણું જે તત્વ
સપુત સીરોમણુ સોભીત   સુખ સંસારનુ સત્વ ૩૨
સપુત-થકી શોભા મલેં   સપુત-થકી મલેં સરગ
સપુત-થકી સુખ-સંપતી   વીવધ પ્રકારેં વરગ ૩૩
સંસારમાં સાર સપુત છેં   શાહાસ્ત્ર પુરેં સાખ્ય
ત્રણેં રણથી તે છોડવેં   દાના હોય તે દાખ્ય' ૩૪
ચોથો બોલ્યો ચતુર નર   કવી પોતાનુ નામ
'સંસારમાં સાર તો એક છેં   જે ઇશ્વરનુ નાંમ ૩૫
ઇશ્વર-નાંમે અધિક સુખ   ઇશ્વર-નાંમે પુન્ય
ઇશ્વર-નામે ઇંદ્ર-પદ   નીમેખ માત્ર નહી તુન્ય ૩૬

ઇહ-લોકેં પર-લોકેં પરમ સુખ   નોધારાંનો આધાર
તારેં નામ ઇશ્વર-તણું   સંસાર-માહે સાર' ૩૭
પાચમો બોલ્યો પ્રીતથી   'મુલ વીચારી મન
'સારમાં સાર સંસારમાં   અધિક પ્રકારેં અન ૩૮
અન-થકી રહેં આતમા   અનથી પુજેં ઇશ
અન-થકી વિદ્યા ભણેં   અન જપે જુગદિશ ૩૯
અન-વિના એકેં ઘડી   રહે નહી રાય કેં રાંક
સંસારમા સાર-સીરોમણી   અન એ આડે આંક ૪૦
સ્રી હોય નેં હોઇ દિકરો   હોઈ લક્ષ્મી સુખ ગંમ
અન-વીના નીશ્ચેં મરેં   કોય કરેં નહી કાંમ ૪૧
અન-માટે અરભક તજેં   તજેં નારિ નેં ગામ
અન-વીના ગોવિંદ-ગુણ   કરેં ન કોઇ કાંમ' ૪૨
છઠો ગોર એક છત્ર-પતિ   છયે શાસ્રીમાં છત
તે ઉજાતો આવીયો   મનમા મોટી મત્ય ૪૩
'શાહાસ્ર-તણાં સિંધુ અમ્યો   લાયક લેવું દાંન
પુછો તે ઉત્તર કહુ   મહિપતિ-કેરા માંન' ૪૪
મહી-પતિ કહે 'મહરાજ શુણ   છઠા તમો છો છેક
સાર હોયેં સંસારમા   તમ્યો બતાવો એક' ૪૫
તેણેં કહ્યુ જઇ કાનમાં   'વીદ્યા મોટી વાંણ
મુરખ બચ્યારો શું કરે   પંડિત-આગલ પાંહાંણ ૪૬
વીદ્યાનેં વશ વીશ્વ છે   વીદ્યાનેં વશ લોક
વીદ્યા-વીના જે જીવવું   તે તો જાણો ફોક ૪૭
વેદ તે વીદ્યા-થકી   વીદ્યાથી ગુણ ગ્નાન
વીદ્યા-થકી વીવેક વર   વીદ્યાથી મોટમ માન' ૪૮
છતવંતા છયે શાહાસ્રના   વખાંણી તેમણે વાત
રૂઢ જેહના મનમાં વશી   તે તે કરી વીખ્યાત ૪૯

સબ બોલ્યુ : સત્ય-વાદિયા    મીઠું છું તાહરો પાર
છયેંમાં કુણ થયો છત્ર-પતિ    સંસાર માહેં મ્યુ મ્યાર ૫૦
જો જાંણો તે કહો નહી    તો તમને હત્યા ચાર
પાપ પ્રલય-કાલનું    બ્રમાંડ તણો સિર ભાર ૫૧
વીકમમેંન્ચ વીચ્યાર કરી    બોલ્યો બાબત બોલ
'અનવાલો થયો અધિપતી    તેહ કર્યું મેં તોલ ૫૨
રતન ચ્યાર હોયેં હાથમાં    શોભેં અગોચર ઠાંમ
ભુખ ન ભાગેં તે થકી    કાયા ન કરેં કાંમ ૫૩
અન ન પાંમે આતમા    જો જન જીવેં કોય
પામેં બેઆરો પદમની    પણ નવી સામું જોય ૫૪
અન-વીના સુઝેં નહી    પધ્યત પુજન કેં પાઠ
બીજું વખાંણેં તે બાવરા    એ ઠગ-વીદ્યાના ઠાઠ ૫૫
કરણે કનકજ આપીયુ    તે હેતેં પામ્યો હેમ
અન આપ્યાથી ઉધર્યો    પછેં ઉપનો પ્રેમ ૫૬
અજોધ્યામાં આવ્યા અધીપતિ    જે રાજા વિલોચન રામ
કુશલ પુછેં અન-દેવનેં    ઠગી રહ્યા તે ઠામ ૫૭
-અનાવૃષ્ટી અધિકી પડેં    ઘણો હોઇ છે ગરથ
રુપેં સોનેં નવી ઉગરેં    વખાણ કરેં તે વૃથ ૫૮
સુખ મોટુ સ્ત્રી-વડેં    સરીરમા મોટું સીસ
જલ મોટુ જાતર-થકી    અન મોટુ કહેં ઇશ ૫૯
ત્રપત કરવા ત્રણેં દેવને    કો હોયે નહિ હેમ
ત્રપત થાઇ ત્રણ લોકમાં    પરમેશ્વરનેં પ્રેમ ૬૦
અન-વીના નહી આતમા    અન-વીના નહી ગ્નાંન
અન-વીના વીદ્યા નહી    અન-વીના નહી માંન ૬૧
જલ મોટું જગતમા    અન-તણું એ બીજ
અન જલ બે ઇશ છેં    રુડાનેં મન રીઝ ૬૨

જલ-વૃષ્ટે થી અન છે અન જલ તો ઇશ
બ્રમ વીદ્યા અન બ્રમ છે જપે જાપ જગદિશ ૬૩
અન-જલ કેડે આરાધના રલવુ કરવું કામ
અન જલથી કો અધિક નહી જોજ્યો ઠામે ઠામ ૬૪
અન-દાનથી ઉધરે એકોતેર શત આપ
અન-નીગમા ઇશ્વ૦ વશે એ વેદ-પુરાણે છાપ ૬૫
સ્રી પુત્ર લક્ષ્મી-વીના વીદ્યા-વીના જીવંત
અન-વીના નવી ઉગરે સાહુ સમઝુ કે સંત' ૬૬
'શાબાશ શાબાશ' કહુ સુબે ઉઠયુ તે આકાશ
શોભ્યુ ગીસલ-ગીધવડ હરસિધી-પુર-પાસ ૬૭
ઠાલો-માલો ઠકુગતમા ગુણવંત આવ્યો ઘેર
માડી વાત્ય કહી મહીપત્યે પુજ્ય આગલ તે પેર ૬૮
'કાવ્ય લાવું એ ૮રકને કાવ્ય પોહોચાડુ કોડ
કાલે મન મનાવશુ કરગરી કહુ કર જોડ' ૬૯
રખીયલ આગલ ગીઝથી પંડિતે કહ્યુ પુરાણ
સીંહજ-પત્ય સીરોમણી મનજી સુત મહેરાણ ૭૦
ગાઇ સીખે જે સાભલે મનની પોહોચે આશ
ઓગણીસમી કથા પુરણ થઇ કહે કવી સામલદાસ ૭૧
રાધે કૃષ્ણ શ્રી-રામજી પુરે મનમા કોડ
સામલભટ કહે બોલો સહુ જય જય શ્રી રણછોડ ૭૨

*

## વાર્તા વીસમી

### દુહા

ગુંણ-પત્ય ગુંણ-નિધ્ય ગુંણ-સકલ ગુંણ-ગ્રાહીક ગુંણ-ગેહ
ગુંણ-દાતા ગુંણ-રૂપ-રિધ્ય ગુંણ-નિરપત્ય ગુંણ-નેહ ૧
સારદ માત સલક્ષણી માગ્દા નાંમ સિરદાર
સારદ નાંમ સોભીત સકલ નોધારાં-આધાર ૨
વીસમેં દિવસેં વિક્રમ નૃપ ગયો ગંધર્વે મસાણ
છોડે તે શબ છેતરી સામ દે સુજાંણ ૩
ચાલ્યા ગામમા ચતુર નર બોલ્યુ શબ તે બાઠ :
હાઉકારો નવી કરો ગુણીયલ લાવે ગાંઠ ૪
ઉકલેં તો ઉતર કરેં નહીતર સુણજે કર્ણ
આતુર નર ચેત્યો ચિતે ચતુર ચલાવ્યો ચર્ણ ૫

### ચોપઈ

અંતર-ભેદ ઇદ્રોડું ગામ નીધિનદ નર-પત્યનુ નામ
મહા-પવિત્ર તે મહારાજ ધર્મ-રીત્યે કરે તે રાજ ૬
તેણે ડંડેરો ફેરવ્યો ઘણા ગુણીયલ-માહે ઘેરવ્યો
'જે-કો મુઝને મિક્ષા કરેં તે ભંડાર પોતાનો ભરેં' ૭

### દુહા

એક વીપ્ર તિહા આવીયો તેણે શિખ્યા કીધ
'ઘૃત-માહે છે ગુણ ઘણો' દીવ્ય ગીખામણ દીધ ૮
'માટી ખાધે માટી વધે દુધ ખાધે વધે બલ
ઘૃત ખાધે તેજ વધે ભાજી ખાધે મલ ૯
ઘૃત-માહે છે ગુણ ઘણો ઘૃત તે દેવનુ દેવ
મારી તો સીખાંમણ એટલી ગુણીયલ ઘૃત તુ „ સેવ' ૧૦
કામદેવ વીપ્ર એમ કહી ગયો તે રુદયામા ધરીયુ રાય
બોપદેવ બીજો આવીયો તે શુભ દેતો શીક્ષાય ૧૧

'શીક્ષા દેઉ એક મહજની' -પુરપત્ય પ્રણમ્યા પાચ્ય
'જાગતાંમાં જોખ છે' જરૂરપણે તુ જાચ્ય ૧૨
સુઇ પણ જુગ જાગતા સુઇ નહી એકાંત્ય
ઉંઘાથી અતી દુખ છે જાગ્યે સુખ ભલી ભાંત્ય ૧૩
તેથી તષ્કર ત્રાસએ કરીઇ કોટિક કાંમ
જરુરપણે જો જાગીઇ તો રુદે ધરીજે રાંમ' ૧૪
બીજે કથા તે એટલી કોડે સાંભલ્યુ કર્ણ
એટલે એક બીજો આવીયો તે થયા એકઠા ત્રણ ૧૫
ત્રીભોવન નાંમ ત્રીજા તણુ તેણે કહ્યા બુધ્યથી બોલ
શીક્ષા એક તેણે કહી કરી તેહનુ તોલ ૧૬
'આગત-સ્વાગત કરીઇ અધીક કાં ગ્હીયત કાં શાક
કાં વાહલો કાં વેરીયો એ તો આદે આંક ૧૭
આગત-સ્વાગતથી સુખ ઘણુ અપરમપાર અપાર
જાંણુ હશે તે જાંણશે નહી જાણે ગુમાર' ૧૮
ચંદ્રદત્ત ચોથે કહ્યુ 'રાજ ચેતાવું છુ ચેત
કહુ વાત તાગ કાસની જો હઇયડે આવે હેત ૧૯
નારી-સાથે નેહ ઘણો આભુષણ લક્ષ પાંચ
લાડ લડાવીઇ અદ-ઘડી પણ અધીક દિજે આંચ ૨૦
સાચું તો નવી બોલીઇ મોહોકમ નવ દિજે માર
બીહી રાખીઇ બુધ્યથી વનીતા-સાથે વહેવાર ૨૧
સતી-સીરોમણ સુંદરી સુંદર રુપ શરીર
તોહે આંખ્ય દેખાડીઇ નયણે ભરે જિમ નીર ૨૨
પટકુલ પેહેરાવીયે પંચરંગનાં સજાવીઇ શોલ શિણગાર
ખાંન પાંન ખેલાવીઇ તોહે આંચ અપાર' ૨૩
ચ્યાર વાત ચ્યાર જણે કહી તે સાંભલી કર્ણ
કર જોડી માંડી કહી ચ્યારને લાગો ચર્ણ ૨૪

'પેંર પેંર જોશું પારખું રીઝશું હૃદયા સાથ
સવા લાખ સુવર્ણ તેહને હેતેં આપું હાથ' ૨૫
ચ્યાર ચ્યાર સહસ્ર જણ ચ્યારને રીધ્યથી આપ્યા રોક
બોલાવ્યાં કરી વાયદો શાંત પમાડયો શોક ૨૬

એક દિવસ રાજા રમણ તેલ જમાવું વ્રત
પાક કરાવ્યા તેલના ઢોલી નાંખ્યુ ઘૃત ૨૭
રોગ વ્યાપો દેહ શયનેં આવી અધકી આંચ
ખાટલેં પડ્યો ખઇ-રોગથી પુરણ મસવાડા પાંચ ૨૮
ઘૃતનો તેહનેં શું ણ જડ્યો ઘૃત તે અધીકુ હોય
ઘણા સવાદ તે ઘૃતમાં કલીય ન સકેં કોય ૨૯
સુઇ જાગતો જગત-પત્ય નીદ્રા ન કરેં નિમેખ
અધલી વાતેં રહે જાગતાં લક્ષ પ્રકારે લેખ ૩૦
એક દિવસ અર્ધ-રાત્રીઈ રાંમા દુખીણી રોય
મહી-પતિની મેડી તલેં તે રાજા દ્રષ્ટેં જોય ૩૧
હેઠો ઉતર્યો હઠ કરી કર ગ્રહેં ધનુષ નેં બાંણુ
સત્ય-વાદિનેં સુખ-કરણુ પાપીના લેં પ્રાંણુ ૩૨
પુર-પતિ કહેં 'સુણ પ્રેમદા સી ભુખ સ્યુ દુખ
શું ઇછેં છેં કહેં મુનેં શીવજી કરશેં સુખ' ૩૩
તાહરેં બોધી તે બાલીકા 'કહુ તુઝ આગલ સત્ય
પુછવા આવ્યા છો મુને તો નિરમલ તાહરી મત્ય ૩૪
સાચું બોલુ તે સાંભલો કરવું હોય જો કાંમ
આ નગરનો નર-પતિ હુ લક્ષ્મી તેની નાંમ ૩૫
સમરીધ નાંમ એ માહરું તન મન ધન એ વ્રત
કાલ્ય મધ્ય-રાત્યેં મહી-પતિ નીશ્ચેં પાંમશેં મૃત ૩૬
અંગુઠેં એહનેં અહી ડશેં ઝાઝું ચઢશે ઝહેંર
કોઠ પ્રકાર છુટેં નહી પુરવ-જન્મનુ વેર ૩૭
તે માટે રોયું છુ અમ્યો એહનુ રઢીયાલુ રુપ
સત્ય-વાદિ એ સલક્ષણો ભારે કરમનો ભુપ ૩૮

એહવો બીજો મુનેં નહી મલે  હું કિહાં રહું કિહાં જાયું
ખાવેં પીવેં ખરચવેં  એહનાં ગુણ ઉસંકલ થાઉં' ૩૯
રીતી રાખી રાઇ રંભનેં  પ્રીછવી પુરણ પેંર
અંતરધ્યાન એ તો થઇ  ગુણવંત આવ્યો ઘેંર ૪૦

ચોપઈ

બીજેં દીવસ વીચ્યારેં રાય  મહી-પત્ય તે સમજ્યો મન-માંય
'લખ્યા લેખ કોહના નવી મટેં  જવ ન વધેં તિલ નવિ ઘટેં ૪૧
આવરદા ખુટેં તો મરું  આગત-સ્વાગત આવ્યાની કરું
જાગ્યાનું જોયું પારખું  તે દિઠું કૌતિક સારિખું ૪૨
પૈશા જે આપ્યા તે વલ્યા  ઇશ્વર મુઝનેં સફલેં ફલ્યા'
કો-આગલ કહી નહીં વાત  સમઝેં પોતેં જાતો-જાત ૪૩
જિહાં સુખ મેન્ત્યા-કેરો ઠામ  કર્યું કરત્રીમ તેહમાં કામ
બરાસ-કસ્તુરી-કેરા બેહેંક  મોતી-તોરણ લખધા લહેંક ૪૪
પુસ્પ પાથર્યાં પ્રેમલ-પુર  જગી જયોત જિમ ઉદયો સુર
દુધ-શાકરના સરબદ કરી  મેહલ્યાં કનકનાં ભાજન ભરી ૪૫
બાવના ચંદન અરઘજા અતી  કસ્તુરી કંદ્રપ મોહેં મતી
મેવત્રાં ઠેગ શુભ મોઢ  જણાધ ચંપક પ્રેમલ-પ્રોઢ ૪૬
અબીલ-ગુલાલ-કેસર-છાંટણા  પકવાંન પય પેરેં પાટણાં
દુધ-પાક નેં દહીંના મટા  ભરી મુક્યા મેંહલથી હેઠા ૪૭
દીપક-જયોતિ કરી ચિહું પાશ  તેજ-પુંજ લખ વીલાસ
પોતેં ધારણ રાખી ધીર  મજન કીધાં સુધ શરીર ૪૮
તુલસી કર તુલસી-માલ  ગોપીચંદન કીધુ ભાલ
જવ તલ કુશ ગોમુત્ર નેં છાંણ  ગંગોદક પુન્ય પુગલ પ્રાંણ ૪૯
જપ-માલા કર-માંહિ ધરી  'રામકૃષ્ન' હેતેં કહેં 'હરી'
અરધી-રાત્ય-સમેં તે આપ  મોટો મહીધર ગોઝ્યો આપ ૫૦
પીધું પય લીધા મુખવાસ  પુસ્પ પ્રેમલ નેં બહેંક બરાસ
દેવ-રુપ દીઠો દરસન  પનગ મનમાં થયો પ્રસન ૫૧

'હુ આવ્યો એહને મારવા હેત પ્રીત સઘલુ હારવા
ધીક ધીક ધીક માહરો અવતાર ધન્ય ધન્ય એ સત્ય-વાદિ આર' ૫૨

દુહા

બોલ્યો નાગ એ મહા સુખ-થકી 'પ્રીતે એમ મુઝ પાસ
ઘણો પ્રસન્ન મુઝને કર્યો ધન્ય સત્ય-વાદિ સાબાશ ૫૩
મરવાનો ડર મુકય તુ પ્રીતે તુ પાએ લાગ્ય
જે તાહરા મનનો ઓરતો તે મુઝ પાસે તુ માગ્ય' ૫૪
રાજા રુદયામા રીઝીયો કહે આપ કર જોડ
'માહરે હાથી ઘોડલા ક્ષણું માત્ર નહી ખોડ ૫૫
જેહ ગમે તે આપજ્યો છો સત્ય-વાદિ સાથ
ઈંટ અમાગ આજથી હેતે ઓડુ હાથ' ૫૬
નાગ કહે 'સુણુ નર-પતિ ઘણો શીખવુ ગુણ ગર્વ
જનાવરની બોલીયો તે તુ નમઝીસ સર્વ'' ૫૭
વર આપીને તે તો વલ્યો રાઝે વીતિ રાત્ય
મરણ-ઘાતથી મુકીયો પ્રીતે થયો પ્રભાત ૫૮
જોયુ પારખુ જુગતથી સત્ય પ્રકારે સાચ
ફેરીઇ મુક્યો જીવતો નાવી ઉની આચ ૫૯
આગત-સ્વાગતથી ઉગર્યો ભારે પામ્યો ભોગ
એહમા ગુણ દિઠો ઘણો નાઠો મુકી નાગ ૬૦

ચોપઇ

ચોથી વાત તણો વીસ્તાર પુર-પતી કહે જોયુ એ પાર
ધરુણી ઉપર હેત છે ઘણો વેચાણ રાજા વનીતા-તણો ૬૧
ચતુરા સાથે તો ચાલતું નથી કહી ન સકે દુઃખનો કથી
એક સમે ભોજન-કારણે બેઠો છે રાજા બારણે ૬૨

દુહા

સાકર દુધ શરબદ કર્યા કમોદ તણો માહે કુર
જમવા બેઠો જુગતથી નર-પતિ-કેરો નુર ૬૩

રાંણી મીસેં રાજા જમેં　　કરેં છેં લીલ-વીલાસ
તે ઘરમાં વાઢી છેં ચરકલી　　ચરકલો બેઠો છેં પાસ ૬૪
ચકલા વરનેં ચરકલી કહેં　　'સ્વાંમી સાંભલ્ય વાત
માહારેં ગરભ પેટેં રહ્યો　　ખરી માંનજે ખ્યાત ૬૫
રાજા જમેં છેં જુગતથી　　ભરેં તેહમાં ચાંચ
દુધ શાકર નેં કુરના　　કણ લેઇ આવ્ય પાંચ ૬૬
મુખમાં મેહલો માહરેં　　તો શરીર સીતલ થાય
તો તું સ્વામી માહરો'　　ચતુર એમ ચીત ચાહાય ૬૭
ચકલી-વચન ચકલે સુણ્યાં　　સુંદર શોભા સાચ
કુર-દુધ-સાકરતણી　　ભરી ચકલેં તો ચાચ ૬૮
મુંકી માંનનીનેં મુખેં　　હસ્યાં રમ્યાં બેં ત્યાંહ
રાજા મરવેં સમઝીયો　　હરખ્યો ઘણું મન-માંહ ૬૯
રાણી કહેં 'રાજા એ શું હસ્યા　　બોલો સાચા બોલ
દેઉ બ્રમ-હત્યા કોટિધા　　પરિયા સાતનો કોલ' ૭૦
સાચું બોલેં તો મરેં　　નાગનુ એહ વચન
કહેં નહી તો કોપે માંનની　　જંજાલ ઘણેરી જન ૭૧
રીસાવી રાંણી ઘણી　　કરેં અન-પાંણી તાન્ય
એકેં વાત નવી ઉકલેં　　વનીતા આણી વાન્ય ૭૨
રાંણિનેં રાજા કહેં　　'એ વાતમાં નથી સાર
કહેતાં જીવ જાઇને જશેં　　એ તો વાત નીરધાર' ૭૩
'મરવું હોય તો હવડાં મરો　　લખ્યુ હશેં એમ કર્મ'
વાત સુને કથા-વીના　　નવી રહેં આપણો ધર્મ'' ૭૪
મહી-પત્ય કહેં 'સુણ માંનની　　ચાલો કામીઇ કાજ
તીહાં જઇનેં કહું વારતા　　ધીર પામુ હું આજ' ૭૫
સંધ મેલી તે સંચર્યો　　સુપ્યુ પ્રધાંનનેં રાજ્ય
મરવાનેં મહી-પતિ ગયો　　તે કાંમીનિ-કેરેં કાજ ૭૬
મજલ પાચ સાગર થઇ　　તીહાં ઉતર્યાં રાંણી-રાય
તે ઠાંમે અચિરજ થયુ　　તે સમજ્યો મન-માંહિં ૭૭

એક બકરી એક બકરો    ચ્યાર ચરેં છેં ત્યાંહ
લીલી દ્રો ઉગી હતી    એક ઉંડા દ્રહ-માંહ    ૭૮
બકરાનેં બકરી કહેં    'મુઝનેં ત્રીજો માસ
લીલી દ્રો આપો મુંનેં    તો તે પોહોચેં આશ    ૭૯
કુપ-માંહે કુંડ-ઉપરેં    ઉગી છેં દ્રો અપાર
આંણી આપો તો અંતર ઠરેં    હું ભામીનિ તું ભરથાર'    ૮૦
'એ દ્રો લેતાં હું લડથડું    તો પડું કુપમાં ત્રત
પછેં તુંને હું શું કરું    આવેં માહરું મૃત'    ૮૧
અજણી કહેં 'રે અજ શુંણુ    કાયર કુડા કંથ
સ્ત્રી-કાજેં સ્વામી મરેં    તેહમાં શાનિ ચિંત    ૮૨
કરેં મજુરી ચાકરી    સુર કટાવેં શીશ
વેઠેં વીદેશ વનમાં ફરેં    તે ધણીયાંણી-કારણ ધીશ'    ૮૩
એહવું સાંભલી તે અજનેં    ચઢી ઘણેરી રીસ
ગાલ દેઇ તે સીંગના    પ્રાહાર કર્યા દશ-વીસ    ૮૪
'તાહરેં મન તે હું હીજડો    એ રાજા-જેહવો રાંડ
મરવા જાઇ જે મરદ થઇ    ભુપ નહી એ ભાંડ    ૮૫
અજનાં વાયક અધીપતિ સુણ્યાં    'ધીક ધીક મુઝ અવતાર
એ પશુથી હુ પાતલો    ભાંમીનીઇ ખોયો ભાર'    ૮૬
કરમાં લીધો એક કોરડો    માર્યા દશ વીશ ચ્યાલીશ
પછેં ખડગ કાઢયુ ખરું    સ્ત્રીનું છેદવા શીશ    ૮૭
પાય્ય નમી તે પ્રેમદા    'મ કર માહરી તું ઘાત
નાક વાઢજે તું નરપતિ    જો પુછુ હું વાત'    ૮૮
પાછો વલીયો તે પુરપતિ    કરી જાતગ પેર
ઢોલ દદામા વાજતેં    ગુંણવંત આવ્યો ઘેર    ૮૯
ચ્યારેં વાતની ચાતુરી    કહી વાત તે જાંણુ
પેંર પેંર જોયાં પારખાં    વારંવાર વખાંણુ    ૯૦
પુત્રી પોતાના પેટની    પરણાવ્યો કુલ કાજ
કૃષ્ણાર્પણ કરી આપીયુ    રીઝથી અરધુ રાજ્ય    ૯૧

શણ કહે : સત્ય-વાદિયા કહો વાત વીસ્તાર
રાજ બેઠો રામા વર્યો ચતુર હતા જણ ચ્યાર ૯૨
એકે ધૃત વખાંણીયુ બીજે કહ્યું જે, જાગ્ય
ત્રીજે આગત-સ્વાગત કહી ચોથે પ્રેમદા પાગ્ય . ૯૩
કીયો એક રીધ્ય પાંમીયો રહ્યા કીયા જે ત્રણ
કેઇ વાત ગમી રાયને કથા સંભલાવો કણ ૯૪
જો જાંણો ને કહો નહી તો તમને પોઢાં પાપ
રાંમ-કૃષ્ન-દુહાઇ છે શીવ-શક્તી-તણા સત શ્રાપ ૯૫
વીક્રમજીત વલતો વદે 'એહમાં સ્યો સંદેહ
જેણે કહ્યુ રહો જાગતા તરણી વરીયો તેહ ૯૬
જાગ્યો તાહરે જાંણીયુ જે ડસશે રાત્યે સાપ
આગત-સ્વાગત વલતી કરી જાહરે બોલી સમઝી આપ ૯૭
નીદ્રા કરત જો નર-પતિ તો જીવ એહનો જાત
આગત-સ્વાગત દેહને કરત કીમ વીદ્યા પાંમત વાત' ૯૮
'સાબાશ સાબાશ' કહી શબ ગયુ બેઠું સીધ-વડ-ડાલ
ગુંણુ-નીધી તો ઘેર આવીયો પુન્યવંતો પ્રાતુશ-કાલ ૯૯
પુન્યને કર્યો વાયદો 'કરસ્યુ તાહરુ કાજ
અન નીર નીદ્રા નીધી તાહરે ભોગવું રાજ્ય ૧૦૦

ભણે ગણે ભણાવશે ગાશે શુંણશે ગ્યાંન
તેહને હરસિધનાં મહાદેવ-તણાં બહુ માંન ૧૦૧
કવીત ચાતુરી એ કથા પરમારથ-પુરાંણ
રીઝો એ રખીદાસજી મનજી-સુત મહેશાંણ ૧૦૨
ગ્રંથ કીધા એ ગુંણીયલે વીદ્યા-વાંણી-વિલાશ
વીસમી કથા એ તો થઇ કહે કવી શાંમલદાસ ૧૦૩
શ્રોતા વગતા સાંભલો કહે કવીતા કર જોડ
સાંમલભટ કહે બોલો સહુ જય જય શ્રી-રણછોડ ૧૦૪

★

# કથા એકવીશમી

## ચોપઈ

શ્રી-ગુણપત્યના પુજુ પાય　　એહ પ્રતાપે ગ્રંથજ થાય
સારદા-માતને સેવુ અમ્યો　　સદ-બુધી દેનારા તમ્યો　　૧
હંસ-વાહની જાણુ સુજાણુ　　વેણા પુસ્તક પરઠા પાણુ
માલવ-દેશ-કેરો મહી-પતી　　રુડી કરમની રેખા ગતી　　૨
શાક ચાલ્યો લખાવ્યા લેખ　　રજો-ગુણ જેહમા નાહી રેખ
એકવીસમે દીવસે અધીપતિ　　વીક્રમ ચાલ્યો સિધની વતી　　૩
પુજી દેવી પુજ્યા દેવ　　સીધ-વડની કરી જઈ સેવ
દોડી શબ વાસે બાંધીયુ　　સત્યપણું સિધે સાધીયુ　　૪
ચાલ્યો રાજા ચતુર-સુજાણુ　　મહા-ભયાનક મોટુ મશાણુ
બોલ્યુ શબ સાભલ્ય રે રાય　　કહુ વાત સમજો મન-માહે　　૫
કહુ તે વાત રુદે લીજીઇ　　હુકારો તો નવી દીજીઇ
નંદાપુર નંદસેનનુ ગામ　　રહે તો વીપ્ર એક તેણે ઠામ　　૬
દેવશર્મા તે દેવ-સ્વરુપ　　બ્રામણ જાત્ય પણ ભારે ભુપ
જયોતિક-વીદ્યા-કેરો જાણુ　　પંડિત પરખે તેહ પુરાણુ　　૭
સલાટ એક વીપ્રને ઘેર　　પ્રશ્ન પુછવા આવ્યો પેર
શ્રીફલ ફોફલ મુકયા પાશ　　પુછે પ્રશ્ન કરી હેત હાસ　　૮
'મહારાજ જાંણો તો કહો તમ્યો　　છેક કુયારા છૈઇઇ અમ્યો
શે પુન્યે કન્યા પામીઇ　　વનિતાના દુખ તે કિમ વામીઇ'　　૯
વીપ્ર કહે 'તુ જાતે સલાટ　　ઘડી જાણે અધીકેરા ઘાટ
એક વાત કહુ તે અમ્યો　　તે વાત તો કરજ્યો તુમ્યો' ૧૦

## દુહા

'એક દુખભજનેશ્વર ઇશ છે　　ગામ આપણા માહે
પારવતી પાસે નથી　　દેવલ શુનુ છે ત્યાહે　　૧૧
પારવતીની પુતલી એક　　ઘડે અનુપમ રુપ
એક તરુણી તુઅને આપશે　　ભારે એ ભોમો ભુપ　　૧૨

આપીઇ એહવું પાંમીઇ    એમ બોલેં વેદ પુરાંણ
શ્રી શીવને આપો તમ્હે    તો પાંમો શ્રી પરમાંણ ૧૩
જેહવી ઘડશો તેહવી પાંમશો    ઇશ્વરને એવો વેંહવાર
પદમની પાંમે તે પુન્યથી    પાપેં સંખણી નાર' ૧૪
સલાટ શીશ નાંમી ગયો    મનમાં રાખી વાત
મહા-મનોહર પુતલી    ઘડી મસવાડે સાત ૧૫
તે થાપી શીવને દેહરે    શીવજી-સમીપ સોહાય
દેવલ બાધું હસી રહ્યૂં    પ્રસન થયા શીવ-રાય ૧૬
પુરુખ એક પવિત્ર જન    કરેં પુરશ્ચણું પ્રીત
અહર-નીશા કરેં આરતી    રીઝ-બુઝની રીત્ય ૧૭
કરેં લોક સહુ જાતરા    મનમાં થાઇ મગન
પ્રતીમા તે તો પદમની    નીર્ખે છેક નગન ૧૮
રાણો દોમીનો દિકરો    આવ્યો જાત્રા કાજ
નગન નારિને નિરખતાં    દેહમાં પ્રગટી દાઝ ૧૯
ગયો ઘેંર પોતા-તણે    જરનો જેહને જોર
ચરણા ચોલી ચુંદડી    સાલુ કશબી કોર ૨૦
જેહવી પ્રતીમા પુતલી    તેહવા કીધાં વસ્ત્ર
તેજ વાધ્યુ તરુણી-તણું    શોભ્યુ દેવલ દસ્ત્ર ૨૧
મહાદેવ હરખ્યા મન-વિખેં    વારુ કીધુ વ્રત
જે-કો વાવેં તે લણેં    ઘેં તે પાંમે વ્રત ૨૨
*એક દિવસ ટંકશાલથી*    દેહરે *આવ્યો શેઠ*
નિરખ્યાં શ્રી-નારાયણી    મનનાં દુખ તો મેટ ૨૩
પુતલી નિરખી પ્રતીમા    સુંદર વસ્ત્ર શુભ રુપ
સુખ તેહનુ હરી ગ્યુ    ભાગ્યશાલી તે ભુપ ૨૪
'આભુષણ-વીણ ઓપે નહી    અડુયાં-પડુયાં અંગ
સણગાર હોય તો સોભા ધરેં    રુડો ગમેં રંગ' ૨૫
મંદિર આવ્યો મન રીઝતેં    લીધા શોલ સણગાર
નેપુર વીંછુવા વાજતા    મુક્તાફલનાં હાર ૨૬

| | | |
|---|---|---|
| અલ્પ ઝૂમણાં ઝમકતાં | ચુડો, કંકણ ચીત્ર. | |
| નકવેસર કલો કાંબીયાં. | વીવધ પ્રકાર વીચીત્ર. | ૨૭ |
| પ્રતીમાને પહેરાવીયાં | થઇ રંભા કે રુપ | |
| એ છે અંબા બાલીકા | અલખત રુપ અનુપ | ૨૮ |
| પંડિત બેઠો પુજા કરે | ઉભા પાસે જણ ત્રણ | |
| શીવ-કવચ સહસ્રનામનાં | કત સંભલાવ્યાં કર્ણ | ૨૯ |
| દંડવત દશધા કરી | પ્રીત્યે પ્રણમ્યા પાચ્ય | |
| પ્રસન થયો પરમેશ્વરો | મહાદેવ કહે 'વર માગ્ય' | ૩૦ |
| વીપ્ર વલતો વાણી વદે | 'સાંભલો સીવ-માહારાજ | |
| વર આપો તો માગીઇ | કરો કહું તે કાજ | ૩૧ |
| પાંહાણની પુતલી પ્રતીમા | માહા-મનોહર, રુપ | |
| શીવજી સંજીવન કરો | ભાવીક ભોલા ભુપ | ૩૨ |
| બોલાવી બોલે નહી | ખવરાવ્યું નવી ખવાય | |
| ઉપાડી નવી ઉપડે | જડ-રુપી કહેવાય | ૩૩ |
| એ જડને ચૈતન કરો | નિમેખ નવી રાખો નુન્ય | |
| પુજા મેં કરી પ્રીતથી | તે પંચ જન્મનું પુન્ય' | ૩૪ |
| શીવજી તો છે સદા | સકલ-કલા-સમેત | |
| પ્રસન્ન થયા પરિશ્રમ પ્રણુ | હઇયડે ધરીયું હેત | ૩૫ |
| અમૃત દ્રષ્ટે અમૃત વચન | અમૃત સિંચ્યું આપ | |
| સુંદરી સંજીવન કરી | પરમેશ્વર પુન્ય-પ્રતાપ | ૩૬ |
| અલોપ સીવ આપે થયા | ચતુર ઉભા ચ્યાર | |
| હુકમ થયો શીવજી-તણો | 'વરો એક એ નાર' | ૩૭ |
| ચતુરાયે ચારે ઘેરીયા | કથન સંભલાવ્યાં કર્ણ | |
| 'જીવાડી મુંને જુગતથી | તો પ્રીત ધરી મુંને પરણ | ૩૮ |
| મુંકી કિમ જાયો મુને | વપુઇ કરો વીચ્યાર | |
| શીવ-આજ્ઞા સાચું કહો | માહરો કુણ ભરથાર' | ૩૯ |
| પંચે મલી પ્રમાણીયો | કથન સંભલાવ્યાં કર્ણ | |
| એકને પરણાવી કન્યકા | વોલાવ્યાં ઘેર ત્રણ | ૪૦ |

મૃત્યક કહે : સુણુ મહિપતિ     વડ-હથ વીક્રમ વીર
સત્ય-વાદિ સલક્ષણા     ધર્મ-ધોરંધર ધીર ૪૧
તે નારિ કેહને વરી     અધર્મ કરે કીમ ઇશ
જો જાંણો નં કહો નહી     તો બ્રમ-હત્યા તુમ સીમ ૪૨
સલાટ કહે 'મુઝ સુંદરી     મેં ઘડી છે માહારે હાથ
એ સતી સીરોમણી સુંદરી     કીમ બોલે બીજા સાથ' ૪૩
દોસી કહે દિલ રીઝથી     'મેં આપ્યાં વસ્ત્ર વીવેક
માટે માહરી કન્યકા     ન્યાય ચુકે કિમ નેક' ૪૪
સોની વાંણીયો કહે 'સોભીતા     મેં સજાવ્યા સણગાર
વનિતા એ મુઝને વરે     તો વેદ-માંહે વેંવાર' ૪૫
વીપ્ર કહે 'વનિતા જડ હતી     પોઢી પ્રતિમાં પાંડાંણ
જીવાડી મેં જુગતથી     પુન્ય સુપીયું પ્રાંણ' ૪૬
તે ચતુરા કેહને વરી     અકલ ઘણેંથી આપ
ઉડલમાં આવે નહી     જો આભ ભરાવે બાથ ૪૭
'સલાટ તો પીતા થયો     દોસી થયો વડ-વીર
બ્રામણ તો બ્રમા થયો     સંજીવન કર્યું સરીર ૪૮
આભુષણ ઓપાવીયાં     પેહેલુ કીધુ પાણ
તે નરવર વનિતા વર્યો     બોલે વેદ પુરાણ ૪૯
મદેકુ નહી એ વાતમા     નડી હોડ હઠ કે હાશ'
અત્રીક્ષ શબ ઉડી ગયું     કહી 'શાબાશ શાબાશ' ૫૦
મંદિર આવ્યો મહિપતિ     ઠાલો-માલો ઠામ
સીધને સર્વ કથા કહી     'કાસ્ય કરીશું કાંમ' ૫૧
એકવીસ કથા શબે કહી     બાવીસે બુધ્ય-નિધાન
રાત્ય સમે રાજા જશે     જો જાણુ અષ્ટા-વીધાંન ૫૨
ગાઇ સીખે ને સાભલે     મનની પોહોચે આશ
વીજોગ ભાગે તેહના     કહે કવી સાંમલદાસ ૫૩
શ્રોતા વગતા સાંભલો     કહે કવિતા કર જોડ
સામલભટ કહે બોલજ્યો     જય જય શ્રી-રણછોડ ૫૪

★

# કથા બાવીશમી

## ચોપઇ

પ્રથમ ગણપત્ય પ્રીત્ય પુજીઇ    સકલ-કલા ડાહાપણ સુઝીઇ
શ્રી-દામોદર શ્રી-રણછોડ    કરગરી કવી કહે કર જોડ ૧
કર્યો ગ્રંથ મન-વાછીત કાજ    લક્ષ-વસા રાખોજી લાજ
ગ્રંથ અધુરો જો રહી જશે    તો હસારથ જુગમા થશે ૨
માટે બુધી દેવી દિજીઇ    કથા-પચવીસિ કીજીઇ
જે સાભલતા પાતીક જાય    કઠીણ રુદે તો કોમલ થાય ૩
ગુણી-જન પુરુખ-તણા મન ગલે    પુન્ય વાધે પાતીક પરજલે
બાવીસમે દિવસે શબ બોલ્યીુ    ડાહાપણ પોતાનુ ખોલ્યીુ ૪

સુણ સત્ય-વાદિ સાહસ ધીર    પર-દુખ-ભજન વીક્રમ વીર
પુન્ય-ઉપર પ્રીય છે ઘણો    સહોદર પર-નારિ-તણો ૫
કથા કહુ તે સાભલ્ય કર્ણ    શની શની ચલાવે ચર્ણ
નેનાવતી એહવુ એક ગામ    નેનસુખ નર-પત્યનુ નામ ૬
સ રહીયતને સઘલુ સુખ    દેશમા નહી કોહોને દુખ
જુગતુથા ધર્મ પાલે મ લોક    નહી કોહને વ્યાધી ને શોક ૭
રાજાને એક જ દીકરી    ગુણસાગર ગુણ ભારે ભરી
ઇદુમતી નિર્મલ નામ    જાપે શીવ પુજન-કામ ૮
બીજી પ્રધાન તણી બાલીકા    ઇદ્રપ-રુપ જાણે કાલીકા
તરણામતી છે તેહનુ નામ    નિત્ય કરે શીવ-પુજન કામ ૯
ત્રીજી એક નગર-સેઠની    પુત્રી પોતાના પેટની
તે કામીનિ શીવ-પુજન કરે    પારવતી-પત્ય હૈડે ધરે ૧૦
મોહમતિ નામ છે તેહનુ    જગમગ જયોત્ય રુપ તેહનુ
ચોથી ચતુર ચિત-ચાહેકા    વીપ્ર તણી વનિતા લાયકા ૧૧
પુન્યવતી તે તેહનુ નામ    કરે નિત્ય શિવ-પુજન કામ
પાચમી એક પુરોહિત-તણી    ગુણ લજા સોભા છે ઘણી ૧૨

સોભાવતી સીરોમણુ નાંમ તેહ કરે નિત્ય પુજન-કાંમ
છઠ્ઠી એક કો સૌદ્રી સાર પુન્યવતી અતી રૂપ અપાર ૧૩
દિનકર ઉગે જાહુરે દિશ અંતકરણથી પુજે ઇશ
એ સર્વે ધર્મે ધાય શીવ-પુજને નીત્યે જાય ૧૪

દુહા

એક દિવસ છયે એકઠાં મલ્યાં આપોપે તે આપ
પ્રસન થયા પરિભ્રમજી પુજન-પુન્ય-પ્રતાપ ૧૫
એકેક જાણીને એકેક ફલ આપ્યું કરમાં કાંમ
અમુલ્યક ઘણું એહ છે એહનું અમર-ફલ નાંમ ૧૬
જે ખાય તેહનું જીવન રહે વૃધ ન થાઇ વેશ
દુખ નવી વ્યાપે દેહમાં ધોલા ન થાઇ કેશ ૧૭
શું શું લક્ષણ એહમાં ઘણાં હેતે આપ્યાં હાથ
બીજાં સુખ દીધાં બહુ શોભે સઘલો સાથ ૧૮
રાજાની રાંણી કહે વપુ-સંઘાથે વાત
આપ્યું ફલ અતી હેતથી જે પોતાનો તાત ૧૯
'જેણે અવતાર આપીયો જેણે પાલ્યાં લાડ
એહને ઉસંકલ શું થશું એહમાં સાનો પાડ' ૨૦
પ્રધાંન-પુત્રીઇ પરઠીયુ ધર્મ વીચ્ચારી ધીર
'પોહોઠી વાટ પીહર-તણી તે તો માહારો વીર' ૨૧
ભાવે ખવરાવ્યુ ભ્રાતને હરખ્યુ માનનીનું મન
અમર-ફલમાં શું ઘણો ત્રૈલોક્ય-મોહન તન ૨૨
નગર-સેઠની નીરમલા ચતુર વીચારે ચિત
'સંસાર સાર સીરોમણી તે તો કોડીલો કંથ' ૨૩
તે ફલ આપ્યું તેહને ખવરાવ્યુ કરી ખાંત્ય
અમર કર્યો તે આતમા ભાગી મનની ભ્રાંત્ય ૨૪

પ્રેમદા ચોથી પુરોહીત-તણી  વપુઇ વીચ્યાર્યું વ્રત
'આત્મા-સમાંન એકે નહી'  ખાધુ પોતે વ્રત ૨૫
સૌદ-કેરી કન્યકા  સાચો વિચ્યારી સુત્ર
'વાહલો મુઝને વપુ-થકી  પેટ-તણો જે પુત્ર' ૨૬
ખવરાવ્યુ તેહને હેતથી  અધીક ઉમેદે અંશ
'આલ-પંપાલ બીજા સહુ  વધશે એહથી વંશ' ૨૭
બ્રાંમણ-કેરી ભાંમ્યનિ  તે દેહરા-માહે ત્યાંહ
પુજા કરતો'તો પંડિતો  માહાદેવ-તણા મઠ-માહે ૨૮
તેહને તરતજ આપીયુ  આરોગાવ્યુ અતિશ
ગયાં ઘેર સહુ ગાજતાં  સહુને નાંગી શીશ ૨૯
બોલ્યું શબ: કહો મુખ્ય-થકી  સાંભલ્ય સત્ય શરીર
ઉજેણી-પત્ય અધીપતિ  વડ-હથ વીક્રમ વીર ૩૦
એ છમા કેઈ છત્ર-પતિ  ડાહી કેહી કાંમ
જાંણો છો કહો જુગતથી  સાચા છોજી સ્વાંમ્ય ૩૧
જો જાંણો નેં કહો નહી  તો બ્રમ-હત્યાદિક પાપ
કેઇ સ્રીઇ રુડુ કર્યું  અકલવંતી તે આપ ૩૨
વીક્રમ કહે 'શુંણ વીર તું  એ સવારથ સહુ સાથ
એક ડાહિ એહમા કેહી  જેહનો ઉપર માણ્યો હાથ ૩૩
એકને બાપ વાહલો ઘણો  એકને વાહલો વીર
એકને વાહલો દીકરો  એકને આપ શરીર ૩૪
એકને વાહલો કથડો  નીમેખ એહમાં શુ નુન્ય
દાતા મોટો સંસારમા  જે કરે પરમારથ પુન્ય ૩૫
પુન્યેંથી તો પુત્ર મલે  પુન્યે જીવે કથ
પુન્યે બ્રાત નેં જાત્ય નીજ  પુન્યે ચાતુરી ચીંત ૩૬
પુન્ય-વીના પામે નહી  રુદે હોય જો રીઝ
અધિક ખેડયે ઉગે નહીં  જો ન હોઇ માંહિ બીજ ૩૭

અહિ તે તો જાંણજ્યો શાસ્ત્ર જ પુરેં શાખ્ય
પાચે જણ પાંમ્યાં એક ફલ છઠી પામી ફલ લાખ ૩૮
વધિં વ્યાજ જિમ ગરથનુ વધિં બીજનો ચંદ્ર
વધિં અગ્ન ઉતગયણો તેમ વાધિં પુન્ય મહેન્દ્ર' ૩૯
'શાબાશ' કહી શબ ઉઠીયુ ગ્રીધ-વડ-સમીપે જાય
હાથ ખખેરી આવીયો જોખ પોતાની રાય ૪૦
પુન્યનેં કહેં તે પ્રીતથી 'ધીગ તાહરું મન રાખ્ય
આણી આપશું એ શબનેં તેહમાં શ્રીન્સુરજ સાખ્ય ૪૧
રુદેમાં ધીરજ રાખો સહુની આશ પુરે ઇશ
મન મનાવું તાહરું જો કરશેં જગદિશ' ૪૨
ગાઇ શીખેં ને સાભલેં મનની પોહોચેં આશ
બાવીસ કથા એ તો થઇ કહેં કવી શામલદાસ ૪૩

★

## કથા ત્રેવીશમી

### ચોપઇ

સારદા-માતને નામું શીશ   આરાધુ ઉમયા-પત્ય ઇશ
હંસવાહની જાણુ-શુજાણ   વેણાં પુસ્તક પરઠે પાંણ ૧
ત્રેવીસમે દીવસેં તે રાય   જોણ કરંતો પોતે જાય
બલ-બાકુલ દેવતાનેં દીયા   સર્વ ખેચર પોતાના કીયા ૨
શબ બાંધ્યુ પોતે શરીર   ચાલ્યો ધર્મ-ધોરંધર ધીર
બોલ્યુ શબ વાટે તે જતાં   દીન બોલ બોલ્યુ દુખ થતાં : ૩
સાંભલ્ય સત્ય-વાદી માહરા   માહા-દુખ-કેરા બોલ માહરા
હુંકારો ગમે તો ધો   મન-માંહી માંનીનેં લ્યો ૪
પેથાપુર-નગર પુર-પાર   સઘલી સોભા તેહમાં સાર
પ્રથવીરાજ કરે તિહાં રાજ   અધર્મ અન્યા તનથી તાજ્ય ૫
તે ગાંમમાં વીશ્નુનો વાસ   દેવ-લોક સહુ તેહના દાસ
ચરચા કરેં ચતુભુજ-તણી   ભાવ ભક્તી સહુ-કોનેં ઘણી ૬

### દુહા

વૈશંપાય એક વીશ્નુ છેં   વૈશ્નવ ધર્મ વેદ પાત્ર
જશવંતો જશ જાંણુતો   જોવા-કેરી જાત્ર ૭
દેખ્યા ડાહી એક દીકરી   ડાહી ઘણેરી દાંમ
નિરમલ નક્ષત્ર-સારિખી   નદમતી નિજ નાંમ ૮
અગીયાર વરસે અભંકી   શુભકરમી શુભ-રુપ
બાપને બુધ્ય-થકી કહેં   'સાભલ્ય બ્રમા ભુપ ૯
વીવા ન કરીસ તું માહરો   નવિ ખોલિસ તું બ્રમ
હુ વંદુ નિત્ય વીશ્નુનેં   તે તો રાખશેં ધર્મ ૧૦
ચતુર્ભુજ માહરી ચિંતા કરેં   દેવાધીદેવ જે ધીશ
તે વર મુઝનેં આપશેં   તેહ ચઢાવું સીસ' ૧૧
વીપ્ર તો 'વારુ' કહી રહ્યો   પુત્રી પુજા કરવા જાય
'વર આપો વીશ્નુ તમ્યો   તો કાંમ આપણું થાય' ૧૨

ક્ષત્રી એક તે ગામમા ખોખો તેહનુ નામ
ખુમાલ નામ કન્યા ખરી કાયા કોટી દામ ૧૩
તાતને તે કન્યા કહે 'મ કર વીવાનુ મન
વીશ્નુ વર મુને આપશે' તેહેને કહું ધન ધન ૧૪
નિત્ય પુજે નરસિંઘને કરે પુન્યનુ કાજ
વનીતા વર માગે નહી લક્ષ્મીવર રાખો લાજ ૧૫
વૈશ્ય એક વે વાણીયો વૈકુંઠદાસ વીવેક
અકલવત છે અગભડિ અધિક મનોહર એક ૧૬
પુત્રી કહે 'પીતા સુણો હુ પુજુ પરિબ્રમ
વર આપશે મુને વિશ્નુજી ધીરજથી રહેશે ધર્મ' ૧૭
શુદ્ર એક સલક્ષણો સોમો સાહન ધીર
કન્યા એક કનકાવતી શામા શુધ શરીર ૧૮
પીતા-પ્રત્યે પુત્રી કહે 'તમ્યો કરો તમારુ કામ
કૃશ્ન કીપાલ કરુણાનીધી તે શ્રી-વર દેશે સ્વામ્ય' ૧૯
ચ્યારે ચતુર ચિંતની ચાત્રણી જેહવા ચેહેન
માહા-મનોહર માનનિ અકલ ઘણેરી એન ૨૦
વર માગે પુજે વીશ્નુને એમ વીતા કેટલા દિન
ચાતુરા નવી ચુકી ચાતુરી મોહન વીચ્યારે મન ૨૧
એક દિવસ ચ્યારે ચતુર પુજે પરમેશ્વર પ્રીત્ય
'આપો વર વીશભરા તો રુડી રહેશે રીત્ય ૨૨
જો હાસી હસારથ થશે તો તજવા પરશે પ્રાણ
તાહરે મન તો છે રમુ અમને હોરે હાણ' ૨૩
પ્રભુ-પ્રતે લક્ષ્મી કહે 'એ દાઢી ફેરા ખાય
ત્રૈલોક્ય-મોહન તેવટા વર આપો ઘર જાય ૨૪
ભલી ભગત્ય કરે ભામીનિ તે આપણને ભાર
કીજે ઉશકલ એહને તુ નોધારા-આધાર' ૨૫
હરી હરખ્યા હઇયડા વિખે મુખથી લીધો મેલ
પુરુષ કર્યો એક પ્રાકમી જાણે શયલુ સહેલ ૨૬

'આજ પરણો જઇ એકને !' વલી આવજ્યો 'કાલ્ય'
અંતરધ્યાન થયા એમ કહી વનીતા-શું 'બહુ વાહાલ' ૨૭
બીજે દિવશે બાલીકા વાંહાણે આવી ત્યાંહ
પુંજા કરી પરિભ્રમની દેવલ-દેહરા-માંહિં ૨૮
સ્તુતિ કીધી શુભ સુંદરી વિશ્નુ હરખ્યા વેદ
પુરુષ પ્રગટાવ્યો પ્રાક્રમી ભ્રાંત્ય ન રાખી ભેદ ૨૯
હરખ હેત હઇયડે-થકી સામદ પ્રગટયો સુર
પૂરણ સરદના ચંદ્ર-શો પ્રાક્રમ જેહમાં પૂર ૩૦
એક જણી આપ પુરુષને પરણી રુડી પેંર
બાકી બેં રહી બાલીકા 'કાલ્ય આવજ્યો ઘેંર' ૩૧
પરણી એક તે પુરુષનેં પુરુષ-શું આંણી પ્રીત
રાખ્યો મંદિર રાજવી રુડી રાખી રીત્ય ૩૨
ત્રીજે દિવસેં તે તારુણી દેહરેં આવી દેવ
બેં જણુ બુધિ-નીધાંન છેં કિધી રુડી સેવ ૩૩
હાથ-થકી તે હેતથી પ્રગટાવ્યો પુરુષ પ્રમાંણ
'એક વનીતા વરો એહને' ચતુરા ચતુર સુજાંણ', ૩૪
પરણી એક તે પ્રીતથી ચતુરાઇની ચાલ્ય
કરુણા-નિધ્ય કહેં 'કાંમીનિ, વલી આવજ્યો કાલ્ય' ૩૫
એક રહી તે અરભકી બાલીકા બીજે દિશ
પ્રણામ કરેં પરિભ્રમનેં અરચ્યા પોતેં ઇશ ૩૬
પગથી પુરુષ એક પ્રગટ્યો બલીયો બુધ્ય-નિધાંન
વીશ્નુ ભક્ત વાહાલા ઘણું જાંણેં અષ્ટાવિધાંન ૩૭
ત્યારેં દાઢે ચતુર નર પરણાવી એકેક
રુડો ભુંડો નવી કહ્યો વનિતા-તણો વિવેક ૩૮
રાબ કહેં : શુંણ સલક્ષણા જુવતી તો ત્યારેં જાત
સબુરીઇ કિમ સ્વાંમી વરી વીપરિત એ તો વાત ૩૯
એક બ્રાંમણુ એક ક્ષત્રીયાં એક વૈશ એક શુદ્ર
વર તો વીશ્નુઇ પ્રગટ્યા એક જાત્ય એક રુપ ૪૦

તેણે એક લીધી ગાવડી 'અમને જીવાડજે તું માવડી'
બીજા ભાઇ તેહને તન ચ્યાર તેણે મનમા કર્યો વીચ્યાર ૧૨
શત રુપીયા તેહને રોક શ્રીવંત જનને શાનો શોક
લીધો ઘોડો બાધી બાકરી 'ચિત થકી કરશું ચાકરી' ૧૩
ત્રીજા ભાઇને પુજી ત્રામ 'જીવાડનારો તો છે જગદિશ
લીધા બળદીયા બે તો શ્વેત 'ખેડીશુ કુવો કે ખેત ૧૪
ઘરમા જમનારા છે પાચ અન પાકશે નાવે આચ'
ચોથા પુત્રને અરભક ચ્યાર વીવધના તેણે કર્યા વીચ્યાર ૧૫
પુજી છે તેહને પચાસ અરભક જીવાડ્યાની આશ
'વ્યાજ વોહરા કરશુ વ્યાપાર લહેણ-દેણામા મલશે આહાર' ૧૬
મા-બાપ કહે 'અપુત દો તમ્યો કિમ જીવીશુ કરમા અમ્યો
'જેહને ગીવજીનિ કીધા હશે તે તમને ઉશકલ થશે ૧૭
નહીતર વારા ફરતી વાર ચ્યાર પુત્ર ને દાઢા ચ્યાર'
'વારુ' કરી કર્યું છે કામ થયા આપ આપણે ઠામ ૧૮

દુહા

એકે લેવી ગાવડી એકે કર્યો વ્યાપાર
એકે તો ખેતી કરી એકે ઓલગ અપાર ૧૯
શણ કહે રે સત્યવાદિયા કીયા જન પામ્યા શુખ
કીયા મુયા અથડાઇને કુણે વેઠી ભુખ ૨૦
કુણે મા-બાપને પાલીયા કુણે કીધો ધર્મ
કુણ ચેર ચોખી ગયા કહો એ ચ્યારના કર્મ ૨૧
જો જાણો ને કહો નહી તો તમને હત્યા ચ્યાર
રામ-દુહાઇ દેઉ છુ વીક્રમે કર્યો વીચ્યાર ૨૨
રાજા બોલ્યો રીઝમા 'સાભળ્ય શણ શુભ ધર્મ'
જીણે રાખી ગાવડી તેણે રાખ્યો ધર્મ ૨૩
કૃષી કરમે ખેતી કરી વૈશે કર્યો વેપાર
ક્ષત્રીને કરવી ચાકરી એ તો શુભ સંસાર ૨૪

ધેનુવાલેં ધર્મ રાખીર્યો વ્યાપારેં પોખ્યુ પેટ
માબાપ જીવાડ્યાં ખેતીઇ ન્યાય-તણા એ નેટ ૨૫
ચાકરીવાલો ચિંતાતુરેં અન્ય અલેખે. ખાય
ખરાબ થયો ખટ માસમાં જે ધંધે ખોટેં ધાય ૨૬
જે જાત્યનેં જે લખ્યું તે તે કરેં શુભ કાંમ
તે તો સુખ પાંમે ઘણું નહી તો દુખના ઠાંમ ૨૭
જે કરતો હોઇ તે કરેં તો દિન સુખના જાય
દેખા-દેખી કુઇ પડેં તો તે ધોદા ખાય ૨૮
હાકીશાંનેં ચાકરી - વણીક વૈશ્ય વ્યાપાર
કણુબીનેં કરષીપણેં વીપ્રનેં વીદ્યા વીવહાર' ૨૯
'શાબાશ' કહી શબ ઉડીયુ ઉતપતિનેં આકાશ -
ગયું મસાંણેં ગાંધ્રવેં સિધ-વડ-સમીપેં પાસ ૩૦
ગાતેં શુંણતેં ભણાવતેં સિખેં સાંભલેં સાર
પ્રસન થાઇ પરમેશ્વરી નોધારાં-આધાર ૩૧
કથા તો ચોવીસમી સંપુરણ થઇ સાખ્ય
બુધ્ય દેનારી બુધ્ય-નિધી ભારતી પોતેં ભાખ્ય ૩૨
સીક્ષા સમસ્યા સાંણુપણ વીદ્યા-વાંણી-વીલાસ
એહ કથા પુરણ હવી કહેં કવી શાંમલદાસ ૩૩

★

પ્રથમ કેહી કાંમિની . પરણી રુડી પેંરે
ત્રણેં બીજી તારુણી કુણ કુણ ગઇ છેં ઘેંર ૪૧
બીજેં દીવસેં બાલીકા કુણ જાત્ય પરણી પ્રીત
ત્રીજેં દિવસે કેંઇ તારુણી ચોથેં કેહી રિત્ય ૪૨
જો જાંણો નેં કહો નહી તો સ્ત્રી-હત્યા-પાપ
સંદેહ ભાગો શબ કહેં અકલવંત છો આપ ૪૩
વીક્રમસેન વલતા વદેં 'એહમાં શો સંદેહ
પ્રથમ પુરષ જે પ્રગટ્યો તોલ ઘણેરું તેહ ૪૪
મુખથી પ્રગટ્યો મહા-પુરુષ બ્રાંમણ જાત્ય નેં બ્રમ
વરિ કન્યા તે વીપ્રની ધારિ જો તું ધર્મ ૪૫
ખરો પુરુષ તે ક્ષત્રી છેં ઉરદેં પ્રગટ્યાવ્યો રીઝ
ક્ષત્રાણી તેહનેં વરી બુધિ-તણુ એ બીજ ૪૬
વૈસ્ય પ્રગટ્યો પાણ્યથી વરી વૈસ્ય-કન્યાય
પગથી પ્રગટ્યો તે શુદ્ર છેં એ વાતેં નહી અન્યાય ૪૭
શ્રષ્ટી રચી છેં શીવજીઇ પ્રથમ પેહેલી પુર
ચ્યાર વરણ એમ સરજીયાં જાહારે ચંદા સુર' ૪૮
'શાબાશ' કહી શબ ઉડીયુ 'ધર્મવંત ધન ધન્ય
ભલેં અવતર્યો 'તો ભુમી પર માંન્યુ માહરું મન' ૪૯
એમ કહીનેં ઉડીયુ અંતરીક્ષથી આકાશ
હરસિધ હજુરી જઇ રહ્યુ સિધ-વડને પાશ ૫૦
મંદિર આવ્યો મહિ-પતિ કહી પુન્યનેં ફેર
'જો ગમશેં ગોવિંદનેં તો લાવું હુ ઘેંર' ૫૧
કથા તો ત્રેવીસમી સંપુરણ થઇ સાખ્ય
બુધ્ય દેનારી બુધ્ય-નિધી ભારથી પોતેં ભાખ્ય ૫૨
રખીયલ રાજ માહારાજથી પ્રગટ્યું એહ પુરાંણ
ઇછા અનપુર્ણા-તણી સમઝો ચતુર-સુજાંણ ૫૩
ગાઇ સીખેં નેં સાંભલેં તે પામે લીલ-વીલાસ
પરમેશ્વર-પ્રતાપથી કહેં કવી શામલદાસ ૫૪

*

# કથા ચોવીશમી

## દુહા

અનપુરણ તું અંબીકા    અભરે-ભરણી આપ
સ્રષ્ટી-વેલ્ય-સિંચણ-તણી    વેદ-પુરાંણે છાપ    ૧
હંસ-વાહની હિત-કારિણી    બ્રમ-તનયા બ્રમ-રુપ
સનકાદિક સેવેં સહુ    ભમેં ખોલતા ભુપ    ૨
ચોવીસમેં દિન ચતુર નર    ઉઠેં આલસ મોડ
ગીધ-વડ-સમીપેં જઇ    છત્ર-પતિ શબ છોડ    ૩
બાંધી ખાંધ બાધુર ચલો    શબ બોલ્યુ શુભ વાત :
પર-દુખ-ભંજન સુખ-કરણ    જુગ જાણીતલ જાત્ય    ૪
કહુ વાત કાંને સુંણો    હુંકારો નવી દેશ
હું કહું તે તમો સાંભલો    કરો પંથ પ્રવેશ    ૫

## ચોપઇ

પુરંદર પાટણ પોહોડું પીઠ    દેવ-લોક જેહવું તે દીઠ
વર્ણ અઢારેં વાસો વસેં    ધર્મ-મારગ-ઉપર તે ધસેં    ૬
ભોલો ભટ એક બ્રાંમણ-ભુપ    રુખી-જાત્ય પણ સીધ-સ્વરુપ
ચાતુર પુત્ર તેહનેં છેં ચ્યાર    શુભ-કરમી શુભ-લક્ષણ સાર    ૭
કર્મ-અનુસારેં વરતે વેદ    ક્ષણ માત્ર મનમાં નહી ખેદ
બુધ્ય-નિધાંન તે ચ્યારેં બાલ    એક વાર દેશમાં પડયો દુકાલ    ૮
અન નીર નેં ખુટાં ત્રણ    નાઠા લોક જિમ રણમાં હર્ણ
પુત્ર ચ્યાર તે માત નેં તાત    એકાંત્ય બેઠાં વિચ્યારિ વાત    ૯
માંણુસ આપણ ઘરનાં વીસ    અન આપણનેં આપશેં ઇશ
પ્રદેશ જતે તો રઝલી મરો    કાલ-ક્ષેપન ઘર બેંઠાં કરો    ૧૦
એક મોટો ભાઇ સત્ય-વાદિ સાંચ    તેહનેં પુત્ર પુત્રીયો પાંચ
અધિકી અનાથ વીચ્યારી વાત    પુંજી તેહનેં રુપીયા સાત    ૧૧

તેણે એક લીધી ગાવડી 'અમને જીવાડજે તું માવડી'
બીજે ભાઈ તેહને તન ચ્યાર તેણે મનમા કર્યો વીચ્યાર ૧૨
ગત ગ્પીયા તેહને શેક શ્રીવંત જનને શાનો શોક
લીધા ઘોડા બાંધી બાકરી 'ચિત થકી કરશુ ચાકરી' ૧૩
ત્રીજા ભાઈને પુત્ર ત્રીસ 'જીવાડનારો તો છે જગદિશ
લીધા બળદીયા બે તો ગ્રેત 'ખેડીશુ કુવો કે ખેત ૧૪
ઘરમા જમનારા છે પાચ અન પામશે નાવે આચ'
ચોથા પુત્રને અગ્ભડ ચ્યાર વીવધના તેણે કર્યા વીચ્યાર ૧૫
પુત્ર છે તેહને પંચાસ અરભક જીવાડ્યાની આશ
'વ્યાજ વોહરા કરશુ વ્યાપાર લહે પુન્દે ણામા મલશે આહાર' ૧૬
મા-બાપ કહે 'સપુત દો તમ્યો કિમ જીવીશુ કમા અમ્યો
'જેહને શીવજીનિ કીપા હશે તે તમને ઉશ કલ થશે ૧૭
નહીતર વારા ફરતી વાર ચ્યાર પુત્ર ને દારા ચ્યાર'
'વારુ' કરી કર્યું છે કામ થયા આપ આપણે ઠામ ૧૮

દુહા

એકે લેવી ગાવડી એકે કર્યો વ્યાપાર
એકે તો ખેતી કરી એકે ઓલગ અપાર ૧૯
શબ કહે રે સત્ય-વાદિયા કીયા જન પામ્યા શુખ
કીયા મુયા અનદાઈને કુણે વેઠી ભુખ ૨૦
કુણે મા-બાપને પાલીયા કુણે કીધો ધર્મ
કુણ પેટ પોખી રહ્યા કહો એ ચ્યારના કર્મ ૨૧
જો જાણો ને કહો નહી તો તમને હત્યા ચ્યાર
રામ-દુહાઈ દેઉ છુ વીક્રમે કર્યો વીચ્યાર ૨૨
રાજા બોલ્યો રીઝમા 'સાભલ્ય શબ શુભ ધર્મ'
જીણે રાખી ગાવડી તેણે રાખ્યો ધર્મ ૨૩
કૃષી કરમે ખેતી કરી વૈશે કર્યો વેપાર
ક્ષત્રીને કરવી ચાકરી એ તો શુભ સંસાર ૨૪

ધેનુવાલે ધર્મ રાખીર્યો ’ વ્યાપારે પોખ્યુ પેટ
માબાપ જીવાડયા ખેતીઇ ન્યાય-તણુ એ નેટ ૨૫
ચાકરીવાલો ચિંતાતુરે અશ્વ અબેખે ખાય
ખરાબ થયો ખટ માસમા જે ધધે ખોટે ધાય ૨૬
જે જાત્યને જે લખ્યુ તે તે કરે શુભ કામ
તે તો સુખ પામે ઘણુ નહી તો દુખના ઠામ ૨૭
જે કરતો હોઇ તે કરે તો દિન સુખના જાય
દેખા-દેખી કુઇ પડે તો તે ઘોદા ખાય ૨૮
ઠાકોરને ચાકરી વણીક વૈસ્ય વ્યાપાર
કણબીને કરષીપણે વીપ્રને વીદ્યા વીવહાર’ ૨૯
‘શાબાશ’ કહી શબ ઉડીયુ ઉતપતિને આકાશ –
ગયુ મસાણે ગાધ્રવે સિધ-વડ-સમીપે પાસ ૩૦
ગાતે શુણતે ભણાવતે સિખે સાભલે સાર
પ્રસન થાઇ પરમેશ્વરી નોધારા-આધાર ૩૧
કથા તો ચોવીસમી સંપુરણ થઇ સાખ્ય
બુધ્ય દેનારી બુધ્ય-નિધી ભારતી પોતે ભાખ્ય ૩૨
સીક્ષા સમસ્યા સાણપણુ વીદ્યા-વાણી-વીલાસ
એહ કથા પુરણ હવી કહે કવી શામલદાસ ૩૩

*

## કથા પચીશમી

### ચોપઈ

શ્રી-ગણાધીપત્યને સીસ નાંમીઇ   પુરણ વીદ્યા પ્રીતે પાંમીઇ
સારદા-માતને જે સેવીઇ   ખાંત્ય-થકી દાતા દેવીઇ ૧
પચવીસમે દિવસ પુરંદર-પુત્ર   રાત્યે આવે મેહલી ઘર-સુત્ર
શબ છોડયુ બાંધી ગાંઠડી   મહિ-પત્ય વલ્યો વાલી મુંઠડી ૨

બોલ્યુ શબ : સાંભલી રે રાય   મહારાજ રાજ સમજો મન-માંય
ચંદ્રાવતીનો રાજા ચંદ્ર   અલખત જોતાં પોતે ઇંદ્ર ૩
પ્રતાપસંઘ નામે એક પુત્ર   સત્ય-વાદિ શોભિત ઘર-સુત્ર
એક દિવસ શીકાર-કારણે   બુધી-નિધાંન બેંહુ બારણે ૪
પીતા પુત્ર જુગત્યે જોડલા   ઘણુ-સુલી બેને ઘોડલા
સકલ સેન્ય પછવાડે રહ્યુ   તેહનું જાંણુ કોહને નવી થયુ ૫
મેહેવાસ-માંમો બે નિસર્યા   પ્રધાંન પંડિત તે વીસર્યા
એકલા બે ચાલ્યા રણ-માહે   પગલા દિઠા તરતનાં ત્યાહ ૬
નર-પતિ કહે 'નારીઓ જાઇ છે   એક નાહાની એક મોટી થાય છે
જોઈઇ પારખું ભલુ ભાખશુ   રાંમાને રાંણિ કરી રાખશુ ૭
નાહાનાં પગલાંની વરજ્યો તમો   મોટાં પગલાંની વરશુ અમ્યો'
તે વાતની પ્રતીગ્ના કરી   એકેકને સિર અકેકી ઠરી ૮
ઘોડા ડપટાવ્યા તે ઘાટમાં   વનીતાને ઝાલી વાટમાં
પીતા પુત્ર જિહા બે પેર   મા-દિકરી જતા'તાં ઘેર ૯
મોટા પગલાંની દિકરી   તો તે વર પીતાને વરી
નાંહાંનાં પગલાની તે તો માત   સુત પરણ્યો તે તો સાક્ષાત ૧૦
દીકરી માત તાત ને પુત્ર   એમ માંડિ બેઠાં ઘર-સુત્ર
તેહને છોકરાં આવ્યાં ઘણાં   શાં શાં સગપણ કોહો તે તણાં ૧૧
શબ કહે: રે સત્ય-વાદિ રાય   એ બેનું સગપણ શુ થાય
જો જાંણો ને ન કહો વાત   ઘણી ગાંમ-ગોચરની ઘાત ૧૨

### દુહા

ગજાઇ રુદે વીચ્યારીયુ પુરણ કીધી પેંર
સમઝયે નહી તે શબ મહિત શુભવત આવ્યો ઘેર ૧૩
ગોઠવણ તો ઘણીઇ કરી જડી નહી કો જાગ
સગપણ સોધ્યુ નવી જડયું પુર-પતિ લાગ્યે પાગ્ય ૧૪
બુધી નિધાન બોલ્યો નહી શબ તો બાધ્યુ શીશ
નાશિ ન મક્યુ નર-પત્ય-થકી પુરા દિન પચવીસ ૧૫
ઉજેણ-માહે તે આવીયા ભાગ્યુ શબનુ જોર
હિંમત ટોડ હઠે ગઇ ચીતથી થયો તે ચોગ ૧૬
મેજ પોતાની પાથરી પોઢાડયુ તિહા પ્રીત્ય
ચોટી ગ્રહ્યો તિહા ચતુર નર રાજસ-કેરી રિત્ય ૧૭

### ચોપઈ

હેત કરી જોડ્યા બે હાથ શબ બોલ્યુ રાજાને સાથ
'પ્રથવી-પત્ય તાહરુ તો પાપ ભ્રમ-હત્યા બેઠી તુઝ આપ ૧૮
પર-દુખ-ભંજન જે તુઝથી થયુ આજ થકી તે વેહેતુ ગયુ
ઘણા કર્યા તે પુન્યના ઘાટ તે સરવે ઉડાડી વાટ ૧૯
દુખ-ભંજન પરાવ્યુ નામ તે ગુણ-હીણો કહેશે સહુ ગામ
પુન્યે તાહરુ પાસગે જશે કોગાન કોટિ હત્યા તુઝ થશે ૨૦
હાથે ઝાલી આવીસ મારવા સાત જન્મનુ સુકીત હારવા
તે લીધી છે એહની બહુ લાચ તેણે પરઠે હત્યા ગિગ પાચ ૨૧
ચડાલ નામ ચિંણ ખુટે ચઢે પર-લોકે તુ નરકે પડે
ફટફટ કહેશે સહુ લોક નામ દુખ-ભજન થાશે ફોક ૨૨
માયામા પડ્યો તુ ગદી-પતિ દયા રુદે મા નાણી રતી
સવારથનો સગો તુ થયો ગુણ તાહરો તે વે હેતો ગયો ૨૩
મુઝને જાણે છે તુ શબ તુહું કહે તો બેસુ અબ
ઉમર માહરી છે વરસ જ બાર બ્રામણ રકન્તણો હુ કુમાર ૨૪

